# ફ્લોરીસ.

(ઇંગ્રેજી સંસારની એક વાર્તા.)

લખનાર

શહેરાં કેખશરૂ વકીલ.

(Shrewd.)

આવૃતી પેહેલી.

ઇ૦ સ૦ ૧૯૨૦.

કીમત રૂ. બે.

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ
૯૩૦૮

(આ પુસ્તક નં૦ ૭૫, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઈ મધે આવેલા 'નવરંગ પ્રીન્ટીંગ પ્રેસ'માં તેના માલેક મી૦ અરદેશર ખરશેદજી દેશાઇએ છાપ્યું છે; અને મીસીસ શહેરાં કેખશરૂ વકીલે, એલેકઝાન્ડ્રા રોડ, ન્યુ ગામદેવી ઉપરથી પ્રગટ કર્યું છે.)

આ પુસ્તક ઇ. સ. ૧૮૬૭ ના ૨૫ માં આકટની રૂએ રેજીસ્ટર કરાવ્યું છે, માટે તેના રચનારની રજા વગર કોઇને એ ફરી છાપી પ્રગટ કરવાનો હક નથી.

# પ્રસ્તાવના.

---

મેહેરબાન વાંચકો,

કાંઇ પણ શરૂઆત કરવા આગમચ, આ માહરૂં નાનકડું પુસ્તક ખરીદી તમોએ મને જે માયાળુ આશરો આપ્યો તે માટે હું તમારો આભાર માનવાની રજા લઉંછું.

પુસ્તકના આકારમાં બહાર પડેલી આ માહરી પહેલીજ નવલ કથા છે, પણ, હાલના પ્રખ્યાત લેખક મી૰ બહમનજી કાબરાજીનાં જાણીતાં ચોપાન્યાંઓ ફુરસદ અને નવરાસમાં તેમજ બીજે અનેક ઠેકાણે સને ૧૯૧૧ નાં સાલથી જુદા જુદા તખલ્લુસો હેઠળ માહરાં ઘણાં લખાણો પ્રગટ થયાં છે, અને તે વાંચક વર્ગની પસંદગી પામેલી હોવા વીશે એ મહેરબાન બાઇજીએ મને અનેકવાર ખાત્રી આપેલી હોવાથીજ હું આજ રોજે તમો સનમુખ રજુ થવા સહેજ હીંમત કરી શકી છું.

'નવરંગ'ના અધીપતી મી૰ અરદેશર ખ. દેશાઇના ખાસ આગ્રહથી મેં આ વાર્તા ફ્લોરીસ 'નવરંગ'માં ચાલુ કરી હતી જે બરાબર દોઢ વરસ તક લંબાવા પછી હાલમાં ખતમ થઇ છે. એ વાર્તાએ પણ વાંચક વર્ગની પ્રસંશા મેળવેલી હોવા વીશે મી૰ દેશાઇએ અનેકવાર આપેલી ખાત્રીથી હીંમત પામી, એને એક પુસ્તકના આકારમાં બહાર પાડવાની મને લાલચ થઇ, પણ એ હાલમાં થોડુંકનીજ ખતમ થયલી હોવાથી, જોકે એનાં ઉતાવલા વંચાનની ફતેહ બાબે મને જાહજી ખાત્રી નથી, છતાં એમ કરવાનું મને એક મોતેબર કારણ છે, અને મને ઉમીદ છે કે કશાંને ખાતર નહીં તોપણ તે

માહરી ભલી નેમ પાર પાડવાને ખાતર તમો મને દીલોજાનીથી મદદ કરશો.

પારસી કોમના સંખ્યાબંધ ધર્મખાતાંઓ છે, જેમાંના કેટલાંક તો ખાસ ઘણાં પ્રશંસાપાત્ર છે, અને તે માંહેલાં ચોકકસ બે ખાતાંઓ જેઓને હાલ મદદની મુખ્ય જરૂર હોવાથી તે માટે કાંઇક રકમ મેળવવાનો મને લોભ થયો, જેથી મેં ઘણી ઉલટથી એ કામ આટોપવાનું શરૂ કર્યું. એ પુસ્તકનાં વેચાણની આવકમાંથી ફકત ખર્ચ બાદ કરી બાકીની તમામ રકમ સરખે ભાગે "સ્ત્રી જરથોસ્તી મંડળ" તેમજ પરમાર્થી બાઇ શીરીનબાઇ કામાનાં "કોનવેલસંટ હોમ" વચ્ચે વહેંચી આપવાની ખાસ મકસદથી આ પુસ્તક હાલમા રજુ કરૂંછું, અને માહરી ખાત્રી છે કે એ ખરેખરાં ભલાં કામમાં તમો મને દીલસોજ ટેકો આપશો.

શાહેરા કેખશરૂ વકીલ.

માહરાં ભલાં અને નેક માતાજી

જરબાઈ પીરોશાહ શરાફને

તેઓ તરફનાં માહરાં અથાગ વ્હાલની

એક નજીવી ઇધાણી દાખલ, હઝારો

હેશાન અને માનની લાગણી સાથ

આ માહરૂં પહેલું પુસ્તક

અર્પણ કરૂં છું.

**Shrewd.**

# ફ્લોરીસ.

## (ઇંગ્રેજી સંસારની એક વાર્તા.)

### પ્રકરણ ૧ લું.

જુન મહીનાની તે એક ખુશનુમાં સાંહજ હતી, અને વેસ્તબરીનાં દેવલમાં ૭ વાગતાના તકોરા કયારના પડી ચુકયા હતા, કે જ્યારે તે ગામડાંના એકાદ શાંત લત્તા ઉપરથી એક નવજવાન બાળા પસાર થતી હતી. આસરે ઓગણીસેક ઉનાળા જોઇ ચુકેલી, તંદરોસ્તીના પુર બહારમાં ખીલી નીકળેલી તે એક સુંદર છોકરી હતી.

સરોવર જેવાં સીધાં કદની, અને વર્ણન નહીં કરી શકાય એવા મોહક ચેહેરાની તે એક સુંદરતા હતી કે જેણીની મોહડી ભુરી આંખોનો અજબ જેવો પ્રકાશજ કોઇને પણ મોહીત કરે એવો હતો. વળી તે સુંદર ચશમોમાં નરમાશ, નીર્દોષતા અને નીખાલેશપણું પણ તેટલીજ હદમા વાંચી લઇ શકાતાં હતાં.

તેણીના હાથમાં તેનીસ રમવાનું એક બેત હતું, અને તેણીના ગરમ થયેલા ગોલાબી રોખસારો જોતાં તુરત દેખાઇ આવતું હતું કે તેણી રમીને પુરેલી ઠાકી ગયલી હતી.

દેવલના ઉંચા મીનારાનાં ઘડીઆલ પર નજર કરતાં તેણીએ ઝડપ ઘણી વધારી, અને તે મહોલ્લો પસાર કરી બાજુમાના એક રસ્તા ઉપર વલતાંજ એક નાહના બગીચ સાથનાં રમકડાં જેવ સુંદર મકાનનો દરવાજો ઉઘાડી અંદર પેઠી.

બગીચો પળવારમાં પસાર કરી, તેણી તે ઘરમાં દાખલ થઇ, અને ડ્રોઇંગ રૂમમાં મુકેલાં એક સ્ટેનડ ઉપર પેલું બેત તથા પોતાની ટોપી મુકી, પોતાના બાલ એકાદ આરસીમાં જોઇ સરખા કરી લીધા.

માત્ર અગત જોગુંજ થોડું ફરનીચર ત્યાં હતું, છતાં જે હતું તે સઘળું ઘણા સારા તેસ્તથીજ ગોઠવાયલું એકકી નજરે જોઇ શકાતું હતું. એકાદ ખુણામાં એક સુંદર કોતર કામની તેબલ હતી, જ્યારે વલી એક બીજી બાજુ પર પુરાણા વખતનો એક કુશાદે સોફા હતો, જે બંધેપર કારલાઇલ ખાનદાનનો Motto પાડેલો હતો.

બાલ સરખા કરી લઇ તેણીએ બાજુના રૂમનું બારણું ખોલી અંદર ડોકાવ્યું. તે બી એક સફાઇદાર અને સારા તેસ્તથીજ ગોઠવેલો નાહનો ડાઇનીંગ રૂમ હતો. તેબલ પર સફેદ ફુલ જેવું કપડું પાંઠરી જમવાની બધી સામગ્રીઓ તૈયાર રાખેલી હતી. ત્યાંબી કોઇને નહીં જોઈ, સહેજ અજબ થઇ તેણી પાછી આગલાજ રૂમમાં ગઇ અને ઘંટરડી જેવા મીઠા અવાજે પોતાની માતાને પુકાર માર્યો.

તેજ વખતે, આબરૂદાર અને સારા દેખાવની એક જવાન છોકરી, જે દેખીતી રીતે તે ઘરની "મેડ" હતી, તેણી અંદર આવી.

"શેઠાણી સીતીંગ રૂમમાં બેઠેલાં છે મીસ, કોઇ ગ્રહસ્થ આવેલા છે." તાબેદારીના દેખાવ સાથ ધીમે સ્વરે તેણીએ જણાવ્યું.

તે મોહટી ભુરી આંખોમાં સહેજ અજાયબી પ્રગટી નીકલી, જાણે એ રવેશે મલવા આવવાનો બનાવ અસાધારણ હોય તેમ, અને પછી સીટીંગ રૂમના બારણાતું કડું ફેરવ્યું, અંદર જતાં તેણી પહેલા સહેજ અચકી અને બહારજ થોભી.

"ફ્લોરીસ, બેટા તું છે કે? અંદર આવની!" તેવામાં તેણીની માતાએ તેણીને બોલાવવાથી, હીંમતથી અંદર દાખલ થઇ.

તેણીની માતા–મીસીસ કારલાઇલ સઘડીની નજદીક એક આરામ ચેર પર બેઠી હતી,–તે બાપડી ચાલુ બીમાર ચાલવાથી તેણીને બારે માસ સઘડીની જરૂર રહેતી અને તેણીની સામે એક ખુરસી પર, લગભગ પાકેલા બાલનો, સાધારણ કદનો, અને નાહની પણ ચળકતી અને નરમાશ ભરી આંખનો, અધોર ઉમંરનો ગ્રહસ્થ બેઠો હતો.

ફ્લોરીસના દાખલ થવા સાથે તેણીની સુંદરતા પર નજર પડતાંજ, અજાયબી અને વખાણની ભેગી લાગણીઓથી તે નાહની આંખ એકાદ પલ તેણી તરફ ટીકાઇ,.પણ બીજેજ પલે તેણે પાછી ત્યાંથી ફેરવી લીધી.

મીસીસ કારલાઇલનો ચહેરો ફીકકો હતો, અને કાંઇક મુશ્કેલીથી તેણીનું મગજ ગુંચવાતું હોય એવું લાગતું હતું.

"એવણ માહરાં દીકરી થાય, મી૰ મોરેલ," તે માતાએ તે બન્નેની ઓલખ કરાવતાં કહયું, "ફ્લોરીસ, આય એવણ મી૰મોરેલ, આપણા ધારાશાસ્ત્રી છે."

મી૰ મોરેલ ઉઠીને તરત નમ્યો, અને પછી જાણે ઉતાંવલમા હોય તેમ પોતાનાં ગજવામાંથી ઘડીઆલ કાઢીને તે ઉપર નજર કરી. ફ્લોરીસે સહેજ અચરતીથી તેના ભણી જોયું.

"તમે હમારી સાથે ખાણું લેશો, મી૰ મોરેલ?" એવામાં મીસીસ કારલાઇલે પોતાની ખુરશી પરથી ઉઠી, ખભાં પર નાંખેલી શૅાલ સરખી કરતાં પુછયું.

"મને આંઠ વાગતાની ત્રેન પકડવાની છે, મેડમ."

"તેનો શું મુજાકો છે? હું હમણાંજ ભાણું કઢાવુંચ એટલે તમોને પુરતો તાઇમ મલશે. માહરી તબીઅતને લીધે હમે ઘણું ખરૂં

જલદીજ જમીએચ. હું-હું ખુશી થવશ, અને પછી માહરી દીકરીને જે કાંઈ કહેવાનું છે તે માહરા કરતાં તમે વધારે સારી રીતે સમજાવી શકશો. મને તો હજી બરાબર સમજાણી પડતી નથી." અને તે ગરીબ અબળાએ કાકલુદીથી પોતાની બેટી તરફ નજર કરી.

ફ્લોરીસે નજદીક આવી અતી ઘણાં વ્હાલ અને કાળજીથી પોતાની માતાનાં ખભાં પર નાંખેલી શૅાલ સરખી કીધી, અને પછી તેઓ ત્રણુંડે ડાઇનીંગ રૂમમાં ગયાં.

તે સુખવાસી રૂમમાં આસપાસ નજર દોડાવતાં મી૦ મોરેલ દેખીતી રીતે ખુશી થયલો લાગ્યો, પણ તુરતજ વળી પાછું કાંઇ યાદ આવતાં એક ધીમા નીસાસા સાથ તે પોતાની ખુરશી ઉપર ગોઠવાયો.

"તમે લંડનથી આવ્યા, મી૦ મોરેલ?" જમતાં જમતાં મધુર હળકે ફ્લોરીસે સવાલ કીધો.

"હાજી. સાડા ચાર વાગતેની ત્રેનમાં આવ્યો. ઘણીજ સ્લો ત્રેન, કંટાલાભરેલી મુસાફરી, અને વળી લેટ થઇ. પણ રેલવે કંપનીના ડીરેકટરો વખતની કીંમત બરાબર સમજતાજ નથી." તેણે કંટાલાથી કહયું.

"અને ધારાશાસ્ત્રીઓ બરાબર સમજેચ!" સ્હેજ હસતાં ફ્લોરીસ બોલી.

"એમ છે ખરૂં!"

"ફ્લોરીસ, તુ કયાં ગઇ હતી?" થોડે વારે મીસીસ કારલાઇલે તેણીને સવાલ કીધો.

"લેડી બરતનની તેનીસ પારટીમાં, મમા!"

"અરે હા, તે તો હું ભુલીજ ગઇ'તી."

"તમે 'તેનીસ' રમોચ કે, મી૦ મોરેલ?" ફ્લોરીસે તે ગ્રહસ્થને પુછ્યું.

"નહીં, મીસ કારલાઇલ મને તેનીસ રમવાની ફુરસદજ નથી મલતી પણ હું ધારૂંચ કે તમે ઘણી સરસ સાંહજ પસાર કીધી હશે."

"ઘણીજ, ડેંકયું." તેણીએ જવાબ દીધો, અને વળી પાછી ચુપકીદી પંઠરાઇ.

તે બંધેના ભેજાં પર કાંઇ ચોક્કસ ભાર હોય એમ દીસ્તું હતું, જ્યારે ફ્લોરીસ પોતાના પહરોણુાની કાળજી મુગે મોંઢે કરી જતી હતી.

અંતે ખાણું પુરૂં થયું અને વાઇનની બાટલી ને ગ્લાસ તેબલ પર મુકી, 'મેડ' ઓરડો છોડો ગઇ.

"તમે વાઇન લેવો તેટલાં હમોને બેસવા દેવા તમો કાંઇ વાંધો નહીં કરશો હું ધારૂંછ, મી૦ મોરેલ." મીસીસ કારલાઇલે તેના તરફ જોઇ કહયું. "અને તેટલાં તમે માહરાં દીકરીને હવે બધું સમજાવી શકશો."

"જરૂરજ મેડમ," અને એક ખંખાર મારી તે કાયદાશાસ્ત્રીએ પોતાનું ગળું સાફ કીધું.

"હું તમારા માતાજીને એમ જણાવવા આવ્યો હતો, મીસ કારલાઇલ, કે આપણા કેસનું અંતે છેવટ આવ્યુંચ."

"કેસ!" ફ્લોરીસે અચરતી બતાવી, તુરતજ કાંઇ યાદ આવી જતાં તે મીઠા ચહેરા પર સહેજ હસવું પથરાયું. "માફ કરજો, હું લગભગ ભુલી ગયલી. હું એટલો લાંબો વખત થયો એ વીશે સાંભલુંચ, લગભગ માહરા જનમથીજ કે હવે તો હું તે ભુલી જવા પરજ આવી ગઇચ." અને વળી પાછી તેણી હસી.

"વગર શકે." તેણે ગંભીરતાથી ટેકો આપ્યો. "એ દાવો તમારા બપાવાના વખતનો શરૂ થયલો હતો. તમારા બપાવા અને લૉર્ડ નોરમનનાં કુટુંબો કાંઇ સગપણથી જોડાયલાં હતાં—"

"હમે તે સગપણનું નાતું કબુલ કરવા હંમેશ ના પાડતાં હતાં," મીસીસ કારલાઇલે કહયું.

"પણ છતાં, એટલું તો ખરૂં કે એ બે કુટુંબો કોઇ રીતે ગુંચવાયલાં હતાં."

"કાંઈ મીલકત સંબંધી તે દાવો હતો." મીસીસ કારલાઇલે નબલા અવાજે કહયું "પણ હું તે હજી પુરતી રવેશે સમજી શકી નથી."

"તેમાં કાંઇ નવાઇ જેવું નથી, મમા તમેજ જુવોની કે દાવા પાછલ બે પેઢી સુધી હજી ગુચવાડો ચાલેછ!" ફ્લોરીસે હસીને ટેકો આપ્યો.

"કોર્ટ ને કેટલાક શીખેલા વીદવાનોને પણ તેણે ગુંચવણમાં નાંખ્યાચ." મી૦ મોરેલે જણાવ્યું, "મેં કહયું તેમ, એ બે કુટુંબો વચ્ચે કાંઇ મીલકત બાબે વાંધો પડયો, અને તેઓનો દાવો સરકારની અદાલતમાં નોંધાયો. એક દાવો અદાલતમાં દાખલ કરવો, અલબતાં ઘણોજ સહેલ છે, પણ એક વખત ત્યાં નોંધાયા પછી તેમાંથી બહાર નીકળવું સર્વથી મુશકેલ છે."

ફ્લોરીસ એ સઘળું એક ચીતે સાંભલતી, બારીની બહાર બેધ્યાનપણે જોતી બેઠી હતી.

"પહેલે સવાલ ઘણો નજીવો લાગ્યો," મી૦ મોરેલે આગલ ચલાવ્યું, "પણ વખત જતે ગુચવાડો વધતોજ ચાલ્યો."

"હા, અને સાથે ખરચબી." ફ્લોરીસે કહયું, "તેનેજ લીધે તો હમોને "રબી હૉલ" છોડીને હયાં આવવું 'પડયું હતું."

"એવા કેસોમાં હંમેશ ખરચ ઘણો વધતોજ થાયચ, મીસ કારલાઇલ; પણ હું જણાવવાને ઘણો ખુશી અને મગરૂર છું કે અંતે તેનું છેવટ આવી ગયુંચ. હું એમ કહેવા માંગુંચ કે છેવટ આવ્યુંચ તેના કરતાં ઉલટુ આવતે તો હું વધારે ખુશી અને મગરૂર થતે."

"એટલે એમ કે હમે કેસ હારી ગયાંચ!" સહેજ પણ દલગીર થયા વના ફ્લોરીસે બેદરકારપણે પુછયું.

"હું જણાવવાને દલગીર છું કે તેમજ થયુંચ, મીસ કારલાઇલ." તેણે જણાવ્યું. લાંબા વખતની મતફેરી પછી તે દાવો "હાઉસ ઓફ લોરડસ"માં ગયો કે જ્યાં છેવટનો ચુકાદો લોર્ડ નોરમનની તરફેણમાં આવ્યોચ."

મીસીસ કારલાઇલે એક નીસાસો ફેંકયો.

"લોર્ડ નોરમન!" ફ્લોરીસ બબડી. તે નામ તેણીની ટુંક ઉમરમાં કેટલી બધી વખત તેણીને કાને પડયું હતું તે તેણીએ યાદ કર્યું.

"વેલ, હું ધારું છ કે તેવણનો હક વાજબી હશે." તેણીએ કહ્યું.

"અને આપણે તો હમેશ તેનો હક ગેરવાજબીજ ગણતાં આવ્યાંચ." મીસીસ કારલાઇલે નીસાસો નાંખતાં કહ્યું. "તાહરા બહેસ્તી પપા બીચારા કલાકોના કલાકો સુધી મને એ બાબદ સમજાવતા પણ હું તે કદી સમજી શકતી નહી."

"હા, આપણે તેનો હક ગેરવાજબીજ ધારતાં હતાં, નહીં તો આપણે લડત ચલાવવા આટલો વખત અને પૈસો બરબાદ કરતે નહીં." મી૦ મોરેલે ટેકો આપ્યો.

"પણ હવે તમો તેમ નથી ધારતાની?" ફ્લોરીસે પુછ્યું "લંડનની સર્વથી મ્હોટી કોર્ટે તેની ફેવરમાં ચુકાદો આપ્યોચ."

"કેસ અંતે પુરો થયોચ એ જાણીને હમે ખચ્ચીત ઘણાં ખુશી છઇએ." ફ્લોરીસે ધીમે સાહદે કહ્યું. "લોર્ડ નોરમન પોતે મેલવેલું ઇનામ ભોગવવાને વાજબી છે, જે બી તે હોય તે. જો કે તે શું છે તે હું જાણતી નથી."

"એક ગંજાવર રકમ, અને બીજી માલમીલકત!" મોરેલે સમજાવ્યું, અને બાપડી મીસીસ કારલાઇલે પાછી એક હાય ફેકી.

"કે જે જો હમે જીતતે તો હમોને મલતે, અને હમે પાછાં તવંગર થતે! પણ ફીકર નહીં, મમા ડીઅર," અને તે મીઠી મધુરી

ખુશાલ ચેહેરે માતા ભણી ફરી, "પૈસામાંજ કાંઇ સઘળું સુખ નથી સમાયલું. જે વાજબી હશે તેને મલ્યું. નહીં વારૂ?"

પણ તે માતાએ જવાબ દીધો નહીં, અને મી૦ મેરેલ બાપડો પણ અકડવકડમાં પડયો હતો.

"અંહ. હું, મીસ કારલાઇલ," અંતે સઘળી હીંમત એકઠી કરતાં એક ખંખાર મારી ગળું સાફ કરતાં તે બોલ્યો. "એ મીલકતનોજ ફકત સવાલ હતે તો જુદી વાત હતી."

"ત્યારે બીજુ શું છે?" તેણીએ અચરતીથી પુછ્યું.

"એનો મોહટો ખરચ."

"પણ ખરચ તો હમે દર વખતે બરાબર આપ્યાં જતાં હતાં. એ ખરચને લીધે તો હમોને "રૂબી હૉલ," છોડી આ નાહનાં ઘરમાં આવવું પડયું, એ ખરચને લીધે તો હમારા ગાડી ઘોડાઓ અને નોકર નફરોના રસાલાને હમોને રૂખસદ આપવી પડી અને હજી વળી બીજુ શું બાકી છે?"

"હાજી, છેલ્લી આય એ ત્રાયલ થઇ તેનો ખરચ હુજી બાકી રહયોચ, અને–અને તે નજદીક પાંચ હજાર પાઉંડ થવા જાએચ. કોરટે ચુકાદો આપ્યોચ કે બંધે પાર્ટી પોતપોતાનો ખરચ આપે." ગમગીન અવાજે તેણે ખુલાસો કર્યો.

"પાંચ હજાર પાંઉડ!" ફ્લોરીસે ધાસ્તીથી પડઘો કીધો. તેણીની મોહટી ભુરી આંખો તે સુખવાસી રૂમમાં ચોપાસ ફરવા લાગી. પાંચ હજાર પાંઉડ! ત્યારે તો એમજ થરતુ હતું કે તેઓને તે માનીતું મકાનબી હવે છોડીને લંડન તરફ ગીચ્ચ વસ્તીવાલા મહોલ્લામાં એકાદ બે ઓરડા ભાડે રાખી ત્યાં ગંધાવું પડશે! તેઓને હવે પૈએ પૈને વાસ્તે મહોનાજ રહેવું પડશે! તેણીની ગરીબ વ્હાલી માતા, અરેરે તે બાપડીનું શું થશે? તેણીનો ટેબલ પર તેકવેલો હાથ

સહેજ ધ્રુજ્યો. અને તે ચળકતી સુંદર ચશમોમાંથી એકેક અસું ખરી પડયું.

મી૰ મોરેલ જે આખો વખત કાળજી અને માયાથી તેણીને ટીકતો હતો, તેના દીલમાં તેણીનો ગમગીન રડમસ ચહેરો જોઇ ઘણું ચુકાઇ આવ્યું.

"પણ ફીકર ના કરો, મીસ કાર્લાઇલ" તેણે ધીમેથી પાછું શરૂ કીધું. "હજી તમે મને પુરતો સાંભલ્યો નથી. માહરે બીજું કાંઇ કહેવાનું છે."

પોતાના વીચારોમાંથી તેણી સખત ચોંકી. "માફ કરશોજી," ફીકકું હસતાં તેણી બોલી, "માહરૂં ધ્યાન નહીં હતું."

"હું બરાબર સમજુંચ તમારાં મનની મુશ્કેલી. માહરાં વહાલાં લેડી, હું બીજુંબી કાંઇ કહેવા માંગુચ, પણ હું ધારૂંચ કે માહરે પહેલાંથી તે તમોને જણાવવું હતું."

પોતાનો શોકાતુર ચહેરો તેની તરફ ફેરવી, બાકી શું કહેવાનું હતું તે સાંભલવા તેણી તૈયાર થઇ.

"કોર્ટ બરખાસ્ત થવા પછી; લોર્ડ નોરમને પોતાના વારાશાસ્ત્રી મારફતે આપણને એક પેગામ મોકલ્યો, કે જેથી હું પોતેબી ઘણો અજબ થયો. એવી ભલાઇ ભરેલી એક ઑફર મેલવવાનો આપણને કોઇ ખ્યાલ વટીક નહીં હતો, અને લોર્ડ નોરમનને તે વાસ્તે ખચીત ઘણું માન ઘટેચ."

"ભલાઇ ભરેલી ઓફર! લોડ નોરમન તરફથી?" તેણી બેધ્યાનપણે બબડી.

"હાજી, કોર્ટ ઉઠયા પછી લોર્ડ નોરમને પોતે કહેણ મોકલ્યું કે બંધે બાજુનો ખરચ તેવણ એકલા આપવા ખુશી છે. એટલે કે, તમારો ખરચ પણ તેવણ પોતે આપવા માંગેછ."

એક પલ ત્યાં શાંત ચુપકીદી પથરાઇ. તેણીના ફીકકા ચહેરામાં સહેજ પણ ફેરફાર થયો નહીં, પણ તેણીના લાગણીથી ધ્રુજતા હોથો મજબુત બીડેલા હતા. એક પળ તેણીએ ગુપચુપ બારીની બહાર ટીકયા કીધું.

"એ ઓફર ખરેજ ઘણી ઉદાર કહેવાય. ઘણીજ." તેણે ખુશાલીથી માથું ધુનાવતાં કહયું. "મને એવો અનુભવ જીંદગીમાં પહેલીજ વાર મલ્યો અને હું અતીઘણો અચરત થયો. તમોને પાંચ હજાર પાંઉડ કાંઇ પણ મુશકેલી વગર મલી જશે. હું તમોને અને તમારા માયને મુબારકબાદી આપુંચ, મીસ કારલાઇલ, એવાં—"

"સબર કરો!" ફ્લોરીસના મીઠા દમામદાર, ઠઠરાવનારા અવાજથી તે અચકી ગયો. તેણે તો આશા રાખી હતી કે એ સદભાગ્ય સમજતાં તેણી એકદમ ખુશી થઇ ઉપકાર માનવા પડી જશે, જ્યારે આ નાદાન છોકરીના અવાજમાં તો તેથી ઉલટુંજ કાંઇ દીસતું હતું.

"તમે કહોચકે લોર્ડ નોરમને પોતાની રાજી ખુશીથી હમારો ખરચ પુરો પાડવાની એટલે પાંચ હજાર પાંઉડની બક્ષેસ કરવાની ઓફર મોકલી!"

"તદન બરાબર." તેણે જણાવ્યું. "અને હમે તે કબુલજ કરતે પણ મેં ધાયું કે માહરે તે કબુલ કરવા આગમચ તમોને જણાવવું જોઇએ, કારણ કદાચ તમોને ત્યાં પાછો બીજો કાંઇ મેસેજ આપવાનો હોય."

"તમે ઘણું ડહાપણનું કામ કીધુંચ, મી૦ મોરેલ," અને તેણીના અવાજની ગંભીરતાથી તે હેરત થયો. "એવણના ધારાશાસ્ત્રી મારફતે મોકલેલી એ ભલાઇ ભરી ઓફરને વાસ્તે સાધારણ રીતે ઉપકાર માનવા કરતાં બીજું કાંઇ જાસ્તી હમે કહેવડાવવા માગચેચ."

એક શાહેનશાહ બાનુના જેવા મગરૂર તોરથી તેણી ઉઠીને એક ખુણામાં મુકેલી નાહની ટીપાઇ ઉપરથી એક કાગજનો કટકો લઇ

વાંકી વલી. તેણીએ થોડીક લીટી ચીત્રી કાઢી મી. મોરેલને આપી.

"હીઝ લોર્ડશીપની ઑફરનો આય જવાબ છે. મહેરબાની કરી જરા મોહટેથી વાંચી જશો મી૦ મોરેલ ?"

તે છોકરીની રીતભાતથી અજબ થતાં તેણે તે કાપલી લીધી અને નીચે મુજબ વાંચી.

"એક કારલાઇલ ઇનસાફની માગણી કરેચ, નહી કે સખાવતની અને ઇનસાફ જો મલી ચુકયોચ, તો સખાવતની ભીખ કબુલ કરવાની તેમને સહેજબી ઇચ્છા નથી, અગર તે ઓફર લોર્ડ નોરમન જેવા મોહટા ઉમરાવ તરફથી આવી હોય તોપણ."

---

## પ્રકરણ ૨ જું.

---

મીસીસ કારલાઇલનાં મોઢાંમાંથી ધાસ્તીની એક બુમ અચબુચ નીકળી પડી. મી૦ મોરેલ ડઘાઇને તે છોકરીનો મગરૂર હસ્સાબાજ ચહેરો ટીકવા પડયો.

"માહરા ખુદા," અંતે તેની જબાન ખુલી, "તમે શું ખરેખર એમ કહેવા માંગોચ? મીસીસ કારલાઇલ. હું તમોને અરજ કરૂંચ કે તમે કાંઇ વીચાર કરો,"

"માહરાં માતાજી માહરા વીચાર સાથ મલતાં છે, સાહેબ. લોર્ડ નોરમનની ભલાઇનો લાભ લેવાનો હમોને કશો હક નથી. હમે તેવણુના સગપણમાં નથી એટલુંજ નહીં પણ હમે એકમેકને ઓલખતાં વટીક નથી. હમે લોક હંમેશ દુશમનો તરીકે જાહેર થયલાં છીએ. કોર્ટે ચુકાદો આપ્યોચ તે ઉપરથી માલમ પડેચ કે તેવણુનો હક વાજબી હશે જયારે હમારો ગેરવાજબી હનો. એટલે કે આટલો

વખત કારલાઇલ કુટુંબે નાહક લડીને સામી તેવોને નુકસાની કરી છે. અને તે છતાં તેવણુ પાંચ હજાર પાઉંડ બક્ષેસ કરવાની ઓફ્ર મોકલેચ!" તેણીનો ચેહેરો એ સઘળું બોલતાં ગુસ્સાથી લાલ થઇ આવ્યો હતો. તેણીની મગરૂરીને લોર્ડ નોરમને ફટકો લગાડવાથી તેણીનું લોહી તપી આવ્યું હતું! "હમોને એ રીતે હલકાં પાડવાનો તેવણને હક શું હતો?" તેણીએ ઠકરાવનારા અવાજે સવાલ કીધો.

તે ગરીબ બાપડો ઘણો ડઘાઇ ગયો હતો. તેને તો સમજજ પડી નહીં કે તેણી શા વાસ્તે આવી સરસ માંગણી ના પાડતી હશે.

"ત્યારે-ત્યારે તમારો આયજ જવાબ છે, મીસીસ કારલાઇલ?" તેણે બીહીતાં બીહીતાં સવાલ કીધો.

"હા. માહરી ફ્લોરીસ કહેચ તે ખરૂં છે." તે માતાએ ગરીબાઇથી જવાબ દીધો, "લોર્ડ નોરેમન ઘણા ભલા છે, અને તેવણની મતલબ સારીજ હશે, અને-અને મેં બી ધારેલું કે—"

"ખોદા ખાતર મેડમ, તમે વીચાર કરો," મોરેલે કાકલુદી કીધી, "પાંચ હજાર પાંઉડનો લુમકો, ફક્ત થોડી મગરૂરીને આધીન થઇ નાંખી દેવામાં તમે ઘણી ભુલ કરશો."

મીસીસ કારલાઇલે ઘચુપચુ ચહેરે પોતાની બેટી ગમ નજર કીધી, પણ તેણીનો મકકમ ચહેરો જોતાં એક ધીમો નીસાસો ફેંકયો.

"માહરો જવાબ છેવટનોજ છે, મી. મોરેલ." ફ્લોરીસ દ્રઢતાથી બોલી.

"સાંભલો, મેડમ," ઘર જવાને વાસ્તે ઉઠતાં, પોતાની ટોપી હાથમાં લઇ તે બોલ્યો, "હું બીજા ચોવીસ કલાક થોભસ, તેટલાં કદાચ તમો વીચાર ફેરવશો. તેમ હોય તો મને તુરત જણાવી દેજો. અને નહીં તો તમારી ઇચ્છા પ્રમાણે હું ચોવીસ કલાક પછી તમારો

એ જવાબ લોર્ડ નોરમનને આપીસ, ગુડનાઇટ મેડમ, ગુડનાઇટ મીસીસ કારલાઇલ, અને છેવટે પાછું કહુંચ કે હજીબી વીચાર કરજો."

અને તે ત્યાંથી ગયો. મીસીસ કારલાઇલની આંખમાંથી આંસુ સરી પડતાં હતાં.

"હવે આપણે શું કરશું, ફ્લોરીસ? લંડનના [illegible] જેવાં ઘરમાં હવે આપણને રહેવા જવું પડશે."

"ખુદા આપણે માથે છે, મમા. શું કરવા ફીકર કરૈચ? આપણી પાસે જે થોડું જરજરીવાણ છે તે વેચીને આપણે થોડુંક બરી સકશું અને આય ઘર તમોને છોડી જવાની જરા બી જરૂર નથી. તમોને એ ગમેંથ તો હયાંજ રહેજો. આજેજ લેડી બરતને માહરી આગલ પોતાનાં બેહેન, લેડી પેનહર્સ્ટની વાત કીધી. તેવણને એક "કંપેનીઅન" છોકરી જોઇએચ, એમ તેવણનું કાગજ લેડી બરતન ઉપર આવ્યું હતું, સારે નસીબે મેં તેવણનું સરનામું ઉતારી લીધુંચ તે હું લખી શકસ. મમા, હું કંપેનીઅન દાખલ ત્યાં જવા ધારૂંચ"

"તું, ફ્લોરીસ!" મીસીસ કારલાઇલ અજાયબીથી પુકારી ઉઠી.

"હા, કાંય નહીં, મમા? તમેજ વીચાર કરો. મહીને દહાડે બાર પાંઉંડ, ને વળી રહેવા ખાવાનું—" અને હયાં તેણીનો અવાજ ગગળી પડયો જે જોઇ મીસીસ કારલાઇલે છોડી દીધું.

"નહીં, નહીં મમા, હીમત રાખો, આપણને એમ રડવું નહીં જોઇએ." અને હેતવંતી કીસીઝથી તે મધુરીએ માતાનાં આંસુ લુછી નાંખ્યાં. ત્યાર પછી લખવાની ટેબલ આગલ જઇ તેણીએ ઉતાવળે એક કાગળ લખી નાંખ્યું.

"લેઓ મમા ડીયર, મેં લેડી પેનહર્સ્ટ પર લખી નાંખ્યુંચ કે મને સહેજ ગાતાં વજાડતાં બી આવડેચ, અને મ્યુઝીકને વાચણનો મને ઘણોજ શોખ છે. વળી જો કે હું ઘણી ખુબસુરત નથી છતાં માહરો દેખાવ બચ્ચાંઓ બીહી જાય તેવો બી તો નથીજ એટલ ફીકર કરવી નહીં," અને હયાં તેણી ખુશ મીજાજે હસી, "મમાં, એવણનું સરનામું, ૫૯, ગ્રોવનર સ્કવેર છે. ઘણું ભપકાબંધ લાગેથ, નહીં વારૂ?" તે કાગળ બીડી નાંખતાં તે બોલી.

મીસીસ કારલાઇલના જીગરમાં દુઃખનો એક ચમટો તુટો. તે વ્હાલી બેટી કે જેણે લોર્ડ નોરમનની બક્ષેસ મગરૂરીથી તુચ્છકારી કાઢી હતી, તેણીને પોતાની માતાને ખાતર નોકરી કરવામાં કાંઇજ શરમ નહીં લાગતી હતી! અત્યંત ઉપકારી લાગણીઓથી તેણીએ તે વ્હાલી બેટીને પાસાંમાં ચાંપી.

એક અઠવાડીઉં પસાર થઇ ગયું, અને છેક સાંહજે ફ્લોરીસ લેડી પેનહર્સ્ટનાં ગ્રોવનર સ્કવેરવાલા કુશાદે મકાનમાં જઇ લાગી.

"લેડી પેનહર્સ્ટને માહરા આવ્યાની ખબર કરો." તેણીને દાખલ કરનાર ફુટમેનને તેણીએ જણાવ્યું. "આવ માહરો કાર્ડ છે," અને તેણી પોતાના નામનો કાર્ડ કાઢવા ગઇ જેવામાં તેણીને ધ્યાન આવ્યું કે કંપેનીઅન તરીકે એટીકેટની રીત પ્રમાણે કાર્ડ મોકલી શકાય નહીં. "નહી, તમે કહો મીસ કરલાઇલ આવ્યાંચ." તે કાર્ડ પાછો પર્સને હવાલે કરતાં તેણે જણાવ્યું.

તેણીની અજબ સુંદરતાથી છક થતો તે નોકર તેણીને અજાયબીથી ત્યાં એકલી છોડી ગયો. સુંદર તેસ્ટથી શણગારેલા તે સુશોભીત ડ્રોઇંગ રૂમની સરવે લેતી તેણી થોભી, જેવામાં આશરે સતાવીસ અઠાવીસ વરસની સારા દેખાવની અને ખુશાલ તરબીઅતની એક અગળા હસ્તે ચ્હેરે દાખલ થઇ.

"તમે એટલાં જલદી આવી લાગ્યાં તેથી હું ઘણી ખુશી અને ઉપકારી છું, મીસ કારલાઇલ." તેણીએ હસીને ફ્લોરીસને આવકાર દેતા કહયું "પણ માહરા ખુદા, તમે કેટલાં ખુબસુરત છેવો!" નજદીક આવતા ફ્લોરીસનો ચહેરો જોઇ તેણી બોલી, "માફ કરજો મને એવું બડબડ બોલી જવાની હમેશ આદત છે" ફ્લોરીસનો ચહેરો શરમથી લાલ થયલો જોતાં તેણીએ વધાર્યું. "હું ઇચ્છુંચ કે મેં તમોને નારાજ નહીં કીધાં હોવ!"

"તમે ધારોચ કે તમારી કંપેનીઅન દાખલ હું ચાલી શકશ!"

"અલબતાં. તમે કોઇનું બી દીલ પહેલીજ નજરે જીતી લેઓ તેવાં છેવો, તમારૂં નામ શું કહયું વારૂં?"

'કારલાઇલ-ફ્લોરીસ કારલાઇલ."

"ફ્લોરીસ! કેવું મીઠું નામ? માહરૂં નામ ઇલ્ઝાબેઠ છે તે મને જરા થઇને ગમતું નથી. ઘણું અસલી લાગેચ, નહીં? ડેવનશાયરમાં કોઈ કારલાઇલવાલાંને હું ઓળખતી હતી, તે લોક તમારાં કાંઇ સગાં થાય? તે ફેમીલી ઘણું જાણીતું કહેવાયચ."

"હમે ડેવનશાયરના કારલાઇલ કુટુંબનાંજ છઇએ."

"ખરેખર! કેવું મજેનું! પ્રુસ કહે તેમ એ તો નસીબ સંજોગ થયો! પ્રુસ સર એડવર્ડનો કઝીન થાયચ, ઘણો મજાનો છોકરો છે. હું ધારૂંચ, ડીઅર, કે તુંનેબી ગમશે. હવે તુંબી ટોપી કાઢીને ફરાગાત થઇ જા. હું ઇચ્છુંચ કે તુંને ઘણું ડલ નહીં લાગશે. સારે નશીબે આજે એક નાહનું જેવું ડીનર હયાં છે, એટલે તુંને સોહવાઇ જશે. પ્રુસબી આવવાનો છે તેથી મને ઘણું ગમેચ. એની હાજરીથી હમેશ ઘણું મજેનું લાગેચ. આવ, હું તુંને તાહરો રૂમ બતલાવું." અને માયાથી તેનો હાથ પકડી લેડી બેટી તેણીને તેણી માટે તૈયાર કીધેલો રૂમ દેખાડવા લઇ ગઇ.

## પ્રકરણ ૩ જું.

તે એક મોહટો હવા ઉજાસવાલો સુખકારક ઓરડો હતો. દરેક રીતની સગવડ મલી શકે તેવું ફરનીચર ત્યાં ગોઠવી મુકેલું હતું. અને ફ્લોરીસે સંતોષથી તે સઘળાં પર નજર કીધી.

"હું ઇચ્છુંછ કે તુંને દરેક રીતે સગવડ પડતું બધું થશે, કાંઇભી જોઇએ તો જરૂર માંગજે, ડીઅર."

"ખચ્ચીત બધું ઘણું સરસ અને સુખકારક છે લેડી પેનહર્સ્ટ."

"ત્યારે હમણા તો તું જરા આરામ કર. અને ડીનરની અરધો કલાક આગમચ ડ્રેસીંગ બેલ થશે."

"લેડી પેનહર્સ્ટ," અચકાતાં અચકાતાં તેણી બોલી. "તમે કેહતાં હતાં કે આજે ડીનર પાર્ટી છે. હું સામેલ નહીં થાઉં તો કાંઇ નહીં, કદાચ–કદાચ હું વચ્ચે આવ્યાથી કોઇને નહીં ગમે!"

"ઓ જરાભી નહીં." તેણીએ તુરત તેની ફીકરો હસી કાઢી. અને વધાર્યું "વળી તદન નાહની પાર્ટી છે. જો બને તો જરૂર સામેલ થજો, અગર તમે થાકી ગવાં હોવો—"

"નહીં તમારી ખુશી છે તો આવીશ." તાબેદારીથી તેણીએ તુરત વચ્ચે પડી કહયું.

"ઘણુંજ મઝાનું, માહરી ખાત્રી છે કે તમોને ગમશે."

એકલી પડયા પછી હાકેલી અદાઓથી ફ્લોરીસ ત્યાં મુકેલા એક નરમ સોફા પર અઢેલાઇ પડી. પોતાની જીંદગીમાં શરૂ થતા ફેરફારો વીશેના તેણી વીચાર કરવા લાગી.

એ શુસ કોણ હશે કે જેનું નામ પળેપળ લેડી પેનહર્સ્ટ પોતાની વાતમાં લાવ્યા કરતી હતી. દેખાઇતી રીતે તે તેનો ઘણો માનીતો હોવો જોઇએ. તેણી વમાસવા લાગી. એ અને એવા બીજા તરેહવાર વીચારોમાં કેટલોક વખત તે શાંત પડી રહી.

ડ્રેસીંગ બેલ થતાં સાથ તુરત તેણી ઉઠીને ઝડપથી તૈયાર થઈ, નીચે ઉતરી.

લગભગ બધાં પહેરોણુઓ આવી ચુક્યાં હતાં, જેમાનાં કેટલાંક સાથ લેડી પેનહર્સ્ટે તેણીને ઓળખાણ કરાવી. એવામાં બાજુમાંનું બારણું ઉઘડયું અને ઇવનીંગ ડ્રેસમાં સજ્જ થયલો એક બાંધણીનો

એક ગ્રહસ્થ ત્યાં દાખલ થયો, તેનો દેખાવ હાકેલો અને કંટાલેલો હતો.

"લેટ થવા વાસ્તે માફ માંગુચ." આવતાં સાથ તેણે ખુલાસો કર્યો, "પણ કમીટીની મીટીંગમાં ગયો હતો." અને બધાએ ઉતાવલે શેકહેંડ કરવા માંડી.

"માહરાં નવા કંપેનીઅન મીસ કારલાઇલ, એડવર્ડ," ફ્લોરીસ આગલ આવી લાગતાં લેડી પેનહર્સ્ટે પોતાના ખાવીંદને ઓલખાણ કરાવી.

"હું તમોને જોઇ ઘણો ખુશી છુ." તેણે માયાથી કહ્યું. દરેક ગ્રહસ્થે એકેક બાનુને લઇને ડાઇનીંગ રૂમમાં દાખલ થવા માંડયું. ફ્લોરીસ અચકાઇને પાછલ પડી ગઇ. નસીબ સંજોગે બાનુઓ એકાદ બે વધારે હતી. તેણી છેલ્લે એકલીજ દાખલ થવા કરતી હતી, એવામાં પેલું બારણું વળી પાછું ઉઘડયું અને એક બીજો ગ્રહસ્થ ત્યાં દાખલ થયો.

"ઓહ, બ્રુસ, અંતે તું આયો ખરો. હમેશનો તું એવોજ રહી ગયો કે?" તેને જોતાંજ લેડી પેનહર્સ્ટે ખુશાલીથી બુમ પાડી.

"દલગીર છું કે માહરે લીધે ખોટી થવું પડયું." સાંભળનારના કાનને ખુશ લાગે એવો મીઠો પણ મર્દાનાં તે અવાજ હતો, અને તે સાંભળતાંજ ફ્લોરીસે તેના તરફ નજર કરી.

પહોલી પેશાનીનો, કદાવર આંગનો, ઉંચો અને ખેંચાણકારક ચહેરાનો તે એક ખુબસુરત જવાન હતો. પણ તેના આખા દેખાવમાં જે સર્વથી વધુ ખેંચાણકારક ફ્લોરીસને લાગ્યું તે તેની આંખો હતી. તે મહોટી કાળી આંખ્યો તેણીનું ભીત્તર વાંચી લેતી હોય તેમ તેણી તરફજ ટીકાયલી હતી, અને એક પળ તેની સાથ નજર મેળવી તેણીએ પોતાની નીચે નમાવી દીધી. દમામદાર કદમથી તે તેણીની નજદીક આવ્યો.

"હું ધારૂંચ કે હું ઘણો નસીબવંતો આજે થયોચ, તમોને અંદર લઇ જવાની મને રજા આપશો." ફ્લોરીસ એકલી હોવાથી તેને પોતાનો હાથ ઑફ્ફર કરતાં નરમાશથી પુછ્યું. તે હાથ બી ફ્લોરીસે જોયું કે જોકે પુરતા જોરાવર છતાં તેના દેખાવને જેબ આપે તેટલાજ ખુબસુરત અને શેપદાર હતા.

તેણે તેબલપરબી ફ્લોરીસની નજદીકનીજ ખુરસી લીધી. સઘલાં ગોઠવાયાં અને રાબેતા પ્રમાણે ડીનર શરૂ થયું. લગભગ બધો વખત તેમા ચુપજ રહયો પણ મુંગી ચુપકીદીમાં વટીક નાહની નાહની બાબદો ઉપર ધ્યાન આપી તે ફ્લોરીસની કાલજી કરતો રહયો.

"આજના કોનસર્ટમાં તમો ગયાં હતાં કે?" ખાણું લગભગ ખલાસ થવા પર આવેલું હતું તેવામાં એકાએક તેણે તેણીને પુછ્યું.

"નહીંજી, હું આજે સાંહજેજ લંડન આવી પુગી. કયો કોનસર્ટ?"

"મેડમ પેટીનો. હું બી નહીં ગયો હતો. મને કોનસર્ટ પર જાહજો શોખ નથી. આય સાંમે બેઠાંચ તે કોણ લેડી છે?"

"મને ખબર નથીજી." અને વળી તેઓ વચ્ચે ચુપકીદી પંથરાઇ.

"બ્રુસ," થોડે વારે લેડી પેનહર્સ્ટે કહયું "લેડી ગ્લીને મને હમણાંજ કહયું કે તું તાહરી "યાટ" તૈયાર કરેચ ને એક બે દહાડામાં ફરવા જવાનો છે તે ખરી વાત છે કે?"

"લેડી ગ્લીન હંમેશ બધી ખરીજ ખબરો મેળવવાની કાળજી રાખેચ," તેણે લેડી ગ્લીન તરફ નજર કરતાં કહયું, કે જે બાપડી આ સીદ્ધા રીમાર્કથી સહેજ ખસ્યાણી પડી ગઇ, "હા! બેટી, હું "યાટ" પર જવાનો છું.

"ઓ, પણ એમ કેમ ચાલે?" લેડી પેનહર્સ્ટે કરાજીથી કહયું.

"કાંય નહીં?"

"જા બા, તું સમજેચ તો બી ચેડાં ના કાઢ. હમણાં સીઝન કેરી પુર બહારમાં શરૂ થઇચ ને મને તાહરં કેટલું કામ છે ત્યારે તું "યાટ" પર જવા નીકલ્યો! સીઝન પુરી થાય ને જાય તો શું છે?"

"કે જ્યારે દરયો ઘણો તુફાની થાયચ! હૅંકયુ બેટી, તું ઘણી દુરઅંદેશ છે! તમોને દરઆની મુસાફરીનો શોખ છે કે?" ફ્લોરીસ બણી ફરીને તેણે સવાલ કીધો.

લેડી બેટી અને પ્રુસ વચ્ચેની તકરાર તેણી રમુજથી સાંભલતી બેઠી હતી. તે એકાએક ચોંકી.

"હું ધારૂંચ" હસીને તેણીએ જવાબ દીધો. "જો કે હું જાહજનું દરીઆમાં ફરી નથી, પણ ગરમીનાં દીવસમાં દરીઆની ઠંડી લ્હેકીમાં ફરવાનું ઘણું ખુશનુમાં લાગતું હોવું જોઇએ!"

તેનો અવાજ તેણીને ઘણો મધુર લાગતો, અને અવારનવાર તેણીની નજર તેના પર પડતા, તે તેણીનેજ ટીકતો માલમ પડતો તે જોતાં તેણીનાં તનબદનમાં ખુશાલીની ઝઝણી પસાર થતી, જો કે તે માટે તેણી પોતાના મન સાથે ઘણી ખીજવાતી.

એ લોર્ડ પ્રુસ કોણ હતો કે જે બધાંઓનો આટલો માનીતો હતો, અને બધાં તેને રાજી રાખવા અને તેનાં માનીતાં થવા તત્પર રહેતાં તેણીએ વમાસ્યું.

"સંભાલજો, સર એડવર્ડ "પોલીટીક્સ"ની વાત કરી તમારા લોકનું માથું નહીં દુખવી નાખે!" ખાણું ખલાસ થવા પછી બાનુઓ ડ્રોઇંગ રૂમમાં જવા ઉઠયાં, ત્યારે લેડી પેનહર્સ્ટે હસીને પોતાના ભરથાર માટે મશકરી કીધી. "પ્રુસ તમે લોક જલદી ડ્રોઇંગ રૂમમાં આવજો."

આવી મોહટે ખાંચરેની સોસાયટીમાં તેણી આજે પેહેલીજ ભેળાતી હતી, અને પોનાની ફેરવાયલી જીંદગી વીશે વીચાર કરતી ફ્લોરીસ તે સઘલાંઓની પુઠે ગઇ.

"કોઈ આવે તેટલાં તું કાંઇ વગાડશે અથવા ગાશે તો હમે ઘણાં ખુશી થઇશું, ડીયર." લેડી પેનહર્સ્ટે જરા વારે તેણીને અરજ કીધી.

તાબેદારીથી તેણી તુરત પ્યાનો આગલ ગઇ, અને "શુબર્ટનો" એક "સોનાતા" શરૂ કીધો. તેણી કાંઇ ઘણું સારૂં વગાડનાર નહીં હતી, પણ તેણીનો અવાજ મધુર હતો અને ડ્રોઇંગ રૂમને લાયકનું થોડુંક ગાઇ જાણતી હતી જે માંહેલો એકાદ ત્યુન ગાયો. તે ચોકસ ગીત તેણીની માતાનું ઘણું માનીતું હતું, અને તે ગાતાં ગાતાં તે વ્હાલી વીખુટી પડેલી માતા તેણીને હૈયે ચઢી આવી, જેથી તેણીની સુંદર આંખો પાણીથી ભીંજાઇ અને તેણીનો મધુર અવાજ લાગણીથી ધ્રુજ્યો. સાંભળનારાઓ પર તેથી ઘણી અસર થઇ અને વખાણથી તે સઘળાંઓ તેણીનું મધુર ગાયણ સાંભળવા લાગ્યાં.

તેણીનું ધ્યાન તે ઉપર ખેંચાયું, અને નરવસ થઈ તેણી અચકી જવા કરતી હતી, જેવામાં કંપેનીઅન દાખલની તેણીની ફરજનું તેણીને ભાણ થયું અને હીમતથી તેણીએ આગલ ચલાવ્યું.

---

## પ્રકરણ ૪ થું.

---

તે ગાયન પુરૂ થતાં તેણીએ પાછલ ફરીને જોયું તો સઘળા ગ્રહસ્થો પણ ત્યાં આવી બેઠેલા જણાયા. લોર્ડ ક્રુસ તો તેણીની લગોલગમાંજ આવી ઉભો હતો જેનુ વટીક તેણીને અત્યાર તક ભાણ નહીં હતુ.

"ઘણું મજાનું આય ગાયન હતુ" તેણે ધીમા અવાજે તેણીને કહ્યું "એક બીજું તમે અમોને નહી સંભળાવશો!"

"કદાચ બીજુ તમોને નહીં ગમશે." હસીને નાંનું ડોકુ ધુણાવતાં તે બોલી.

તે ફીકકુ હસીને સહેજ નમ્યો અને બીજીજ પળે ગુપચુપ ત્યાંથી ચાલી ગયો.

તે પછી બે ફુટમેન તુરતજ કોફીની સામગ્રી લાવ્યા,

"હું કોફી બનાવવામાં તમોને મદદ કરૂં, લેડી પેનહર્સ્ટ," લેડી બેટીને તેબલ આગલ જતાં જોઇ ફ્લોરીસે પુછયું.

"બચ્ચીતજ, ઘણી ખુશાથી, તાહરી મ્હેરબાની થશે." ખુશાથી તેણીએ તે કારજ ફ્લોરીસને સોંપી દીધું.

પેલા બંધે ફુટમેનની મદદથી તેણીએ તે કામ જલદીથી કીધું અને છેલ્લે પોતા માટે એક કપ તૈયાર કરતી હતી, જ્યારે પાછળથી બે જણાંને તેણીએ વાત કરતાં સાંભલ્યાં. તેઓની વાતચીત ઉપરથી તેણીને કાંઇ એવું લાગ્યું કે તેઓ લોર્ડ બ્રુસ વીશેજ બોલતાં હતાં.

"ભર સીઝનની અધવચ્ચે ચાલી જાયચ તે કાંઇબી કારણ હોવું જોઇએ." એકે કહયું.

"હું બી એમજ ધારૂંચ." બીજીએ ટેકો આપ્યોઃ "ને વળી તદન ગુપચુપ; લેડી પેનહર્સ્ટને વટીક ખબર નથી. કોણ જાણે શું હશે? તરેહવાર ગામગપાટા તો એને વાસ્તે સમજાયચ, ને વચમાં તો વળી બોલાતું'તુંની કે એની કઝીન લેડી બ્લાંશ સાથે એનું થવાનું છે?"

"તેને તો ઘણો વખત થઇ ગયો, ત્યાર પછી તો કેટલા બધા ફેરફાર થઇ ગયા. ત્યાર પછી તો લેડી બ્લાંશના બાપ પાસે પૈસો થયો. બ્રુસ કાંઇ પૈસાને પરણે તેવો નથી. ને લેડી બ્લાંશ સાથ એને ખાસ કાંઇ સબંધ હોય એવું મને તો નહીં લાગતું."

થોડે વારે પરોણાંઓએ જવા માંડયું, લગભગ બધાં ચાલી ગયાં, અને એડવર્ડે છુટકારાનો દમ ખેચ્યો. લોર્ડ બ્રુસ હજી ત્યાંજ હતો.

ફોટોઝની એક આલબમ લઇ ફ્લોરીસ એક ખુણામાં બેઠી હતી જ્યાં બ્રુસ જઇ લાગ્યો.

"આય બધાંઓ સાથ તમોને ઓળખ કરાવું?" તે સબીઓ જોતાં તેણે પુછ્યુ. "પણ કદાચ તમે ઓળખતાં હશો."

"નહાજી, હું એક બી જણને નથી ઓળખતી."

"ત્યારે રહેવા દેવો, આપણે જરા વાત કરીએ. આજે માહરી કઝીન–લેડી પેનહર્સ્ટ માહરા કઝાન થાયચ તે તમે જાણોચ?"

"નહીં!"

"કમનસીબે એ માહરી કઝીન થાયચ, ને તેથી એ એમ સમજેચ કે માહરીપર એને દરેક રીતનો હક છે." તેણે મશકેરી કીધી.

"હાજી, પણ તમે કાંઇ આજને વાસ્તે કહેવા જતા હતા!"

"હા, જુઓને આજે એ માહરી સાથ ઘણી ખરાબ રીતે વરતેચ. હું બે ત્રણ વખત એને પૂછી રહયો કે કોણ લેડી સાથ આજે તેબલપર જમવાનુ મને માન મલ્યુંચ તે હું જાણવા માંગુચ, પણ દર વખતે કાંઇ કાંઇ રીતે ઉડાવીને મને પજવવા પર આવીચ."

"હું લેડી પેનહર્સ્ટની કમપેનીઅન છેવુ" તેણીએ પોતાની ઓળખ આપી.

તેણે સહેજબી અચરતી બતાવી નહીં, પણ વીચારવંત અદાએ પોતાની કાળી ચશમો તેણીના ચહેરાપર ટીકતો તે થોડીક પળ ચુપ બેઠો. લેડી પેનહર્સ્ટ એવામાં ત્યાંથી પસાર થઇ.

"શું વીચારમાં મશગુલ થઇ ગયોચ, બ્રુસ? કોઇ જોય તો એમજ સમજે કે તું કોઇ સાથ પ્યારમાં છે!" જતાં જતાં તેણી હસીને તેને ચીડવતી ગઇ

તે હસ્યો. "કેવો ઘેલો ગાંડો બકવાત! પણ તે છતાં હું ધારૂંચ કે એનું કહેવાનું ખરૂ છે. હા, હું પ્યારમાં છેવુ!"

તેણીએ હસીને તેના સામુ જોયુ. "તમે મને તમારા વીશવાસમાં લેવા માંગોચ, માહરા લોર્ડ?"

"જો તમે ખુશી હોવો તો, હા." તેણે લગાર ગંભીરતાથી જણાવ્યું "અને તેનું કારણ એટલુંજ કે હું એક એવી જવાન બાનુ ને ચાહતાં સીખ્યોચ કે જેને મેં માહરી જીંદગીમાં જોઈ વટીક નથી ફક્ત તેનું નામ સાંભલ્યુચ. તમેજ વીચાર કરો, કદાચ મેં તેને જોઇ પણ હોય છતાં ઓળખતો નથી. ફક્ત એક કલ્પીત લેડીને હુ ચાહતાં શીખ્યોચ. કેવું કઢંગુ! નહીં વારૂ?"

"ઘણુંજ" હસીને તેણી એકમત થઇ

એ અરસામાં બધાં પરોણાએ રૂખસદ લીધી હતી, અને તે એકલોજ રહી ગયો હતો પણ તે ઉપર તેનું ધ્યાન ખેંચાયુ નહીં

"હું તમોને જણાવું એ કેમ બન્યું તે?" તેણે તે પછી પુછ્યું.

"તમારી મરજી હોય તો."

"ઘણો અજબ જેવો સંજોગ થયો, એ" તેણે ધીમે સાદે ચલાવ્યું "પહેલી હરોલમાં માહરે તમોને જણાવવું જોઇએ કે ઘણાં વરસો થયાં, એટલે કે લગભગ બે પેઢી થઇ હમારાં કુટુંબને માથે એક વાદળ લટકેલુ હતું—તમે સીંદબાદ ખલાસીની વાત વાંચી'તી? જેમાં એક દરીઆઇ ખુંધો માણસ તેની પીઠપર વળગેલો રહેતો હતો, અને ગમે તે કરવા છતાં ત્યાંથી હઠતો નહી હતો!"

તેણીએ હકારમાં ડોકુ ધુણાવ્યું.

"વેલ, ત્યારે આય બી લગભગ તેવુંજ હતું. ઘણાં વરસો થયાં હમારાં કુટુમે કાંઈ ચોકકસ દાવો સરકારી અદાલતમાં દાખલ કર્યો હતો જે કાંઇ પણ—કાંય શું છે?" ફલોરાસને સહેજ ચોંકતાં જોઇ તેણે અચકી જઇને સવાલ કીધો

"નહીં, કાંઈ નહીં" જમીન તરફ ટીકતાં તેણીએ જવાબ દીધો. "આગલ ચલાવો."

"તે દાવો વરસો થયાં ચાલુજ રહયો. મેં તો ધાર્યું કે જીંદગીના છેડા સુધી બી તે નીકળી શકશે નહીં. તે હમારાં કુટુંબને વધારે અને વધારે ગરીબ બનાવતો ગયો, અને છેવટે મને, તે કુટુંબના એકલા બાકી રહેલાને તેણે એવી સ્થીતીમાં લાવી મુકયો કે—પણ જવા દેવો તે તમે કદાચ માનશો બી નહીં."

તે વાજીંત્ર જેવા અવાજને ખુશાલીની લાગણીથી તેણી સાંભલતી બેઠી હતી. તેની કહાંણી તેણીને કેવી આબાદ મલતી આવતી હતી! જાણે તેણીની પોતાનીજ વાત તે કરતો હોય એવું તેણીને લાગ્યું.

"અને હવે હું માહરી વાર્તાના મુખ્ય બાગપર આવુંચ. માહરી ઘણી અજાયબી વચ્ચે થોડાજ દીવસની વાત પર કેસનો છેડો આવ્યો, અને હું તેમાં ફતેહમંદ પુરવાર થયો. મને જણાવવામાં આવ્યું કે એક ઘણીજ ગંજાવર દોલત અને મીલકતનો હું માલેક થયો હતો. હવે, માહરી અજાયબી વચ્ચે, માહરા ધારાશાસ્ત્રીઓએ મને જણાવ્યું કે માહરી સામેની લડનારી પક્ષમાં બે બાનુઓ હતી! એક ઉમરે પુગેલાં અને એક જવાન છોકરી—પણ કાંય શુ છે?" ફલોરીસનો ચહેરો ફીકકો પડેલો જોતાં તેણે પાછું પુછયું. "તમે થાકી ગયાંચ! તમે આજેજ લાંબી મુસાફરી કરી આવ્યાંચ તે તો હું ભુલીજ ગયો. મને માફ કરો. હું બીજી વખત વાત કરશ."

"નહીં, નહીં. હું જરાબી થાકી નથી. ખચ્ચીતજ નહીં. મહેરબાની કરી આગલ ચલાવો."

"હા, એક ઉમરે પુગેલા બાનુ અને તેઓનાં જવાન બેટી. આય કેસના પરીણામની તેવોની સ્થીતીપર શુ અસર થશે તે માહરા પુછવાથી જણાયું કે તેઓ નજદીક પાયમાલ થવાની અણીપર હતાં, એટલે કે આય બધું ગુમાવવા ઉપરાંત કેટલોક કોર્ટનો ખરચ તેઓને માંથે ચઢયો હતો, અને તે પાંચ હજાર પાંઊડ થવા જતો હતો."

ફ્લોરીસનાં ગળાંમાં મુંગળાત થતો હોય એવું લાગ્યું પણ હીંમત પકડી તેણી ચુપ બેઠી.

"મને તેથી ઘણી મુંજવણ પેદા થઈ. મેં માહરા ધારાશાસ્ત્રીને માંગણી કીધી. કે સામી પક્ષને માહરા તરફથી જણાવે કે જો તેઓનો એ ખરચ મને આપવા દેશે તો મને ઘણું માન મલેલું સમજીશ. તે પક્ષના વકીલોએ જણાવ્યું કે પોતાનાં કુળની રજા લીધા વગર તેઓ કબુલ કરી શકે નહીં, જેથી તેઓમાંનો એક ત્યાં તે બાઈઓની રજા લેવા ગયો. હવે તમે એક સ્ત્રી છેવો તો તમે કહી શકશો મને શું જવાબ મલ્યો તે?"

"હું નહીં અટકળી શકતી." ધીમા સાહદે તેણી બોલી.

"તેઓએ સાફ ના પાડી. જાણે મે તેમને કાંઇ ઘણુ ગંભીર અપમાન કીધું હોય તેમ તેઓએ માથાં ઉચકી મને સજ્જડ ફટકો લગાવ્યો. હું "તેઓ" બોલુંચ, પણ ખરી રીતે તો પેલી જવાન છોકરીએજ તેમ કીધું. બીચારી માય તો કબુલ કરતે પણ દીકરીએ ધીક્કારથી માહરી માંગણી ના કબુલ કીધી. આય વાંચો." અને તેણે ગજવામાંથી એક કાપલી કાઢી તેણી આગળ ધરી.

તેણીએ પોતાની આંખ તે કાપલી ભણી ફેરવી પણ તે લેવાની હીલચાલ કીધી નહીં, જેથી તે બોલ્યો. "હું તમોને વાંચી સંભળાવું કે જેથી માહરી લાગણી તમે સમજી શકશો."

"એક કારલાઇલ ઇનસાફની માગણી કરેચ, નહીં કે સખાવતની અને ઇનસાફ જો મલી ચુકયોચ, તો સખાવતની બીખ કબુલ કરવાની તેમને સહેજ બી ઇચ્છા નથી, અગર તે ઓફર લોર્ડ નોરમન જેવા મોહટા ઉમરાવ તરફથી આવી હોય તોપણ." માહરી માંગણીનો આમ જવાબ મલ્યો. જાણે કોઇએ મને તમાચો માર્યો હોય તેનું મને લાગ્યું. અગર કોઇ મરદ તરફથી હતે તો દરકારબી નહીં કરતે અને તુરતજ ભુલી જતે, પણ

એક નાહની છોકરી તરફથી! હુ તે ભુલીજ નહીં શકતો, જો કે હું ઘણી કોશેશ કરૂંચ આજે એક અઠવાડીયું થયું હું તેણીનો અને તેણીનોજ વીચાર કરૂંચ. જો કે મેં તેણીને જોઇ નથી છતાં તેણીની ધીકકાર ભરેલી આંખો માહરા સામે ટીકાયલી જોઉંચ. તેણીનો ઠઠરાવનારો અવાજ માહરા કાનોને અઠડેચ, અને તેણીના નાજુક મીઠા હોથો માહરે વાસ્તે કાંઇબી માયાલુ શબ્દો બોલે તે જોવા હું તલપુંચ. તેણીનો વીચાર કરતાં કરતાં હું તેણીને ચાહતાં શીખ્યોચ. તેણીને કે જેને મેં કદી જોઇ નથી, કદાચ જોઇશ પણ નહીં. જે કદાચ મને ઓળખતાં સાથ પોતાને લાગેલાં અપમાનના આવેશમાં મને પોતા આગલથી પણ હડકાતી કહાડે! હવે તમે કહો, તમો માહરી દયા ખાઇ શકોચ?"

પોતાના હાથમાંના પંખાથી પોતાનો ચહેરો સહેજ છુપાવેલો રાખી તેણી પોતાને લાગતી શરમ છુપાવવાની કોશેશ કરતી હતી. તેણીએ જવાબ દીધો નહીં,

"જરાબી નહીં? હું દલગીર છું કોણ જાણે શા સબબસર પણ મેં ધાર્યું કે હું તમારા તરફથી કાંઇક દીલસોજી મેળવી શકશ, અને તેથીજ મેં તમોને જણાવ્યું, મેં આજ સુધી એ બાબે એક શબ્દ પણ માહરા હોથની બહાર કાઢયો નથી. માહરૂં મગજ એટલું બધુ ભારી થઇ ગયુંચ કે મને લાગેચ કે થોડો વખત હું હયાંથી બહાર જવસ તો સારૂં, અને તેથીજ મેં "યાટ" પર જવાનો વીચાર કીધોચ. જો કે માહરી કઝીનને કે કોઇને સ્વપને પણ ખબર નહીં હશે કે મે શાને સારૂ એ નકકી કીધુંચ. હું જવશ, પણ ફ્લોરીસ કારલાઇલની યાદ માહરી સાથ લઇ જવસ, અને બની શકશે તો મહાસાગરનાં બહોલાં પેટમાં તે હોમાવવાની તજવીજ કરશ કે ફરી પછી તે મને સતાવતી રહે નહીં. આય કાપલી તો હું માહરી પાસ સાચવી રાખીશ કે જયારે હું બુઢો થાવું ત્યારે વટીક તે મને યાદ

આપતી રહે કે મેં એક વખત એક એવી છોકરી ચાહી હતી કે જેને મેં કદી જોઈ વટીક નહીં તો નહીં પણ જેણીએ મને ખરાં જીગરથી ધીકકાર્યો હતો."

તેના ધાડા હૃદયભેદક શબ્દોથી ફલોરીસ લાગણીથી ધ્રુજી. એક મજબુત કોશેશ કરી તેણી ઉઠવા જતી હતી તેવામાં લેડી પેનહરસ્ટ ત્યાં આવી લાગી.

"પ્રુસ હજી તું છે કે? એ તમે લોક શું વાત કરતાં હતાં?" તેણીએ હસીને પુછયું.

"હું માહરી થોડીક દરીઆની મુસાફરીની વીગતો આય બાનુને કહેતો હતો."

"ખરેખર! પણ વારૂં પ્રુસ, મને કહેની, ફેનસી ફેરને વાસ્તે તેં શું નકકી કાધું! તું રહેશે કેની? જો જરૂર રહેવુંજ પડશે. મને તાહરી ઘણી જરૂર છે. વળી માહરાં પેત્રનોમાં તાહરૂં નામ બી કહેવું ભપકા ભરેલું લાગશે. ધી રાઇટ ઓનરેબલ, ધી અર્લ આફ નોરમન અને તેણી ખુશ મીજાજે હસી."

ફલોરીસનું માથું ઝુમી પડયું. હા, ત્યારે અંતે તેજ અર્લ ઓફ નોરમન હતો! પણ ત્યારે અત્યાર તક તેણી અંધારામાં કાં રહી હતી? તેઓ બધાં તેને પ્રુસ કાં બોલાવતાં હતાં?

"હું એ ત્રણ મહીનામાં જવાબ આપીશ." તેણે ઉઠતાં જણાવ્યું.

"એ ત્રણ મહીના! એ શું ઘેલાં? ફેનસી ફેર તો આવતે અઠવાડીએ છે! તું હમેશનો એવો કંટાલાભરેલોજ રહી ગયો, પ્રુસ. તમે નહીં ધારતાં વારૂં, મીસ કારલાઇલ?"

તે નામ આખરે જાહેર થયું! તે પોતાની તોપી લેવા જતાં તે નામ સાંભળીને એકદમ ચોંકયો, અને તેઓ તરફ ફર્યો.

"એ શું થયું? તું એમ કાંય જોએચ? ને પ્રુસ; તાહરો ચહેરો બી ફીકકો પડી ગયોચ. શું છે?"

"તેં શું નામ કહ્યું હમણાં?" ફ્લોરીસના નીચે નમાવેલા ફીકકા ચહેરા અને ચપ્પત બીડેલા હોઠ ભણી પોતાની નજર ટીકેલી રાખતાં તેણે પુછ્યું.

"કાંય વારૂં? મીસ કારલાઇલ, એવણ માહરાં કંપેનીઅન મીસ ફ્લોરીસ કારલાઇલ છે." ફ્લોરીસનાં ખભાં પર હાથ મુકી તેણી બોલી.

## પ્રકરણ ૫ મું.

કારલાઇલ! તે નામ સાંભળતાં સાથ સ્તબ્ધ થઇ ફાટેલે ડોળે તેણીને બે પળ તીકટો ઉભો. જ્યારે તેણી! શરમ અને નામોશીથી લાલ થયલા ગાલો સાથ તેણી નીચી નજરે જોતી હતી. તેની આંખો સાથ આંખ મેળવવાને તેણીએ કોશેશ કરી પણ, એકજ પળ અને બીજીજ પળે તે પાછી નીચી ઝુમી પડી

" એ તમો બંધેને થયુંચ તોબી શું?" લેડી બેટી અજાયબીથી બોલી. "ખુસ તું તો કાંઇ ભુત જોઇ આવ્યો હોય તેવું દીસેચ, અને મીસ કારલાઇલ તમે જાણે કાંઇ વાંક કરતાં પકડાઈ આવ્યાં હોવો એવું તમારો ચહેરો ગવાહી પુરેચ!"

" નહીં, નહીં. એ તો મેં પહેલે નામ સાંભલવામાં જરા ભુલ કીધી, બેટી, બીજું કાંઇ નહીં." પોતાપર તુરત કાબુ મેળવી સમય સુચકતા વાપડી તેણે જવાબ દીધો. "અને હવે હું જાઉંચ." અને એમ કહેતાં વલી પાછી તેની આંખ ફ્લોરીસના ફીકકા પણ મગરૂર ચેહરા ભણી ફરી.

" યાદ રાખજે, ખુસ, કાલે તુંને આવવું પડશે. ફેન્સી ફેરના ડ્રેસીંગ બાબે બી માહરે તાહરી સલાહ લેવાની છે." લેડી પેનહર્સ્ટે યાદ આપી.

"હું પ્રોમીસ નથી થતો. જો બનશે તો આવશ. ગુડ નાઇટ" અને ટોપી લઇ બંધેને નમીને તે ઉતાવલે ત્યાંથી ચાલી ગયો.

"જરૂર આવશે. બીચારો ઘણો "ઓબલાઇજીંગ" છે." તેને જતો જોતાં તેણી બોલી." ને કેવો ખુબસુરત છે. નહીં વારૂં?"

"તમે એને બ્રુસ કાંય કહોચ? લોર્ડ નોરમન કાંય નહીં કહેતાં?" ફ્લોરીસે એકાએક સવાલ કીધો.

"એના પપાના વખતથી એમજ કહેતાં આવ્યાંચ તે હવે સુધરાતું નહીં. હમે લોક તો નાનપણથી સાથે રમેલાં. હું એની માનીની હતી. કદાચ—" તેણીએ એક ધીમો નીસાસો નાખ્યો; પણ પછી તુરત પાછી હસી પડી. "પણ સર એડવર્ડનુ માહરા પર ઘણુંજ હેત હતું ને તેવણે ઘણી બહોંસ કીધી. તમને ખ્યાલ બી નહીં હશે કે માહરા એડવર્ડ કેવા સરસ છે. સઉથી સરસ ભરથારોમાંના એક! પણ હવે આપણે સુવા જઇએ?" અને તેઓ એકમેકને "ગુડ–નાઇટ" ઇચ્છતાં તુરત વેળા માટે છુટાં પડયાં.

ઉંઘમાં પણ ફ્લોરીસને, લોર્ડ બ્રુસ પેલી બદબખ્ત કાગજની કાપલી સાથ, ઠપકો આપતી કીસમે તેણી તરફ તીકટો તેણીના સ્વપ્નામાં આવ્યા કીધો.

લોર્ડ નોરમન ત્યાંથી નીકલેલો પાધરો ઘેર ગયો. તે ચાલતોજ નીકલ્યો, અને થોડે વારે તે મહેલ જેવાં મકાન આગલ આવી લાગતાં ગજવાંમાંથી ચાવી કાઢી તેને બારણું ખોલ્યું અને સીધો પોતાના રૂમમાં ગયો.

રૂપાંની કેનેસ્તીમાં મીનબત્તી બળતી હતી તેનો ઝાંખો ઉજાસ તે ઓરડામાં ફેલાતો હતો. અસ્વસ્થ મને થોડોક વખત તેણે આમથી તેમ ફેરા ખાધા કીધા, ત્યાર પછી કાંઇક ઠરાવ કરી ગજવાંમાંથી તેણે પેલી કાપલી કાઢી અને મીનબતી ઉપર ધરવા કીધી, પણ વળી પાછો વીચાર ફરી જતાં ત્યાંથી ઉતાવળે કાઢી લીધી.

"નહીં. એ ભાળવામાં શું હાંસલ છે? જ્યારે હવે તો ખુદ તેણીનો ચેહરો, તેણીની તેજસ્વી આંખોજ મને સતાવતી રહે છે. માહરા ખોદા, તેણી કેટલી ખુબસુરત છે? કેટલી હદ સુધીની ખુબસુરત?"

એક ધીમો નીસાસો ફેંકી તે પાસેના રૂમમાં ગયો. તેના સુવાના ઓરડા અને સીટીંગ રૂમની વચ્ચેનો તે એક ડ્રેસીંગ રૂમ હતો. એક સંગેમરની તીપાઇ પર એક શોભીતું પુતલું ગોઠવેલું હતું જેના હાથમા પકડાયલી બતી ધીમો ઉજાસ ફેંકતી હતી.

લોર્ડ નોરમને ત્યાં જતાં સાથ પોતાનો કોટ કાઢવાની હીલચાલ કીધી જેવામાં ત્યાં ગોઠવેલા એક સોફા ઉપરથી એક આકાર ઉભો થયો.

લોર્ડ નોરમન એકાએક ચોંકયો. જ્યારે પેલો કોઈ બેગાનો મર્દ નફ્ફરા જીવે આળસાઇ ખાતો હાથ પગ ખેંચવા લાગ્યો, અને બ્રુસે જોયું કે તે આદમી ચહેરા અને કદમાં તેને પોતાને અજબ જેવી હદ સુધી આબાદ મલતો આવતો હતો, ફરક માત્ર એટલોજ હતો કે ખુદ બ્રુસ પોતે જ્યારે ઇવિનીગ ડ્રેસમાં સજ થયેલો હતો ત્યારે તે શખ્શનાં કપડાં તદન સાધારણ અને લાંબા વખતના પેહડવાશથી ઘસાયલાં પીસાયલાં હતાં.

એ મલતાપણાંથી લોર્ડ નોરમન સેહજ બી ચોંકયો નહીં પણ જાણે પથ્થર થઇ ગયો હોય તેમ સ્થીર ઉભો. પેલાએ અવાચી બાઇ આંખ ચોળી ઉંઘનસી જેવા અવાજે પુછ્યું.

"કોણ બ્રુસ કે?"

"રેમંડ" તેણે કથોરતાથી કહયું. "તુંને હયાં આવવાનું શું કામ પડયું? માહરા રૂમમાં તું કેમ દાખલ થયો?"

પેલો નફ્ફટાઇથી મોહટે સાહદે હસી પડયો.

"દોસ્તીના તરીકાને લીધે. હું ઓસ્ત્રેલીઆથી આવ્યોચ ને બીજે કેડે જવાનું નહીં માલમ પડવાથી હવાં આવ્યોચ. મારા જુના ફ્રેંડને ત્યાં નહીં જાઉં તો કયાં જાઉં, મ્રુસ નોરમન?"

"પણુ તું હવાં દાખલ કેમ થઇ શકયો?"

"મેં તાહરા નોકરને કહયું કે હું તાહરો ભાઇ થાઉંચ ને માહરૂં તાહરી સાથનું મલતાપણું જોઇ તેને અલબતાં તે માન્યું હશે કારણુ તેણે મને હવાં દાખલ થવાની રજા આપી."

"જો સાંભલ, રેમંડ," મ્રુસે ગંભીરતાથી કહયું, "કોઈ જાણે કે તું આવી અરધી મોડી રાત્રે માહરા રૂમમાં છે તો એમજ સમજે કે આપણા વચ્ચે ઘાડી મીત્રાચારી યા કેતું કાંઇ હશે! આપણે સ્કુલમાં સાથે હતાં, અને ત્યાં કેટલોક વખત સાથે ગુજાર્યો હતો, અને આપણા ચહેરામાં મલતાપણું છે તે વતરોગે તાહરો માહરી ઉપર બીજો શું હક છે?"

"કાંઇજ નહીં, પણ મેં એમ કાંહાં કહયું જે?"

"પણુ ત્યારે અત્યારે તું હવાં શું કામ આવ્યો?"

"કારણુ કે મને બીજે કેડે જવાનું નહીં મલ્યું. હું હોટેલમાં જતે જો માહરી પાસે પૈસા હતે તો. પણુ માહરી હાજરી એટલી બધી અણુગમતી છે તો હું જાઉંચ. સાહેબજી.' અને ટેબલ પરથી ટોપી ઉઠાવી તે બારણા ભણી ગયો.

"ઠોબ," મ્રુસે તેને અટકાવ્યો. "હું દીલગીર છું કે હું તાહરી સાથે જરા સખત થયો. પણુ તુને જોયો એટલે મને તાહરી આગલી એકાદ બે મુલાકાતો યાદ આવી ને હું ભુલી નહીં શકયો કે તે વખતે મેં તુંને ઇંગ્લાંડ છોડી જવા સારૂ ઘણી મોહટી મોહટી રકમો આપી હતી, ને—"

"તે લઇને માહરે ત્યાંજ બેસી રહેતું હતું. હું જાણુંચ પણુ પાંચ પાંચ વરસ વેર—"

"હું તુને બીજો થોડોક અવેજ આપીશ. હું તુંને પાછુ ઇંગ્લાંડ છોડી જવા નથી કહેતો, પણ એટલું યાદ રાખજે કે માહરી સાથની તાહરી મુલાકતો એકદમ કમી થવી જોઇશે" અને એમ કહેતાં સાથ તે એક કબાટ ભણી ગયો અને તે ઉંઘાડી અંદરથી એક પર્સ કાઢી તેમાંથી કેટલીક નોટો કાઢી ટેબલપર મુકી.

રેમંડની આંખો તે ઢગલા તરફ જોતાં અજબ જેવી રીતે ચમકી અને તેના ખુબસુરત ચહેરામા કાંઇક કદરૂપો ફેરફાર થયો, પણ બીજીજ પળે તે નીકળી જઇ એક ધીમું હસવું તે ઉપર પથરાયું અને તેણે તે નોટો ગજવાંમાં સેરવી દીધી.

"થેંક્સ!" તે બોલ્યો.

લોર્ડ નોરમન ત્યાર પછી એક બીજી કબાટ આગલ ગયો અને તેમાંથી વાઇનની ડીકંતર તથા થોડીક બીસ્કીટ કાઢી, જેમ કરતાં તેનો હાથ કરાને અડકવાથી એક કચકરાંનો દાબડો ભોંયપર પડી ગયો. અને પડ ાં સાથ ખુલ્લો થઇ તેમાંથી પાનાનો કાર્ડ નીકલી આવ્યો.

તેણે ગ્લાસમાં વાઇન નાખવા માંડયો જ્યારે રેમંડની નજર તો પેલાં પડી ગયલાં પાનાંની ઉપરજ ચોંટી રહેલી હતી, ઘ્રુસે નામેલો વાઇન પી જઇ, તેણે ગ્લાસ તેબલપર મેલ્યું, અને વાંકો વળી એક પછી એક બધાં પાનાં ઉંચકી લીધાં.

"આપણે અગાઉ રમતા હતા તે તેને યાદ છે, ઘ્રુસ?"

લોર્ડ નોરમને ડોકું ધુણાવી હા પાડી.

"તું ઘણું મજાનું રમતો'તો. લગભગ માહરાજ જેવું. હવે તો કેટલો વખત થયો મેં પાનાં હાથમાંથી નથી પકડયાં."

લોર્ડ નોરમને જવાબ દીધો નહીં. તે જોઇ તેણે કાલાવાલા કરતી ઘપે તેના તરફ જોયું.

"આપણે એક ગેમ માંડયે, ઘ્રુસ? આગલી યાદને ખાતર મને પૈસા આપ્યાછ તે પાછા જીતવાની કોશેશ કર." અને તે પટામણી ઘમે હસ્યો.

લોર્ડ નોરમને કરાજીથી ખભાં હીલાવ્યાં, પણ તેબલ આગલ જઇ બેઠો.

તેઓએ રમત શુરૂ કીધી. રેમંડે આખો વખત પટપટ કર્યા કીધી, જ્યારે બ્રુસે અવારનવાર ટુંકા ટચ જવાબો આપ્યા કીધાં. નસીબ લોર્ડ બ્રુસનીજ તરફેણમાં હતું, અને છેવટે રેમંડની આગલ ફક્ત બે પાઉંડની નજીવી રકમ બાકી રહી ત્યાં સુધી તેમજ ચાલ્યા કીધું.

પણ અંતે પાસો ફેરવાયો, અને હવે રેમંડે જીતવા માંડયું. નોટ અને ગીનીઓનો તેના કને ઢગલો થવા માંડયો. તેનો ચહેરો લાલ થઇ આવ્યો હતો અને તેની આંખો ચમકારા મારતી હતી.

લોર્ડ નોરમન બીજો થોડોક અવેજ લાવવા કબાટ ભણી ગયો. ત્યાં જતાંજ આરસીમાંથી તેને કાંઇક જોયું જેથી તેનો ચહેરો ઉશ્કેરણીથી લાલ થઇ આવ્યો અને ત્યાર પછી ફીકકો અને કરદો થયો. પણ તે વેળાએ તે એક શબ્દબી બોલ્યો નહીં અને મુગો મુગો પૈસા લઇ ટેબલ આગલ જઇ બેઠો.

દાવ પાછો શરૂ થયો. રેમંડે બ્રુસના હાથમાં પાનાં આપતાં એકાએક કહયું.

"આય, છેલ્લોજ દાવ રમશું, બ્રુસ, દબલ અથવા કેવીત્સ. તાહરી પીસવાની વારણ છે. હવે શરૂ કર્યે."

"હા, પણ શરૂ કરવા આગમચ બધા બાદશાહ અંદર છે કે તે જરા તપાસ કર્યે." તેણે ઠંડાઇથી જવાબ દીધો, અને એકાએક ઝટાક મારી રેમંડના દગલાની બોંહેમાંથી ડાયમંડનો બાદશાહ છુપાવેલો ખેંચી કાઢયો.

એક પળ ત્યાં શાંત ચુપકીદી પથરાઈ અને બંધેએ એકમેક તરફ ધુરકતી ધમે ટીકયા કીધું, તે બે ચેહરા કે જે એકમેકને ધાટ-

ઘટમમાં તદન મલતા આવતા છતાં આચારવીચારમાં એકમેકથી તદન ભિલતા હતા!

આખરે લોર્ડ નોરમન ઉઠી ઉભો થયો.

"રેમંડ, એક વખતે તું ગ્રહસ્થ હતો—નહીં તો આય પળેજ તુને હું બારી વાટે ફેંકી દેતે. જા." તેણે કરડા થથરાવનારા અવાજે કહયું.

એક મજબુત કોશેશ કરી તે ઉઠયો, અને પોતાના સુકાઇ જતા હોઠો જીભે કરી ભીજાવ્યા.

"ખુસ, હું સોગંદ ખાઉચ કે આય પહેલીજ વખતે મે—" લોર્ડ નોરમન કડવાસથી હસ્યો.

"નહીં, તું એમ ના ગભરાતો કે તાહરા મેળવેલા પૈસા હું પાછા લેવા માંગતો હોવસ. તું ભુલી જાયચ કે હું એ લઇ શકુંજ નહીં, કારણ—કારણ તાહરા હાથ એને લાગેલા છે.

રેમંડે હાથ લાંબા કરી તે ઢગલો ખેંચ્યો, પણ એકાએક કાંઇ વીચાર આવતાં તે વળી પાછો હડસેલો મારી દુર કીધો.

"નહીં, હું એ નથી લેતો. પણ યાદ રાખજો લોર્ડ નોરમન, કે કોઇ દીવસે તમેજ તેને માટે પસ્તાશો. હું હમેશનો તુને ધીક્કારતો આવ્યોચ, પણ આજના જેટલો કદી નહીં. સંભાલજે, હું આય અપમાનનું જરુર વેર લઇશ. માહરો સ્પર્શ વટીક તને કમ કમાવનારો લાગેચ, નહીં?" અને એક ધીકકારભરેલી નજર તેના તરફ ફેંકી તે બદમાશ ત્યાંથી ચાલી ગયો.

લોર્ડ નોરમન થોડીક પળ વીચાર કરતો ત્યાંજ થોભ્યો. આવી હાલતમાં ઉંઘ તો આવવી તદન મુશકેલ હતી એવું લાગતાં તે પાછો બહાર રસ્તા પર નીકલી પડયો. વીચાર વગર ચાલતો તે એક મોહટા ફેશનેબલ રસ્તાપર આવી લાગ્યો, કે જ્યાં એક મોહટું મહેલ જેવું મકાન તતનખાર ઉભેલું હતું. ડયુક ઓફ કલીરૂડનનું લંડનના રહેવાસ

માટેનું તે મકાન હતું જ્યાં બૉલ હોવાથી હજી રોશની પુર બહા-રમાં હતી. નજદીક મોડી રાતના બે વાગવા આવ્યા હતા છતાં બૉલ હજી પુરો થયલો નહીં હતો.

તેને બી તેડું હતું અને તે નહીં ગયલો હોવાથી ડચેસ નારાજ થઇ હશે એવું ધારી સહેજ માંફી માંગી લેવાની મતલબથી તે અંદર દાખલ થયો. ફુટમેને તેણે તુરત ઓળખવાથી ઘણાં માન સાથ બૉલ રૂમમાં લઇ ગયો.

ફેશનેબલ લોકના જમાવમાંથી પોતાનો રસ્તો કાપતો તે અંતે ડચેસ આગલ જઇ પુગ્યો. તે બાપડી ઘણીજ થાકેલી જેવી એક ખુનામાં બેઠી હતી, અને લોર્ડ નોરમનપર નજર પડતાં તેણીનાં ભવાંનો ચીલ્લો ચઢયો. તેણે ઘટતા શબ્દોમાં માફી ચાહી. પહેલાં તેણી જરા ભારમાંજ રહી પણ અંતે તેની સાઇડમાં મનાઇ ગઇ.

"તમે લેડી બ્લાંશને શોધતા હોવો તો તે પાસેના રૂમમાં છે" તેણે આમતેમ નજર દોડાવતો જોતાં તેણીએ કહયું. અને તે ઉઠીને પાસેના રૂમમાં ગયો.

નરમ ગાદીની એક મોહટી ખુરશીમાં, એક સુંદર છોકરી અઢે-લાઇ પડી હતી. બરફ જેવી સફેદ ચામડી, રેશમ જેવા અને ભરા-વદાર કાળા બાલ અને સુંદર કાળી આંખોવાલી તે એક ખુબસુરતી હતી. તેણીમાં એક મોહટી ખુબી હતી તે તેણીનો વાંસલી જેવો સરોદ હતો. એક ખુબસુરતી અને તે સાથે એક ગંજાવર મીલકતની એકલી વારેસ એટલે જવાન્યાઓ તેણી પર અધાંધર કરતા હતા. તેઓ સઘળા તેણીનો પડયો બોલ ઉપાડી લેવા તતપર હતા છતાં, તે સઘળાઓને માટે તેણી પાસે એકજ જવાબ હતો અને તે 'ના'નો હતો.

લોર્ડ નોરમન જ્યારે ત્યાં દાખલ થયો ત્યારે વટીક ઘણાકો કુંડાલું થઇ તેણી આસપાસ ફરી વળેલા હતા. તે દાખલ થતાં સાથ

તેણીની નજર તેના ભણી ગઇ અને તેણીના ગાલોએ સહેજ રતાશ પકડયો.

લોર્ડ નોરમન તેણીની નજદીક ગયો, અને તેણીની નજદીકની ખુરશી પર બેઠક લીધી કે બધા જવાન્યાઓએ ધીમે ધીમે ત્યાંથી ખસતી માપી.

"તમે આટલો વખત કયાં હતા, બ્રુસ?" તેણીએ પુછ્યું.

"હું લેડી બેટીને ત્યાં જમવા ગયલો."

"તે હું જાણુંચ," તેણીએ હસીને જણાવ્યું. "પણ ત્યાર પછી? હમણાં તો લગભગ ત્રણ વાગવા આવ્યાચ!"

"હું માહરે ઘેર ગયો હતો."

ધીમેથી તે મોહટી કાળી આંખ્યો તેના ભણી ફરી, અને તેનું ભીતર વાંચી લેતી હોય તેમ એ પળ ત્યાં ટીકાઇ, ત્યાર પછી ધીમા અવાજે પણ દેખાઇતી બેદરકાર ઢબે તેણીએ પુછ્યું, "લેડી બેટીને કંપેનીઅન મલી કે?"

"હા."

"અરે, હા, મને યાદ આવ્યું, મી૦ પાકસે મને કહ્યું, કહેજે ઘણી ખુબસુરત કાળી આંખવાલી એક છોકરી છે."

"કાળી નહીં ભુરી" તેણે જવાબ દીધો, અને તે ત્રણ શબ્દોના ટુંકા વાકયોમાં તેણી જે જાણવા માંગતી તે સઘળું તે સમજી ગઇ. ત્યારે તેણે તે છોકરીને એટલી બધી બારીકીથી તપાસી હતી કે તેની આંખનો રંગ વટીક તે કહી શકતો હતો!

તેણીની આંખમાં અદેખાઇનો જવાળા પ્રગટી નીકળ્યો હતો, પણ તેને તે જોવા નહીં દેતાં, તેણીએ પોતાની ચશમો નીચે નમાવી દીધી. તે શાંત, લાગણી વગરના દેખાતા ચહેરા પાછળ લોર્ડ નોરમનને માટે હદ વગરનો દેવાનો પ્યાર છુપાયલો હતો, તો કોઇને

સ્વપ્નને વટીક ખ્યાલ નહીં હતો ! તેણીનું મગજ હાલમાં જોકે ઉશ્કે રાયલું હતું છતાં, તેણી જ્યારે પાછું બોલી ત્યારે તે અવાજ તદ્દન શાંત અને હંમેશ જેવો મધુર હતો.

"પપાને શોધી કાઢશો, બ્રુસ? મને હવે ઘેર જવુંચ," તે તુરત ઉઠયો અને તેણીને પોતાનો હાથ ઓફર કીધો, અને તેઓ બધે લોર્ડ સીમુરને શોધવા ગયાં. તે બુઢો બાપડો એક ખુણામાં બેસી અવાચી ખાતો હતો, અને આવી મોડી રાત સુધીના બૉલ માટે બબડાટ કરતો હતો.

અત્યંત સંભાળ અને માયાથી લોર્ડ બ્રુસે તેણીનાં ખભાં પર "કલોક" સરખો ગોઠવ્યો, અને તેઓને લઇ જઇ ગાડીમાં બેસાડયાં.

" તમે કાલે મને મલવા આવશોની, બ્રુસ ? " તેણીએ પુછયું.

"હા, જરૂરજ ગુડ-નાઇટ." અને ત્યાંથી ચાલી ગયો.

ઘોડાવાલાએ લગામ ખેંચી અને ધીમેથી ચાબુકનો એક ફટકો લગાવ્યો કે તેજી ઘોડાઓએ એવો સજ્જડ એક ઉછાળો માર્યો કે રસ્તો ઓળંગવા જતાં એક આદમીને આંચકો મારી લગભગ ગભ-ડાવી દીધો.

કોચમેને ગાડી તુરત પાછી થોભાવી દીધી, અને તે આદમી ઉઠી ઉભો થયો. એ અરસામાં શું થયું હતું તે જોવા લેડી બ્લાંશે ગાડીના દરવાજામાંથી ડોકયું બહાર કાઢયું, અને તેણીના ચહેરાપર ત્યાંના ફાણુસની લાઇટ પડતી હોવાથી પેલા આદમીએ તે ચેહેરો તુરત જોયો. અને જોવા સાથ, લોર્ડ નોરમનના રૂમમાં જોયલા ફોટોને મલતો તેણે તુરત પાછાની લીધો. વળી વધારામ, લોર્ડ નોરમનની હાજરીમાં છુપાવેલી ગુસ્સાની અદેખાઇનાં ઝનુનની લાગણી જે હવે તેણીના ચહેરામાં પ્ર ટ દેખાતી હતી તે વટીક તેણે આબાદ જોઇ લીધું.

તે બીજો કોઇજ નહીં પણ લોર્ડ નોરમનને મલતા ચહેરાનો તેનો આગલો સ્કુલ ફ્રેંડ, પેલા ઓસકાર રેમંડ હતો, અને તે પોંહચેલ બદમાશને ઉપલો મામલો જોઇ લેતાં, તેમાંથી કાંઇક સાર ઉપજાવી કાઢતાં ઝાઝી વાર લાગી નહીં.

તેણે ત્યાંથી ચાલી જવાના દેખાઇતા ઢોંગ કર્યા, અને જેવી તે ગાડીની પીઠ ફરી કે લુચ્ચાઇથી હસતાં તેણે તે ગાડીની પુઠ પકડી.

---

## પ્રકરણ ૬ થું.

---

ફ્લોરીસ તુરતનીજ તૈયાર થઇ રહેવા આવેલી હતી, અને નાસ્તા માટેનો વાગતો ઘંટ સાંભલતી હતી જેવામાં તેણીના રૂમનું બારણું ઠોકાયું, અને કોઇએ અંદર આવવાની રજા માંગી.

તેણીએ તુરત તે ઉઘાડયું, એક પાતળી અને ઉંચી ફ્રેંચ છોકરી ત્યાં દાખલ થઇ.

"હું હર લેડીશીપની મેડ છેઉં, મેડમોઝેલ." તેણીએ જણાવ્યું.

"હર લેડીશીપે દુવા કહેવાડીચ અને કહેવાડયુંચ કે મહેરબાની કરી હીઝ લોર્ડશીપને નાસ્તાપર કંપની આપશો? મીલાડી (માઇ લેડી) ની તબીઅત ઠીક નથી."

"ખચ્ચીતજ. અને મહેરબાની કરી હર લેડીશીપને કહેજો કે એવણની તબીઅત ઠીક નથી તે જાણી દલગીર છું."

તે છોકરી સહેજ નમી, અને ફ્લોરીસે નીચે જવા ઉતાવલ કરી. પેલી મેડે તેણીની પુઠે જવાના ઢોંગ કર્યા, અને પછી તુરત પાછી ફરી ફ્લોરીસના રૂમમાં ગઇ. ત્યાં મુકેલી દરેક ચીજ, કપડાં ચપડાં વગેરેની તેણીએ બારીક તપાસ લીધી.

"મેં ધાર્યું તું તેમજ." તેણી બબડી. "ખુબસુરત પણ ગરીબડી! નહીં જરજરીઆન કે નહીં એશકી પોશાક! પણ ઘણીજ ખુબસુરત, અને મીલાડીને તો ઘણીજ ગમેચ. તેને મનસે તો જાણે ફરેસ્તોજ, પણ હું–હું એને ધીકકારૂંચ. મને લાગેચ કે હમે બે વચ્ચે બીઆબારૂં થશે. જોઇશું.' અને એક કપટી હસ્વાં સાથ તે બહાર પડી.

ફલોરીસ વ્હેલી "બ્રેકફાસ્ટ-રૂમ"માં ગઇ. ન્યુસપેપર અને તપાલનાં કાગજ્યાંઓના ઢગ વચ્ચે સર એડવર્ડ ત્યાં ટેબલ આગલ બેઠો હતો.

તેણીને દાખલ થતી જોતાં તે ઉઠી ઉભો થયો, અને તાજી ખીલતી ખુબસુરતીનું તે પીકચર જોતાં તેનો ઠાકેલો કંટાલેલો ચહેરો ખુલી ગયો. વખાણ અને સંતોષની લાગણીથી તેણે તેણી તરફ જોયું.

"લેડી પેનહર્સ્ટની તબીઅત આજે જરા ઠીક નથી. પણ કદાચ તમોને ખબર તો પડી હશે."

"હાજી, હું દલગીર છું. તમે શું લેશો, સર એડવર્ડ? કોફી?"

તેણીએ સર એડવર્ડની દરેક સગવડ પર ધ્યાન આપ્યું. કાગજ્યાં વાંચતાં અને કાંઇક "નોટ" કરતાં તેણે પોતાનો નાસ્તો પુરો કર્યો, જ્યારે તેણી ચુપકીદીમાં પોતાની ફરજ બજાવતી જતી હતી, અને નાસ્તાને પણ ઇનસાફ આપતી હતી.

"હું આશા રાખુંચ, મીસ કારલાઇલ, કે તમોને અત્રે પુરતી સગવડ મલતી હશે," નાસ્તો પુરો કરી કોફી "સીપ" કરતાં તેણે કાલજીથી સવાલ કીધો.

"હાજી. ઠેંકયું."

"તમોને કાંઇબી જોઇતું કરતું હોય તો—પણ તે તો માહરાં ઘણીઆણી કાળજી કરશેજ—પણ જો તમોને કાંઇ વાંચવાનું કે

એવું જોઇતું હોય તો વગર અચકાવે લાઇબ્રેરીમાંથી લેજો. આય તેની ચાવી છે."

ફ્લોરીસને ખ્યાલ નહીં હતો કે કેવો મોહટો લાભ તેણીને મલતો હતો! તે એક ઘણી કીંમતી લાયબ્રેરી હતી અને તેનો લાભ બધાંનેજ એટલી સહેલાઇથી મલતો નહીં હતો.

"બ્રોહામ તૈયાર છે, સર એડવર્ડ." એક નોકરે આવી જાહેર કીધું.

એક છલાંગ મારી તે ઉઠયો અને એક હાથે તે વેરવીખેર પડેલાં કાગજ્યાંઓ "ડીસપેચ-બોકસમાં" નાંખવા લાગ્યો, જ્યારે બીજે હાથે કોફીનું કપ પકડી બાકી રહેલી કોફી ઉતાવલે પુરી કરવા લાગ્યો.

"તમારાં કાગજ્યાં ગોઠવવાની મને રજા આપશો?" તેણીએ નરમાશથી પુછયું, અને રજા મલતાંજ સફાઇથી તે કાગજ્યાંઓનું બંદલ કરી તે દાબડામાં ગોઠવ્યાં.

"ઠેંકયું, ઠેંકયું." તેણે ખુશી થઇ કહયું. "મને અગીઆર વાગતે એક મીટીંગ છે, પછી બીજી એક વાગતે, ને-ઠેંકયું" અને વાકય અધુરોજ રાખી, તેણીનો ઉપકાર માની તે ઉતાવલે, તે દાબડો અને ટોપી લઇ ચાલી ગયો.

લેડી પેનહર્સ્ટની ખબર પુછવાનું તેણીએ મન કીધું અને હર લેડીશીપના રૂમ આગલ જઇ તેણીએ બારણું થોકયું. "અંદર આવો"ની રજા મલતાંજ તે ત્યાં દાખલ થઇ.

"માહરી ખાત્રી હતી કે તુંજ હશે. તાહરા નરમ થોકા પરથીજ મેં જાણ્યું. બીજાંઓ તો હથોડાની માફક બારણું થોકેચ. માથું ફરી આવે તેમ!" અને તે હસી.

ઉંચી ભરત કામનો કીંમતી ડ્રેસીંગ ગાંઉન પહેરીને તે ત્યાં બીછાના પર અરેટાયલી હતી, અને હાથમાં કોકોનું કપ પકડેલું હતું જેમાંથી વારંવાર એકેક ગોટ 'સીપ' કરતી હતી.

"હવે તમોને ઠીક લાગેચ?" ફ્લોરીસે કાળજીથી પુછયું.

"હા, જરા માથું દુઃખતું હતું. હું આશા રાખુંચ કે તું બરાબર ઉંઘઇ હશે. તાહરી થાક ઉતરી? ને ડીયર, ગઈ રાતે તું કેટલી બધી ઓધર્ફ મોધઇ! તુંને છગાવી નાંખવા જાણે ને પુરતું હતું!" લેડી બેટીએ હસીને કહયું.

"મને છગાવી મુકવા?"

"હા, વળી, ખાસ કરીને બ્રુસ તરફથી. બ્રુસને મેં કોઇબી દહાડો કોઇ બૈરાં તરફ એટલું બધું ધ્યાન આપતાં નથી જોયો! સામો એ તેવી બાબદમાં ઘણો પછાત છે. કેટલીકવાર તો એ કલાકના કલાક સુધી મુંગો બેસી રહીને પછી ગુપચુપ ઉઠીને ચાલી જાયચ, એટલો બધો બૈરાંઓ સાથ બોલકણો છે! "ફેનસીફિર" ની વખતે એ જંગલીની માફક "ચાટ" પર ચાલી નહીં જાય તો સારૂં! એ તો એના ફાંટાની વાત."

અને હજી તો તે એટલું બોલવાનું પુરૂં કરે તેટલાં "મેડ" લોર્ડ નોરમન આવ્યાની ખબર આપતાંજ લેડી પેનહર્સ્ટે ખુશાલીથી બુમ પાડી.

"એટલા જલદી! ફ્લોરીસ ડીયર, ફેરને વાસ્તે રહેશે કરીને કહેવાજ આવ્યો હશે. માહરા દીલમાં તો કપડાં નથી. તું જા નીચે ને એને મલ. કેહજે કે માહરૂં જરા માથું દુઃખેચ, કાલે એને ઘણી બહોંસ કરાવી તેથી!"

"તમે તૈયાર થશો ત્યાં સુધી કદાચ એવણુ ખોટી થઇ શકશે." ફ્લોરીસે કહયું, "નહીં તો બપોરે પાછા આવશે."

"ખોટી થાય?" લેડી બેટી હસી પડી. "કદી બી નહીં. બલ્કી શેહનશાહબાનુને વાસ્તે બી એ ખોટી થવાની દરકાર કરે નહીં!"

ફ્લોરીસ હજી ગુપચુપ ત્યાંજ ઠોબી જ્યારે પેલી દાસીપુત્રી જેઝીન જવાબ લઇ જવાને વાસ્તે તાબેદારીથી તેઓની તકરાર સાંભળતી ત્યાંજ ઉભી હતી.

"તમે એક "નોટ" લખી મોકલોની," ફ્લોરીસે સુચવ્યું. લેડી બેટી પાછી હસી પડી.

"તે વાંચવાની બી એ ભાગ્યેજ દરકાર કરશે. તું એને ઓલખતી નથી, ફ્લોરીસ ડીયર. એ ઘણોજ કંટાળા ભરેલો છે એવી રીતમાં. તું હવે મહેરબાની કરી નીચે જા, ને તાહરાથી બનતું કરી એને "ફૅર" ને વાસ્તે આપરે સારૂ રોકી રાખ."

અંતે તેણી ગઇ. ડ્રોઇંગ રૂમના દરવાજા આગલ પોંહચતાં તેણીએ બારણું ખોલ્યું, પણ એક પળ તે બહારજ ઠોભી. તેણીના ચહેરા પર મગરૂર દમામ સ્પષ્ટ જણાતો હતો. છતાં, તેણીના મખમલી ગાલોપર ઝાંખો રતાસ ચઢવાથી તે ચહેરો વધારે ખુબસુરત લાગતો.

બંધે હાથ પછવાડે રાખી બારી નજદીક તે ઉભો હતો. રાઇડીંગ સુટમાં તે સજ્જ થયલો હતો અને હાથમાં સુનનાના મુઠની શોભાઇતી લગામ પકડેલી હતી. બારણા તરફ તેની પીઠ હતી, પણ બારણું ઉઘડવાનો ખખડાત તેણે સાંભલ્યો.

"કેમ, બેટી, તાહરી મીઠી ઉંઘમાંથી મેં ખલલ કીધી કે?" પીઠ ફેરવ્યા વગર તેણે સવાલ કીધો.

જવાબ નહીં મલવાથી તે ફર્યો, અને ફ્લોરીસ ઉપર નજર પડતાંજ તે ચોંકયો. લગામ બાજુમાંની એકાદ ખુરસી પર ફેંકી દઇ તે તુરત તેણી નજદીક ગયો.

"મને માફ કરજો," તે બોલ્યો "મેં ધાર્યું કે—"

"લેડી પેનહર્સ્ટનું માથું દુઃખેચ, માહરા લોર્ડ, અને તેથી તેવણ રૂમમાંથી બહાર નથી નીકલ્યાં" મન પર કાબુ રાખતાં તેણીએ અત્યંત થંડાઇથી કહ્યું.

"હું ઘણો દલગીર છું."

"હર લેડીશીપને હું તે જણાવીશ," ફ્લોરીસે કહ્યું, અને તેણી બારણા ભણી ફરી.

"એક મીનીટ, મીસ કારલાઇલ." તેણે તેણીને જતાં અટકાવી, "હું–" પોતાની કાળી ચશ્મો તેણીના ચહેરા ભણી ટેકવતાં તે બોલ્યો "હું. આવી રીતે આપણને એકલા મલવાનો સંજોગ થવાથી ખુશી થયોચ."

એક પુતલાં પેરે તેણી સ્થીર ઉભી હતી, જો કે તેણીનાં જીગરમાં કાંઇ નહીં સમજ પડે એવી લાગણી થતી હતી.

"કુદરતે જે સંજોગ, તમારી માફ માંગવા વાસ્તે આટલો જલદી આપ્યોચ, તેનો હું ઉપયોગ જરૂર કરીશ, મીસ કારલાઇલ."

"માહરી માફી માંગવા?"

"હા તમારી માફી, અને હું ઘણીજ આજરખ્વાહીથી તે ચાહુંચ. ગઇ રાતે તમારાં નામઠામની બીલકુલ બેખબરી વચ્ચે, માહરી લાગણીઓને આધીન થઇને એક ખુલાસો તમારા આગલ મેં કર્યો, તે તમોને એક નહીં સાંખી શકાય તેવી બેઅદબી લાગી હશે. મીસ કારલાઇલ, હું ઘણી આજરખ્વાહીથી તમારી માફી ચાહું છું."

"તે તમોને મલીચ, માહરા લોર્ડ." તેણીએ ઠંડા અવાજે કહયુ. "માહરોજ વાંક હતો. માહરે તમોને અટકાવવા હતા. હું કોણ હતી તે માહરે તમોને જણાવવું હતું."

"માહરાં હરીફ–એક આનું કે જેને માહરી પોતાની તદન જાણ વગર મેં ઘણું ગંભીર નુકશાન પોહોંચાડયુંચ." તે બબડયો.

"નહીં, માહરા લોર્ડ તમો પોતે મને કાંઇબી નુકશાન કીધું નથી. જો હમે કાંઇબી ભોગવ્યું હશે તો કાયદાની રૂહે તે સઘળુ થયલું છે."

એક પળ તેઓ વચ્ચે ચુપકીદી પથરાઇ, જે પછી તેણીએ પાછી જબાન ખોલી.

"હર લેડીશીપે મને તમોને પુછવા અરજ કીધીચ, લોર્ડ નોરમન, કે 'ફેનસી ફેર" ને વાસ્તે તમે ઇગ્લાંડમાંજ રહી તેઓને મદદ કરી શકશો કે?"

તે તેણી ગમ કર્યો.

"તમો પોતે તેમાં કાંઈ ભાગ લેવાનાં છેવો?" તેણે સામો સવાલ કીધો

"કોણ જાણે અગર લેડી પેનહર્સ્ટની ઇચ્છા હશે તો મને તેમ કરવું પડશે, માહરા લોર્ડ."

"પણ તમોને એમાં કાંઇ ઉલટ છે કે? હું જાઉં કે રહું તેને વાસ્તે તમોને સહેજબી કાળજી છે કે? યા બેઠીનુંજ કહેવાડેલુંજ તમે બોલોચ?"

"તમે જાઓ યા રહો તેની સાથ મને સહેજબી લાગતું વળગતુ નથી; માહરા લોર્ડ. માહરે મનસે તે બધુ સરખુજ છે." તેણીએ દમામદાર થસ્સાથી કહયુ.

"ઓ, હું તે જાણુંચ પણ તમે માહરૂં બોલવું બરાબર સમજ્યાં નહીં. હું જાણુંચ કે માહરી હાજરી તમોને એટલી બધી ધીકકાર ભરેલી છે કે તમારી ઇચ્છા પુરી પડી શકતી હોય તો તમે મને ફરીથી આવાજ નહીં માગો. માહરા પ્રત્યેની તમારી લાગણીની મ્હને પુરતી માહીતી છે. પણ જો આય "ફેર" નહીં હતે તો તમે મને રહેવા કહેવાની કાળજી કરતે કે, મીસ કારલાઇલ?"

"તે હું નહીં જાણુતી" હજીબી તેવાજ તોરથી તેણીએ જવાબ દીધો.

"ત્યારે મહેરબાની કરીને બેઠીને કહો મને "ફેર"ને વાસ્તે રતીભારબી દરકાર નથી, મને તેની સાથ કાંઇ લાગતું વળગતું નથી, અને તેણી જો માહરૂ નામ કશામાંબી વાપડશે તો હું તેણીને માફ કરીશ નહીં," તેણે ધ્રુજરાવતે અવાજે કહ્યું.

"વારૂજી," અને તેણીએ પીઠ ફેરવી ચાલવા માંડયું. છેક દરવાજા સુધી તેણી પોહોંચી ત્યાસુધી તે થોભ્યો અને પછી પાછી તેણીનું નામ દઇ તેણીને બોલાવી.

"થોભો," તે બોલ્યો, "મેં માહરો વીચાર ફેરવ્યોચ. તમે બેટીને કહેજો કે તેણી જો ચાહતી હશે તો આય "બચ્ચાનાં ચેડાં" માં હું સામેલ થઇશ, અને માહરૂ નામ ગમે તેમ "પ્લેકાર્ડ" પર છપાવે, જો તેમ કીધાથી તેણીને કાંઇ ફાયદો થતો હોય તો. એ જવાબ બહેતર થશે કે, મીસ કારલાઇલ?"

"પહેલા જવાબ કરતાં આય જવાબ લેડી પેનહર્સ્ટને બેશક વધારે ગમશે, હું ધારૂચ. ગુડ મોર્નીંગ, માહરા લોર્ડ."

"એક મીનીટ વધારે, પ્લીઝ" તેણીને જવા દેવા માંગતોજ નહીં હોય તેમ તેણે પાછી તેણીને અટકાવી. "તમોને મ્યુઝીકનો ઘણો શોખ છે એમ ગઇ રાતે મેં તમોને બોલતાં સાંભલ્યાં હતાં, હું ધારૂચ." તેણે કહયું.

તેવું કાંઇબી બોલી હોય એવું જો કે તેણીને ધ્યાન નહીં હતું, છતાં મ્યુઝીકનો શોખ તેણીને હતો એ વાત ખરી હોવાથી તેણીએ "હા"નુ ડોકયું ધુણાવ્યુ.

"બેટી અને તમારે વાસ્તે આજ રાતના "ઓપેરા"ની એક "બોકસ"ની ટીકીટ મેં લીધીચ" તેણે કહયુ, "મહેરબાની કરી તમે તેણીને કહેશો કે હું રાતે જમીને તમો લોકને લેવા આવીશ?"

જવાબમાં, ઉપકારનો એક શબ્દબી બોલ્યા વગર, તેણી ફકત સહેજ નમી.

તે તેણીની વધારે નજદીક ગયો, અને પોતાનો જમણો હાથ લાંબો કીધો.

"તમે મને માફ કીધું તેની ઇધાણી દાખલ તમારો હાથ મને "શેક-હેંડ"માં અ:પશો, મીસ કારલાઇલ? મેં ઘણાં દુ:ખ સાથ જોયુંચ કે અત્યાર સુધી તેમ કરવાના તમે અખાડા કીધાચ!"

તેણીએ પોતાનો બરફ જેવો સુફેદ, નાજુક હાથ લંબાવ્યો, અને તેણે તે પોતાના મજબુત હાથમાં પકડી જોરથી હલાવ્યો, અને બીજીજ પળે તે ગુપચુપ ત્યાંથી વીદાય થયો.

તુરત ભારતે ઘોડે જઇ પહેલાં તેને "ઓપેરા"ની એક સઉથી સરસમાં સરસ "બોકસ"ની ટીકીટ ખરીદી, અને પછી "કોવેંટ ગાર્ડનમાં" જઈ એ ઘણા સુંદર "બોકે" (તુરા) પોતાને ઘરે પોંહોંચતા કરવાનો હુકમ આપી તે બહારોબહાર લેડી બ્લાંશને મલવા ગયો.

તેને તેણીના નાહના સીટીંગ રૂમમાં દાખલ કરવામાં આવ્યો, જ્યાં લેડી બ્લાંશ ઘોડેસ્વારીના ડ્રેસમાં સજ્જ થયલી લખવાની ટેબલ આગલ બેશી કોઈ પર કાગજ લખતી હતી. તેને દાખલ થતો જોતાં તેણી ઉઠી નહીં, પણ હસીને પોતાનો હાથ શેકહેંડમાં લંબાવ્યો.

"આટલા જલદી માહરી આગલ આવી શકવા માટે હું ખચ્ચીત ઘણીજ આભારી છું." અત્યંત મીઠાસભર્યા અવાજે તેણે કહ્યું.

"મને કાંઈ રોકાણ નહીં હતી." તેણે કહ્યું. "તેં શાને વાસ્તે મને બોલાવ્યો. બ્લાંશ!"

"લીંચ વાલાંઓને વાસ્તે પુછવા. તે લોકે "બેલીફી" ખાતેના પોતાનાં મકાનમાં મને બી એક પખવાડીઉં તેડું કીધુંચ. તમે જવાના છેઓ કે નહીં તે જાણ્યા વગર હું જવાબ નહીં આપવા માંગતી."

તે ફરજયાત સહેજ હસ્યો. "માહરે માથે કાંય તોપલો નાંખેચ બ્લાંશ," તેને અકડવકડ થતી હતી છતાં જેમ તેમ હસતો ચહેરો રાખી તે બોલ્યો. "તુંને ત્યાં નહીં સોહવાય ને ગમત નહીં પડે તો ખાલી હું બદનામ થઇશ."

"ઓ મને તો ત્યાં ઘણું સોહવાઈ જશે. ખાસ કરીને તમો ત્યાં હશો તો." મીઠાસથી તેણીએ જણાવ્યું

વીચારવંત અદાથી તેણે બારીની બહાર જોયા કીધુ અને પછી બોલ્યો, "ત્યારે જરૂર હું ત્યાં જઇશ."

"તમે કેટલા ભલા છેવો, પ્રુસ!" તેણી બબડી.

તેણે કરાજીથી પોતાનો હાથ કરડયો. તે હમણાંજ એક ખુબસુરત ઓરત પાસેથી આવ્યો હતો કે જેની પાસે તેને વાસ્તે એક બી માયાલુ સખુન વટીક ન હતો, કે જ્યારે આ બીજી નજીવી બાબદોમાં વટીક પળેપળ તેનો ઉપકાર માનતી હતી! અને તે છતાં આ મીઠાશભર્યા ઉપકારના શબ્દો કરતાં ફ્લોરીસનાં મુખમાંથી ફકત એકજ માયાલુ શબ્દ સાંભળવાને તે વધારે આતુર હતો! અને પોતાની એ મુરખાઇ પર તે પોતે ગુસ્સે થયો.

"ને બીજુ શું?" તેણે જરાવારે પુછ્યું.

"બીજુ તો ડચેસના આવ "ફેનસી ફેર" ને વાસ્તે. ડચેસે મને એક "સ્તોલ" લેવા કહ્યુંચ. તમે માહરી જગ્યે હોતે તો શું કરો, પ્રુસ?"

"એ તે કેવો સવાલ? હું તાહરી જગ્યે હોવું તો અલબતાં જાઉં."

"ત્યારે હું જવશ પણ તમે મને મદદ કરવા મહેરબાની કરશો, પ્રુસ?"

"હું તેમ કરવા ઘણો ખુશી થતે, પણ હું લેડી એટીને પ્રોમીશ થયલો છું."

તેણીએ મુશકેલીથી પોતાનું હસ્વું ટેકવી રાખ્યું, પણ તેણીનાં પાંપણ નીચાં નમી પડયાં.

"વારૂં, ત્યારે મને બીજું કોઇ શોધી કહાડવું પડશે." તે બોલી

"તું રાઇડીંગે જાયચ કે?" વાત ફેરવવાની મકસદથી તેણે સવાલ કીધો.

"હા, અને તમે બી ઘોડાપરજ આવેલા છેઓ. શું તમે માહરી સાથે આવવા માંગોચ?"

"હા. જો તાહરી ઇચ્છા હોય તો."

તેણી ઘણી ખુશી થયલી જણાઈ. તુરત ઉઠીને પોતાનો ઘોડો બહાર લાવવાનો હુકમ આપવા તેણી ગઇ. બાજુમાંની ખુરસીપર જ્યાં લોર્ડ નોરમનની ટોપી પડેલી હતી તેમાંથી કાંઇ ગોલાબી કાગજ્યું તેણીની નજરે પડયું. તેની નજર નહીં પડે તેમ તેણીએ જોઇ લીધું કે આજના "ઓપેરા" ની તે ટીકીટ હતી. ગુપચુપ તેણી તેની આગલ ગઇ.

"આજે તમે "ઓપેરા"માં જવાના છેવો કે ખુસ?"

"નહી, માહરો વીચાર નથી." તેણે જવાબ દીધો.

"ત્યારે આજે આપણે ત્યાં જમવા આવશો? હું ઘણી ખુશી થવશ."

"નહીં, બ્લાંશ. આજે મને બીજે ઠેકાણે રોકાણુ છે."

"ત્યારે ચાલો, હવે આપણે જઇએ. પણ હા ખરા એક મીનીટ થોભો, મને એક ચીઠ્ઠી લખવાની છે." અને એમ કહેતાં તેણી તેબલ નજદીક ગઈ. "આજનાજ ઓપેરાની એક બોકસની ટીકીટ માહરે વાસ્તે ખરીદજો." એક કાગજના કાપલા ઉપર તેણીએ લખ્યું અને તુરત ઘડી વાલી દીધી. ત્યાર પછી ચંગ વગાડી એક માણસને બોલાવી તેને તે આપતાં જણાવ્યું કે અંદર લખ્યા મુજબ કરવું, અને પછી લોર્ડ નોરમન ખોટી થતો હતો ત્યાં ગઈ.

તેઓ પાર્કમાં ગયાં ત્યારે ઘણાં જણાં ત્યાં ફરવા આવેલાં હતાં. લગભગ ઘણાંખરાં ઘોડેસ્વારીજ કરતાં હતાં. ઘણાં ઓળખીતાંઓ તે લોકને મલ્યાં જેઓએ માનથી તેઓ તરફ ટોપી ઉતારી, અઠવા ડોકયાં કીધાં.

લોર્ડ નોરમન ઘણો શાંત હતો. ભાગ્યે બે ત્રણ વાકય તે બોલ્યો હશે. લેડી બ્લાંશે તે માંજણું તપાસ્યું, "ચાલો આપણે જઇએ. તમોને કંટાલો આવતો હશે. ખુસ, હું જાણુંચ કે તમોને એ રીતે ફરવા આવવાનો ઘણો કંટાલો છે. માહરી સાથે આવવું પડવાથી તમોને ભારી લાગતું હશે."

"નોનસન્સ" તે બોલ્યો પણ તે છતાં વધારે બહોંસ કર્યા વીના તેણે ઘોડો ફેરવ્યો, અને તે બંધેએ ઘર તરફ ચાલુ મુકયું.

પાર્કના દરવાજાની બહાર એક શખ્સ બીડી ફુકતો ઉભો હતો. તેણે તેઓને એ મીસાલ સાથે બહાર નીકલતાં જોયાં, અને તેઓ પર નજર પડતાંજ તેણે પોતાની ટોપી છેક કપાલ સુધી ખેંચી પોતાનો ચહેરો છુપાવી દીધો. તે બેમાંના એકે બી તેને જોયો નહીં અને અગર લોર્ડ નોરમનની નજર પડતે તોબી ઓસ્કાર રેમંડને તે પીછાણી શકતે નહીં!

રાતે જમીને વખતસર લોર્ડ નોરમન લેડી પેનહર્સ્ટને ત્યાં ગયો, અને તે બંધે બાનુઓને ઠીએટરપર લઈ ગયો. તેઓ માટે ખરીદેલા પેલા સુંદર "બોકે" અલબત તેણે તેઓને આપ્યાં હતાં. તે તે બંધેના હાથોમાંજ હતા.

ઠીએટરમાં જવાનો ફ્લોરીસનો અનુભવ આપ પેહેલોજ હતો, અને ત્યાંનો ઝગઝગતો દેખાવ જોતાં તેણી છક થઈ ગઈ. તેઓ ત્યાં જઈ પુગ્યાં ત્યારે લગભગ તમામ ઓડીઅન્સ ભરાઈ ચુકયું હતું. તેઓએ જેવી પોતાના બોકસમાં જઈ જગ્યા લીધી કે સઘળાંઓની નજર તે તરફ ટીકાઈ.

'ઓવરચર' શરૂ થઈ ચુકયો હતો, અને ધીમેથી પડદો ઉંચકાયો. ફ્લોરીસની નજર સ્તેજ તરફ હતી, પણ તમાશબીનોમાંના ઘણાંકોની નજર તેણી તરફજ ચોંટેલી હતી.

"જો મેં કહયું'તું તેમજ થયું." "લેડી બેટીએ હસીને લોર્ડ નોરમનના કાનમાં કહ્યું. "મેં ધાર્યું'તુંજ કે એ છોકરી પોતાની ખુબસુરતીથી બધાંને છક કરશે!"

લોર્ડ નોરમને નેણ ચઢાવ્યાં, અને અકસમાતીક પડી ગયો હોય તેમ ફ્લોરીસની બાજુનો પરદો તેણે નાંખી દીધો કે જેથી તેણી સઘલાંઓની નજરથી ઢંકાઇ ગઈ.

ઓપેરા શરૂ થઈ ચુકયો હતો અને ફ્લોરીસનું સઘળું ધ્યાંન તે ઉપર ચોંટેલું હતું. "ફ્રૌસ્ટ"નો જગજાહેર તે "ઓપેરા" હતો. નાટકની "હેરોઇન" મારગરીટે પેલું જાણીતું ગીત "Jewel Song" ગાયું, અને તેણીના મધુર પાવરફુલ અને લાગણીભર્યાં અવાજથી ગવાયલાં તે ગાયને ફ્લોરીસ ઉપર ઘણી ઉંડી અસર કીધી, અને અત્યંત ખુશાલીથી તેણે પોતાના હાથમાંનો ફુલનો તુરો તે નાટક-કારના પગ આગલ ફેંકયો. એક પળની ઉશ્કેરણી ભરી લાગણીને આધીન થઈ તેણીએ તે કામ કીધું, પણ બીજીજ પળે તેણીને ખ્યાલ થયો કે તે તુરો લોર્ડ નોરમન તરફની તેણીને બક્ષીસ હતી એટલે એ મીસાલ ફેંકી દેવામાં તેણીએ ભુલ કીધી હતી. એ ખ્યાલ થતાં ગભરાતથી તેણીએ તેની તરફ નજર કરી પણ તે મીઠાસથી હસ્યો.

"તમે ઘણી સરસ બજાવી," તે બોલ્યો "જુઓ તેણી તમારી તરફ ઉપકારની લાગણીથી હસેચ."

તેણીએ તે તરફ નજર કીધી અને સહેજ હસી, પણ પાછો ખ્યાલ થતાં તેણીને પસ્તાવો થયો.

ગોયા તેણીના વીચારો વાંચી શકયો હોય તેમ તે તેણી ઉપર [illegible] વળ્યો, અને કહયું.

"તમે એના કરતાં બીજો વધારે સારો ઉપયોગ એ ફુલનો કાંઇ [illegible] શકતે નહીં, મીસ કારલાઇલ. અને વળી એ ફુલ તમારાં પોતાનાં હતાં એટલે તમોને ગમે તે રીતે વાપડવાનો હક હતો."

છેલ્લો અંક શરૂ થવાની અણી ઉપર હતો, અને ઓરકેસ્ત્રાની શરૂઆતની "નોટસ" ધ્યાનથી સાંભલવા તેણી બોકસના કટેરા પર સહેજ વાંકી વળી, તેવામાં, સામેના એક ખાલી રહેલા બોકસમાં કોઇ દાખલ થયું. ફ્લોરીસનુ ધ્યાન ખાસ કરી તે તરફ ખેંચાતે નહીં પણ તેણીએ લેડી બેટીને વાંકી વલી લોર્ડ નોરમનના કાનમાં ધીમેથી બોલતાં સાંભલી."બ્રુસ જો, સામેના બોકસમાં બલાંશ આવી."

ફ્લોરીવની નજર ત્યાં કરી અને તે ખુબસુરત છેકરીની કાળી આંખો ઝનુન અને કાંઇક તીરસ્કારથી પોતા તરફ તાંકેલી તેણીને માલમ પડી.

## પ્રકરણ ૭ મું.

સામસામેના બોકસમાંથી તે બંધે સ્ત્રીઓએ એકમેક તરફ જોયું.

ફ્લોરીસ સાથ નજરે એક થતાંજ લેડી બ્લાંશની આંખમાં પ્રકટેલું અદેખાઇનું ઝનુન નાબુદ થયું. અને તેણીએ શાંત બેદરકારીથી "ચેલંજ" કરતી ધપે તેની સાથ નજર મેલવી, જ્યારે ફ્લોરીસની આંખ તો લેડી બ્લાંશની ખુબસુરતી માટે ફકત નીર્દોષ વખાણનીજ ધપે ટીકાયલી હતી.

લોર્ડ નોરમન તદ્દન શાંત ચહેરે ફ્લોરીસની ખુરસી પછવાડે ઉભો હતો. લેડી બ્લાંશનું પહેલી પળનું ઝનુન અને તેથી ફ્લોરીસના ચહેરા પર સહેજ ધાઇ આવેલો રતાશ, એ સઘળું તેની નજરે પડયું હતું, છતાં તે જોવાના તેણે અખાડાજ કર્યા હતા. મગર, લેડી પેન-હર્સ્ટને ઘણી અકડવકડ થઈ. થોડેવારે તેણીએ કહ્યું.

"બ્રુસ, તું ત્યાં જરા જઇ આવે તો ઠીક."

"ખચ્ચીતજ. પણ હમણાં નહીં."

ઓપેરા આગળ વધ્યો હતો, અને છેલ્લો મોહતો હ્રદયભેદક દેખાવ આવી લાગ્યો હતો. મારગરીટના છેલ્લાં મરતી વખતનાં ગાયને તમામ ઓડીઅન્સને ઘણી અસર કીધી.

ફ્લોરીસનો ચહેરો ફીકકો પડયો હતો. તેણીના હોઠો લાગ-ણીથી સહેજ ધ્રુજ્યા, અને મોતી સમાન આંસુ તેના સફેદ ગાલપર ખરી પડયાં

તે વખતના જેવી ખુબસુરત તેણી કદી લાગી નહીં હતી, અને તેણીની પાછળ ઉભેલા તે જવાને તેણીને પોતાના હાથમાં લેવાની અને પોતાના હોથો તેણીનાં મોંહપર દાબવાની પોતાની ઇચ્છા ઘણી મુશ્કેલીથી કાબુમાં રાખી. તે તેણી ઉપર માયાથી વાંકો વલ્યો.

"એમ ના કરો, મીસ કારલાઇલ. તમારાં કીંમતી આંસુને એ લાયક નથી." તેણે કહયું.

સહેજ શરમાઇને તેણીએ તેના તરફ જોયું, અને આંસુ નુછી નાંખ્યાં.

"હું ખુશી છું અને તે છતાં દલગીરબી છુ કે એ પુરો થઈ ગયો." પડદો પડતો જોતાં તે બોલી. "ઘણીજ દલગીર કેમકે આવો ગમખાર દેખાવ જોતાં કોણુની આંખમાં પાણી નહીં આવે?" તેણીએ ધ્રુજતે અવાજે પોતાનો બચાવ કર્યો?

"હમે તો ઘણી વખત એવું જોયુંચ, એટલે હમારાં દીલ સખત થઇ ગયાંચ." તેણીજ ફકત સાંભળી શકે એવું ધીમેથી તે બોલ્યો.

"પણ હું ઘણોજ ખુશી છું કે તમે એટલું બધું "એનજોય" કરોચ."

"એનજોય કરૂંચ! ઓ! મને આજના જેટલી ખુશાલી કદી નહીં લાગી'તી." અને તેણીની ભુરી આંખ ખુશાલીથી ચમકી.

"તમોને એ રીતે જોતાં મને ઘણું સુખ થાયચ" તેણે ધીમે સાદે કહ્યું.

અચબુચ તેણીની રીતભાત ફેરવાઇ ગઈ. અને પેલી આગલી મગરૂરીએ તેણીની આંખમાં પાછો દેખાવ દીધો.

"આપણે હવે જઇએ કેની?" લેડી પેનહર્સ્ટ તરફ ફરીને તેણીએ સવાલ કીધો.

"હજી તો "બેલેટ" રહેલો છે, નહીં વારૂં, બ્રુસ, આપણે તેને વાસ્તે ઠોબશું. "ફોસ્ટ"નો નાટક હમેશ બધાંને ઘણો રડમસ કરેચ તેથી તેની પછીનો "ડાન્સ" જોવા વગર જવું નહીં જોઇએ."

"બચ્ચીતજ" તેણે જવાબ દીધો, અને ગુપચુપ ઉઠીને તે બહાર ચાલી ગયો. ફ્લોરીસને લાગ્યું કે તેણીએ તેની લાગણી ઘણી દુ:ખવી હતી.

"અંતે!" તેને જતો જોતાં લેડી પેનહર્સ્ટ બોલી. "હું તો જાણું કે જશેજ નહીં. ખરેખર, ડીયર, મને ઘણી અકડવકડ થયા કરતી હતી. જેવી તે આવી તેવુંજ એને જવું હતું."

"તમે લેડી બ્લાંશ સીમુરને વાસ્તે બોલોચ?" ફ્લોરીસે બેદરકારીથી પુછ્યું.

"હાસ્તો. જોની આજે એ કેવી મજેની લાગેચ! એનો ડ્રેસ ઘણો સરસ છે. એ હમેશ સારીજ રીતે ડ્રેસ કરેચ, ને એના જેવા હીરા બી જવલેજ જોવામાં આવેચ. એણે આપણી સામે જોયું હતું તે પર તાહરી નજર પડી'તી કે, ફ્લોરીસ?"

"હા."

લેડી પેનહર્સ્ટ દદાથી સહેજ હસી.

"બ્લાંશને ને મહને જાહનું બાઝતુંજ નથી. હું ધારૂંચ કે એનાં મનમાં એમજ ધખારો છે કે બ્રુસને હું હમેશ ઘણો રોકી રાખુંચ! ઘણુંજ હસવા જેવું, નહી વારૂં? તે માહરા તરફ એટલો ભલો ને કાળજીવંતો થાયચ તેમાં હું શું કરૂં? આજે બી માહરી સાથે એને જોવાથી એને ગમ્યું તો નહીંજ હશે. જાણે બીચારા બ્રુસપર એનોજ ડંકો ચાલે! જો એ ત્યાંજ ગયોચ. કેવો ખુબસુરત લાગેચ? માહરી ખાત્રી છે કે આય આખા ઓડીઅન્સમાં એના જેવા કદાવર અને સરસ બાંધાનો ખુબસુરત જવાન બીજો કોઈ નહીં હશે!"



ફ્લોરીસે ત્યાં નજર કીધી. તે ત્યાં ઉભો રહી લેડી બ્લાંશ સાથ વાત કરતો હતો.

"એ રકેસ્ત્ર" પાછો શરૂ થયો.

"કોણ જાણે પાછો આવશે કે? આપણને ગાડી આગલ મુકવા આવવાની મહેરબાની કરે તો ઠીક" લેડી બેટી બોલી.

પડદો ઉંચકાયો, અને ફ્લોરીસે સ્તેજપર નજર કરતાં, ત્યાંના બાગે બ્હેસ્ત જેવા દેખાવથી તેણી છકક થઈ ગઈ. તેણીનું ધ્યાન તેમાં એટલું બધું રોકાયું હતું કે બોકસનો દરવાજો ખુલ્યો અને કોઈ દાખલ થયું તે વટીક તેણીએ જાણ્યું નહીં. જ્યારે તેણીની ખુરશી કોઇએ પાછળથી પકડી ત્યારેજ તેણીએ ધાર્યું કે લોર્ડ નોરમન પાછો ફરેલો હોવો જોઇએ.

"ફોસ્ટનાં જેટલું સરસ નહીં કે?" તેણે હસીને સવાલ કીધો.

"નહીં, પણ કેટલું સુંદર! માહરા ધારવા કરતાંબી ઘણુંજ સુંદર." તેણી ઉત્સાહથી બોલી. "કેવાં ફુલ જેવાં હલકાં પગલાંથી એ લોક ડાન્સ કરેચ, જાણે હવામાં લગભગ ઉડેચ!"

"એ ગુસ્સે થઈ કે?" ફ્લોરીસે લેડી બેટીને લોર્ડ નોરમનને ઘણે ધીમેથી પુછતાં સાંભળી.

"કોણ, બ્લાંશ?" તેણે ફરજ્યાત પુછ્યું.

"હાસ્તો વળી, હું જાણુંચ કે ગુસ્સે થઇ'તી. તું ગયો ત્યારે હમારા પર એ હસી. ને તું ત્યાં હતો તેટલો વખત હમોને પીઠ કરીનેજ બેઠી."

"તું બધું પારખવામાં ઘણી બાહોશ છે, બેટી." તે બોલ્યો ને તુરત ફ્લોરીસ ભણી ફર્યો.

"તમોને સમજ પડેચ કે? એ લોકો ગાવાને બદલે "ડાન્સ" માંજ એક "ઓપેરા" સમજાવેચ."

"હું ધારૂંચ," તેણીએ જવાબ દીધો. "પણ કદાચ બરાબર નહીં." તેણી નજદીક ખુરશી ખેંચી તે બેઠો. ઘણીજ ધીરજથી તે ડાન્સની દરેક હીલચાલનો મીનીંગ તેણીને સમજાવવા લાગ્યો. તે સમજાવતો હતો તેવામાં કોઇએ ધીંથી દરવાજે ઠોકયો.

"હું અંદર આવું, લેડી પેનહર્સ્ટ?" કોઇએ બહારથી પુછયું. લેડી બેટી ખુશાલીથી ચમકી ઉઠી. "એ તો બર્ટી છે. તું છે કે, બર્ટી?"

"હાજી" ખુશાલ અવાજે તે જવાને જવાબ દીધો, અને ફ્લોરીસે પાછળ ફરી જોયું.

"ક્ષુસ, જરા બારણું ઉઘાડ. બર્ટી કલીફર્ડ છે." લેડી પેનહર્સ્ટે કહ્યું.

લોર્ડ નોરમને ઉઠીને બારણું ખોલ્યું અને તદન છોકરવન જેવો એક જવાન દાખલ થયો. તે એક ઉચો, સોનેરી મુછ અને સોનેરી કરચલીવાલા બાલનાં માથાંવાલો, અને નીર્દોષ બ્લુ આંખો સાથનો દેખાવલો જવાન હતો. તેનો ચહેરો હસ્તો અને ખુશાલ હતો.

"તું કયાંથી ઉગી નીકલ્યો, બર્ટી?" લેડી પેનહર્સ્ટે હસીને તેને આવતાં સાથ સવાલ કીધો.

"કેનેડાથી. ગઈ કાલેજ આવ્યો, તમે ઘણાં તંદરોસ્ત લાગોચ, હું તમોને જોઇને ઘણોજ ખુશી છું. હું આજે થીએટરમાં આવ્યો તે સારૂંજ થયું, ને ક્ષુસ વળી તુંબી મળી ગયો!" લેડી પેનહર્સ્ટનો હાથ છોડી લોર્ડ નોરમનનો હાથ ઘણાં હેતથી હીલવતાં તે ઉપરાસાપરી બોલી ગયો. "આપણે કેટલે લાંબે વખતે મલ્યા. હું તુંને જોવાથી ખચીત ઘણો ખુશી છું. મેં તુંને પહેલો જોયો નહીં, નહીં તો હું અંદર આવતાં એટલો અચકાતે નહીં."

ત્યાર પછી તેની બ્લુ આંખો સવાલ કરતી ધપે ફ્લોરીસ ભણી ફરી. તેણીની નજર સ્ટેજ તરફ હતી, અને લોર્ડ નોરમને તેઓ વચ્ચે ઓલખાણ કરાવાની હીલચાલ કરી નહીં, પણ લેડી બેટીએ

નરમાસથી તેનાં ખભાંપર હાથ મુકી બોલાવી. "માહરા એક જુના ફ્રેંડ સાથ તાહરી ઓલખાણ કરાવવાની રજા આપ, ડીઅર" તેણીએ કહ્યું.

"લોર્ડ કલીફર્ડ, મીસ કારલાઇલ."

ફ્લોરીસ સહેજ નમી કે જ્યારે વાયકાંઉંટ કલીફર્ડ, કે જે "અર્ટી"નાં ટુંકા ને લાકડાં નામથી પોતાનાં મીત્રમંડળમાં જાણીતો હતો, તે તેણીની મીઠી ખુબસુરતીથી મોહીત થતાં સહેજ ચોંકયો. અને ચેહરામાં સહેજ લાલ થતાં, તેણીનાં નમનનો તેવીજ રીતે વળતો જવાબ કીધો.

તેની ઉપર થયલી અસર લેડી પેનહર્ટે જોઈ અને તે મુછમાં હસી.

"ત્યારે તું ગઈ કાલેજ કેનેડાથી આવ્યો કે?" લોર્ડ નોરમને પુછ્યું, તેણે હસીને જવાબ દીધો, અને ત્યાર પછી ત્યાંની બધી વાતો કરવા લાગ્યો. ફ્લોરીસનું ધ્યાન તેની વાતપર નહીં હતું, છતાં તેનો ખુલ્લો અને ખુશાલ સાદ તેણીના કાનપર પડતો હતો જે તેણીને ઘણો ખુશનુમાં લાગતો હતો. તે જ્યારે વાત કરતો હતો, ત્યારે વટીક તેનું સઘલું ધકધ્યાન તેણીમાંજ હોય એમ લાગતું, કારણ અવારનવાર તેની નજર ત્યાં દોડતી હતી.

ફ્લોરીસનો "કલોક" તેણીની ખુરશી પરથી ભોંયપર પડી ગયો હતો તેપર નજર પડતાં તેણે તે ઉંચકીને પાછો તેની જગ્યાએ ગોઠવ્યો.

"ઠેંકયુ" તે બોલી, અને તેની તરફ ફરતાં, તે તેણી સાથ વાત કરવા ઇચ્છતો હતો એવું જોતાં તેણીએ પોતાની ખુરશી સ્હેજ બાજુ કહાડી.

તે તેવુજ ઇચ્છતો હતો. પણ અજબ જેવું કે એવી રીતે તક મલતાં તે બાપડાને શું બોલવું તે સુજ્યુંજ નહીં.

"તમે લંડનમાં ઘણો વખત થયું રહોય?" અંતે હીંમત એકઠી કરતાં તેણે સવાલ કીધો.

"ફક્ત એક બે દીવસ થયા." તેણીએ જણાવ્યું. "આય માહરો પહેલોજ ઓપેરા છે."

"ખરેખર! કેવું મજેનું. હું ઇચ્છુંચ કે હું જરા જલદી આવ્યો હતે!" અને એટલું બોલતાં તેનો ચહેરો પાછો ઓશકથી લાલ થયો

"ખુસ—લોર્ડ નોરમન–તમારી સાથેજ આવ્યોછ કે?" તેણે પુછ્યું.

"હાજી"

"હું લાંબે વખતે એને જોવાથી ઘણો ખુશી થયો."

"તમે લાંબા વખતના ફ્રેંડસ છેવો?"

"હા. હમે કોલેજમાં થોડો વખત સાથે હતા. અને ત્યાર પછીથી હમેશ ઘણા મલતા રહેતા હતા. એ ઘણોજ ભલો છે. પોતાથી કલબમાં અને પોતાનાં દોસ્તઆશનાવમાં મને એને ઘણો આગળ પાડયોચ. હું એની દોસ્તી મેળવવા ખરેજ મગરૂર છું. એ કવચીતજ કોઈ સાથ ઘણી ધાડી દોસ્તી બાંધેચ. એ ઘણો નસીબ-વાન સંજોગ થયો કે એ મને અત્રે મલી ગયો. મને તો ખબર પડી કે એ પોતાની "યાટ" પર ફરવા ગયોચ."

"આવતા ફેન્સી ફેરમાં લેડી પેનહર્સ્ટને મદદ કરવા એવણુ અત્રેજ રહેનાર છે." ફ્લોરીસે જણાવ્યું.

"ખરેખર! કેવું મજેનું! હું બી પુછી જોઉં મનેબી મદદ કરવાની રજા મલે તો." અને તે તુરત ઉઠીને લેડી પેનહર્સ્ટ આગલ ગયો.

"તમોંને માહરો ફ્રેંડ બર્ટી ગમેચ કે, મીસ કારલાઇલ?" તેના ઉઠવાનીજ રાહ જોતો હોય તેમ લોર્ડ નોરમને તુરત આગલ આવી પુછ્યું.

"ઘણાજ." તેણીએ જવાબ દીધો. "ફેન્સી ફેરમાં મદદ થવા દેવા વાસ્તે લેડી પેનહર્સ્ટને પુછવા ગયાચ?"

"એટી ઘણી ખુશી થશે. બર્ટી સોસાયટીમાં ઘણોજ માનીતો છે. અજાયબી એ છે કે એ તેથી છકી નથી ગયો."

ફલોરીસ સહેજ હસીને કાંઈ બોલવા ગઈ તેવામાં બર્ટી પાછો આવી લાગ્યો "મને કબુલ રાખવામાં આવ્યોચ, મીસ કારલાઇલ." ખુશાલીથી ખીલેલા ચહેરા સાથ તેણે કહ્યું. "તમે જોજો, હું કેટલી બધી મહેનત કરશ તે! હું આપણા "સ્ટોલ"ને ઘણો ફતેહમંદ કરશ."

"બાલે" ખલાસ થયો અને પડદો પડવા સાથ લેડી બેટી અવાચી ખાતી ઉઠી. "તું ખોટી ના થતો, બ્રુસ," સામેના બોકસ તરફ નજર કરતાં તે બોલી. "બર્ટી હમોને ગાડી આગલ મુકવા આવશે."

"આવી રીતે મને ખરતો કરવાનું કાંઈ કારણ?" સહેજ ભવાં ચઢાવતાં લોડ નોરમને પુછયું.

"હું તાહરાંજ ભલાંને વાસ્તે વીચાર કરતી હતી." તેણીએ બ્લાંશ તરફ નજર કરતાં ધીમેથી તેના કાનમાં કહ્યું.

"માહરાં ભલાંનો વીચાર કરવાને મને પોતાને પુરતી સમજ છે." અને એમ કહેતાં તે ફલોરીસનો કલોક લાવવા ઉઠયો, પણ બર્ટીએ તે આગમચ તે કામ ઉપાડી લીધું હતું. એક શરમાલ છોકરીનીજ અદાથી તેણે સહેજ ધ્રુજતા હાથોથી ફલોરીસનાં ખભાં પર તેણે કલોક સરખો ગોઠવ્યો, અને ગાડી આગલ લઇ જવા તેણીને પોતાનો હાથ 'ઓફર' કીધો, જયારે બાપડા બ્રુસને ફાલે લેડી બેટીનો હાથ આવ્યો.

લોકનાં ટોળાંમાંથી ખસાંડતાં તે બંધે જણાઓ તે બાનુઓને બહાર લાવ્યા, અને બર્ટી તેઓની ગાડી શોધી લાવવા દોડયો. અંતે તે તેને મલી આવી ને તેણે બહાર દરવાજા આગલ ઉભી

રાખી, તે અંદર દાખલ થવા જતો હતો તેવામાં તેણે લોડ નોરમનને બહાર ઉભેલો જોયો.

"કાંય, ખ્રુસ! તું લેડીઝને એકલાં છોડીને કાંય આવ્યો?"

જે શખ્શને તેણે એ રીતે સવાલ કીધો, તેણે એક પળ તેના ચેહરા સામે ટીકયું. અને પછી રસ્તાપર આગલ વધી બધાં લોક વચ્ચે ભેલાઇ ગયો. અજાયબીથી બર્ટીએ તેને એ પ્રમાણે ચાલી જતાં જોયો, અને પેલી બે બાનુઓને જ્યાં ઉભી રાખી હતી ત્યાં તેઓને શોધવા ગયો. તેઓ ત્રણડે તેજ જગ્યા પર જેમનાં તેમ ઉભેલાં હતાં ખ્રુસને તેઓ સાથે ત્યાં ઉભેલો જોઇ તેણે અચરતીથી દાચું વકાસ્યું. તેને કાંઇ સમજ પડી નહીં.

"કાંય બર્ટી, શું છે? કાંઇ ભુત બુત જોઇ આયોચ કે?"

"પણ તું એટલા વારમાં હયાં આવીજ કેમ શકયો? ને તેબી ઓવરકોટ વગર?" તેણે સવાલ કીધો.

"તું ગયો ત્યારથી હું હયાંથી ખસ્યોજ નથી." ખ્રુસે જણાવ્યું.

"પણ એકજ મીનીટ અગાઊ તો મેં તુને ઓવર કોટ પહેડીને બહાર ઉભેલો જોયો."

લેડી બેટી હસી પડી.

"એ શું ઘેલું ગાંડું બકેચ, બર્ટી! ખ્રુસ હમોને મુકીને કેંડે ગયોજ નથી."

"ત્યારે મેં સજ્જડ છકકડ ખાધી," શરમાઇને ચહેરામાં લાલ થતાં તેણે કહ્યું. ચાલો, ગાડી તૈયાર છે."

તે બંધેને તેઓએ ગાડીમાં બેસાડયાં, અને ગાડીનો દરવાજો બંધ કરતાં લોર્ડ નોરમને સહેજ અંદર ડોકયું કીધું.

"ગુડ નાઇટ," ફલોરીસ ગમ નજર કરી ધીમા મીઠાસભર્યા અવાજે તે બોલ્યો. "હું આશા રાખુંચ કે તમારી ઠાક સહવાર પડતાં અગાઉ ઉતરી જશે."

"થેંકસ."

ગાડી ધીમેથી ચાલવા માંડી તેવામાં બર્ટી આગલ ગયો.

"હું કાલે "ફેર"ને વાસ્તે વાત કરવા આવું?" તેણે પુછ્યું.

"જરૂરજ, ખુશી સાથે." લેડી બેટીએ તેના હાથમાં હાથ આપતાં કહ્યું. 'પણ હવે જલદી જા. તાહરા માથાંપર ટોપી નથી ને કદાચ સરદી થશે."

તે ખુશ મીઝાજે હસી પડયો. અને તે જોઈ ફ્લોરીસે બી હસ્તાં હસ્તાં પોતાનો હાથ ગાડીમાંથી બહાર કાઢયો. અત્યંત ખુશાલીથી તેણે તે લીધો, અને બીજી પળે તો ગાડી ત્યાંથી ચાલી ગઈ.

"કેવી ખુબસુરત!" ક્ષુસનો હાથ બગલમા લઈ ચાલતાં તેણે બોલવા માંડયું. "લેડી બેટીની કંપેનીઅન! ક્ષુસ તું એને બરાબર ઓલખેચ કે? આજે હું હયાં આગો તે વાસ્તે પોતાને ઘણોજ ભાગ્યશાળી સમજુંચ."

"શેલાં ના કાઢ, બર્ટી, હું સમજયો. તું પાંચસો એકોતેરમી વખત પ્યારમાં પડયોચ!"

બર્ટીનો ચહેરો ફીકકો પડી ગયો. તેણે પોતાની બ્લુ આંખો તેના તરફ ફેરવી. "નહીં પહેલીજ વખતે ક્ષુસ" ગંભીરતાથી તેણે જણાવ્યું. "હું ખરેખર પ્યારમાં પડયોચ, ને તે કબુલ કરવા હું સેહજબી શરમાતો નથી. માહરી મશકેરી ના કર. ક્ષુસ, હું આય વખતે ખરેખર ગંભીર છું."

"તેં એક દજન વખત મને એવી ખાત્રીઓ તો આપીચ."

"પણ આય વખતના જેવું મને કદી લાગતુંતું નહીં. પણ ચાલ હવે એ વાત માંડી વાલ્યે."

"નહીં મને સમજી લે." લગાર કઠોર અવાજે નોરમન બોલ્યો. "તું જેટલો મને ઓળખેચ તેટલો હું તુંને ઓળખુંચ. તું, વાયકાઉંટ

કલીફ્ડ નામે મોહટો પણ ગજવે ખાલી છે. તાહરો ચહેરો 'ડોલ' જેવો ખુબસુરત છે. અને તે ચેહરાને લગનના બાઝારમાં મુકવાનું તાહરૂં કામ છે એટલે કે કોઈ ઘણી માલદાર નાજનીન સાથ પરણવાની તુને અગત છે."

ગરીબ બર્ટીનો ચેહરો તમામ ફીકકો થઈ ગયો હતો. નીસાસાની હાય સાથ તેણે મુંગે મોઢે બધું સાંભલ્યું.

"હવે, મીસ કારલાઇલ તો તદન લુખીસુકકી છે, અને લેડી બેટીની કંપેનીઅન માત્ર છે. તાહરૂં એ ઘેલાપણું જેટલું જલદી છોડી દેશે તેટલું બહેતર." ખુસે વધું જણાવ્યું.

થોડીક પળ બર્ટી ખામોશ રહયો. તેઓ વાત કરતા લોર્ડ નોરમનનાં ઘર નજદીક આવી લાગ્યા હતા.

"એ બધું તુંને બોલવાનું સેહલું લાગેચ," ખુસના ચહેરા બણી જોતાં તે બોલ્યો. "મને શું લાગણી થાયચ તે તું સમજતો નથી. કોઇ બી દહાડો પ્યારમાં પડયો નહીં હશે, ધારૂંચ."

"નહીં?" લોર્ડ નોરમન સેહજ ટકોરનાં એક ધીમાં હસ્વાં સાથ બોલ્યો.

"પણ તું માહરાં સારાંનેજ વાસ્તે કહેતો હશે, અને કદાચ તું ખરોબી હોય. કાલે માહરા વચન મુજબ હું લેડી બેટીને ત્યાં જવશ, અને પછી કેડે બી ચાલી જઇશ–જ્યાં જવાય ત્યાં."

"તે બહેતર થશે." લોર્ડ નોરમને ટેકો આપ્યો.

## પ્રકરણ ૮ મું.

"લોર્ડ કલીફ્ડ!" બીજી સહવારે જોઝીને તે ગ્રહસ્થની આમદ પુકારી.

તેઓ બંધે, લેડી બેટી અને ફ્લોરીસ, ડ્રોઇંગ રૂમમાં બેઠાં હતાં. અને જુદી જુદી જાતનાં ફેન્સી ડ્રેસોનો એક ગંજાવર ઢગલો તેઓ કને વેરવીખેર પડેલો હતો. એક મોહટા આરસીના તખ્તા સામે જમીનપર ગુંઠણમંડીએ પડી, સુંદર ફ્લોરીસ તે ફેન્સી ટોપીઓ અને દરેસીઝ પોતાના આંગપર મુકી જોતી હતી.

"લોર્ડ કલીફર્ડ!" લેડી બેટીએ તે નામ સાંભળી પડઘો કીધો.

"લે, ફ્લોરીસ ડીઅર; બર્ટી તો આવી બી લાગ્યો, કેવો ભલો છોકરો! જા, જોઝીન, તેવણુને ઉપર મોકલ." અને બીજીજ પળે તો તે લાડઘેલો માનીતો જવાન બબ્બે ફાંડીએ દાદર ચઢી આવ્યો.

તે બંધે બાનુઓને આવી રીતે કપડાંના ઢગ વચ્ચે રોકાયલી જોઈ તે થોડીક પળ બારણા આગલજ થંભ થઈ ઉભો.

"ઓ, માફ કરજો—" તે બોલવા ગયો, પણ લેડી બેટીએ તેને તુરત અટકાવ્યો.

"જરાબી વાંધો નથી, બર્ટી અંદર આવ. તાહરા જોવાનુંજ હમોને કામ છે. આગતા સ્વાગતા કરવાની આજે હમોને ફુરસદ નથી, માટે જેમ છઇએ તેમ સ્વીકાર કરી શકતો હોય તો અંદર આવ." લેડી બેટીએ હસીને કહ્યું.

"એ શું બધું ધમસખાન!" તેણીને શેકહેંડસ કરતાં તે હસીને બોલ્યો.

અને પછી તુરત ફ્લોરીસ ગમ ફર્યો. "સાહેબજી, મીસ કારલાઇલ, તમારી શી ખબર?"

ફ્લોરીસ ગુંઠણમંડીએ બેઠી હતી, ત્યાંથી ઉઠયા વગર ફક્ત હાથ લાંબો કીધો, જે લેવા તે વાંકો વલ્યો.

"શી તરાહનો મોહટો ધગલો છે! ને બધા આંખને ચીત્રી આવે તેવા સંખ્યાબંધ રંગો છે!"

"ફેનસી ફેરમાં તો ઘણી જાતના રંગ હોય ત્યારેજ લોકોનું ધ્યાન ખેંચાય તો!" લેડી પેનહર્સ્ટે કહ્યું, "પણ ચાલ બા, બર્ટી હવે તું બી કામે મંડી જા. જો વારૂં, આય ડ્રેસ મને કેવો લાગેગ?" એક ટોપી માથાંપર મુકી પોતાનાં બંધે હાથોએ એક "સ્ત્રીસ" ડ્રેસ પોતાનાં આંગ ઉપર શોભાવી જોતાં તેનું મત પુછ્યું.

જાતજાતની ટોપીઓ અને ડ્રેસ તે બંધેએ "ત્રાઇ" કરી જોયા, અને દરેક વખતે બર્ટીનું મત તે લોકે લીધું. જેમ જેમ નવા જોતો ગયો તેમ તેમ તે બાપડો ગુંચવાતો ગયો. વળી એક ચોકકસ બાબત તેનાં મગજપર રમ્યા કરતી હતી જેને લીધે તેને વધારે અડકવડક થયા કરતી હતી. આખરે, થોડેક વારે, એકાએક, ઠરાવ ઉપર આવ્યો હોય તેમ તેણે અચમુચ કહયું.

"હું ખુશી છું કે આજે આમ બધું જોવાની મને તક મલી, કારણ—કારણ હું "ફેન્સી ફેર" વખતે હયાં હોવશ નહીં. ખરૂં કહું તો તે જણાવવાજ હું હમણાં આવ્યોચ."

"કાંય વારૂ?" લેડી પેનહર્સ્ટે અજાયબીથી સવાલ કીધો. બર્ટીએ ફ્લોરીસ ગમ એક ઉડતી નજર ફેંકી.

"મને માહરા કાકા આગલ જવા કાલ પરમ ઉપડી જવું પડેચ. તેવણ મને બોલાવ બોલાવ કર્યા કરેચ, ને હું નહીં જાવું તો ઠીક નહીં લાગે." તે બોલ્યો.

"પણ એક બે અઠવાડીઆંમાં શું ખાતું મોડુ થઇ જવાનું છે? તેટલા વખતમાં તો તાહરા કાકા ગુસ્સે નહીંજ થશે. હમોને મદદ કરવા તુને થોભવુંજ જોઇએ, બર્ટી, તું તો હમોને ઘણે કામ લાગશે. ખરૂં કેની, ફ્લોરીસ?,'

તેણીએ જવાબ દીધો નહીં, પણ હસીને હકારમાં ડોકયું ધુણાવ્યું.

"જો, ફ્લોરીસ બી માહરાં મતને મલતી થઇને તુંને જવા ના કહેચ."

"મેં મીસ કારલાઇલને બોલતાં સમજ્યાં નથી." લેડી બેટીની બહોંશથી લલચાતાં અને ધચુપચુ થતાં, તેણે વલી પાછું ફ્લોરીસ ગમી જોઈ કહયું.

"ખચ્ચીત, તમે હમોને ઘણા કામના થઇ પડશો, લોર્ડ કલીફ્ર્ડ અને તમારાથી રહેવાને બની શકતું હોય તો સરૂં એમ હું ઇચ્છુંચ."

"તમે એમ કહોચ ત્યારે તો મને રહેવુંજ પડશે. માહરા કાકાજીએ ખોટી થવું જોઇશે. ચાલો, હવે હું તમને શું શું મદદ કરીશ તે આંપણે જોઇએ." અને અત્યંત ઉતશાહથી તે હવે તે લોક સાથ બધું જોવા કરવામાં ગુંથાયો.

"જોવની લેડી બેટી, મને કેની તે નશીબ જોતાં બી આવડેચ જો! આપણે બહાર તેનું એક મોહટું પાત્યું મારશું, ને હું દરવાજા પર ઉભો રહી, 'આવો, આવો, બાનુંઓ અને ગ્રહસ્થો, તક મળેચ તો લાભ લેવો" કરી બાંગ પાડીશ. કેમ, ઘણું મજેનું લાગશેની, મીસ કારલાઇલ?" તેણે એક મસ્તીખોર હસ્વાં સાથ પોતાનો ખુબસુરત ચહેરો તેણી તરફ ફેરવતાં રહયું. અને ફ્લોરીસ ખરાં દીલથી મોટેથી હસી પડી

"હવે હું માહરે બરના કાંઇક ફેસ અને બીજી ત્રીજી ચીજો ખરીદ કરવા જાઉં. તમે બધું માહરી પર સોંપી દેવો." અને તે જવા ઉઠયો. અને બધે બાનુંઓને "શેક-હેંડ" કરી તે પ્યારમાં મસ્ત બનેલો જવાન ત્યાંથી વીદાય થયો.

બપોર પછી, 'ફેર'ને લગતી બાબતની બીજી કાંઇકિ ગોઠવણ કરવાનાં બહાણાં હેઠલ તે પાછો આવ્યો. "કાંઇ ગાયણ કે એવું કાંઇ કરવાનો મેં વીચાર કીધોચ. એક નાહનો જેવો તંબુ તેને વાસ્તે બાંધશું ને દાખલ થવાની ફી પાંચ પાચ શીલીંગ રાખશું."

"એક ગીની. તેનાથી જરાબી ઓછું નહીં." લેડી બેટી બોલી.

"તે તો બા ઘણું મોંઘું પડી જાય. પણ જવા દેવો. તે બાબત તમારા હાથમાં રાખજો. હું તેને વાસ્તે એકુ બે ગીત લઇ આવ્યો છું. મેં ધાર્યું કે તમે અથવા મીસ કારલાઇલ માહરે વાસ્તે 'એકમ્પનીમેંટ' વગાડી જોશો." ફ્લોરીસ ગમ બાડી નજર કરતાં તેણે અચકાતાં કહ્યું.

"હું કોઇ બી દહાડો 'એકમ્પનીમેંટ' વગાડી શકતી નથી. ફ્લોરીસ ડીયર, તું જરા વગાડી કરશે?"

તેણી તુરત ઉઠી પ્યાનો નજદીક ગઇ, કે બર્ટીએ ઉલટથી ગીતનું બંદલ છોડવા માંડયું.

"મને ભય છે કે તમોને જાહજાં પસંદ પડશે નહીં," તે બોલ્યો, "પણ ખરીદયાં ત્યાંથી તે લોકે મને ખાત્રી આપીચ કે હમણાંના એ ઘણાં માનીતાં ગાયનો છે."

તે બે માહેલું એક લઇ તેણે પ્યાના પર ગોઠવ્યું, જે તેના લાગણીથી ધ્રુજતા હાથમાંથી સડી પડયું અને તે ઉચકવા જતાં તેના હાથ ફ્લોરીસના નાજુક હાથો સાથ અહડયા. તમામ નીર્દોષપણાંની બેફીકરી વચ્ચે તેણીએ હસીને તે ચોપડી પોતાને હાથે પાછી ગોઠવી જ્યારે બાપડા બર્ટીનો ચહેરાએ તે મોહબતવંતા હાથના સ્પર્શથી રતાશ પકડયો હતો.

"હું ધારુંચ કે ઘણું મજાનું ગાયન છે." થોડીક 'નોત્સ' વગાડી જોઇ ફ્લોરીસે મત આપ્યુ. "હવે તમે શરૂ કરશો?"

તેણે શરૂ કીધું. તે પ્યારનુંજ એક ગાયન હતું. અને તના હંમેશના મધુર અવાજમાં, ખરી લાગણીની ભેલ થવાથી, વધતોજ મીઠાસ ભેલાયો. દરેક શબ્દ ઉચ્ચારતી વેળાએ તે તેણી ગમ જોઇ વીચારતો હતો કે શું તેણીને સહેજબી ખ્યાળ નહીં હશે કે તે તેણી-નેજ ખાસ તે બધું સમજાવતો હતો?

અને, જ્યારે તેઓ એ મીસાલ ગુંટાયલાં હતાં ત્યારે સહેજબી અવાજ કર્યા વના એક જણ ત્યાં દાખલ થયું. તે લોર્ડ નોરમન હતો. મુંગી ચુપકીદીમાં તે બંધેને, પ્યાના પર નાજુક આંગલાં દોડાવતી તે મીઠી રૂપસુંદરી અને પ્યારમાં મસ્ત બનેલા તે જવાન ઉમરાવને–તે ટીકતો ઉભો, કે જ્યારે એ મીસાલ ટીકતાં તેનાં પોતાનાં જીગરમાં કાંઇ નહી સમજી શકાય એવી વેદના થતી હતી, જે મારી હઠાવવાની તેની મજબુત કોશેશ કરવા છતાં ત્યાં જડ ઘાલી બેઠી હતી.

"એ ચાલી શકશે કે?" ગાયન પુરૂં થતાંજ, બર્ટીએ આતુરતાથી સવાલ કીધો,

"તમે ઘણુંજ સરસ ગાઓ છો?" તેણીએ ખરાં દીલના જોશથી જવાબ દીધો. "લેડી પેનહર્સ્ટનું કેહવું વાજબી છે કે એક ગીની કરત એછી ફી રાખવી નહીં જોઇએ."

"તમે માહરા તરફ કેટલાં ભલાં છેઓ!" લાગણીથી ધ્રુજતા અવાજે તેણે કહ્યું.

તે શબ્દોએ નહીં, પણ તે અવાજે તેણીને સહેજ ચોંકાવી, અને લેડી પેનહર્સ્ટની શોધમાં તેણીએ નજર ફેરવી, કે તુરતજ લોર્ડ નોરમનનો ઉંચો કદાવર આકાર તેણીની નજરે પડતાંજ તેણીના ગાલોએ ગોલાબી રતાશ પકડયો, અને તે તુરત ઉઠી.

"મહેરબાની કરી ઉઠતાં ના." ગંભીર અવાજે તેણે અરજ કીધી. "નહીં તો એ રીતે તમોને 'ડીસટર્બ' કરવા વાસ્તે હું મને પોતાને માફ કરીશ નહીં. એ પાછું વગાડવા મહેરબાની કરો. બર્ટી હું તુંને પાછું સમજવા ઇચ્છું ચ."

પણ મગરૂરીથી પોતાનું સર ઉંચકતાં તેણી લગાર ઠસ્સાથી બોલી. "લેડી પેનહર્સ્ટને હું તમારા આવવા વીશેની ખબર પુગાડીશ. માહરા લોર્ડ." અને તેણી સહેજ નમીને તે રૂમ છોડી ગઇ.

બર્ટીએ કલવાઇને એકાદ પળ તેણીના જતા આકાર તરફ જોયું અને પછી લોર્ડ નોરમન તરફ ફર્યો.

"એ શું થયું, બ્રુસ? તેણીને મેં ગુસ્સે કીધીય વારૂં? તું ધારેચ?" તેણે હેમત ખાઇ સવાલ કીધો.

"તેં? જરાબી નહીં, બર્ટી, ફકત કારણ એટલુંજ છે કે મીસ કારલાઇલ મને ધીક્કારેચ;–અલબતાં કારણ વગર તો નહીંજ,–અને તેથી માહરી હાજરીથી હંમેશ દુર નાહસેચ, બસ એટલુંજ." એટલું બોલતાં તે કડવાસથી હસ્યો, અને બર્ટીથી પોતાનો ચહેરો છુપાવવા ત્યાંથી ફરી ગયો.

---

## પ્રકરણ ૯ મું.

---

તે મોહટો દીવસ અંતે આવી લાગ્યો કે જેની લેડી પેનહસ્ટ અને તેણીના જેવીજ બીજી ફેશનેબલ બાનુઓ, પોતે કાંઇક કરી શકવાની ઉલટમાં, આતુરતાથી રાહ જોતી હતી.

કાંઇક મહીનાઓ થયા ફેશનેબલ સોસાયટીમાં "ફેર" સંબંધીજ વાતો ચાલતી હતી, કે જેની સઘળી આવક કાંઇક ચોકકસ ફંડમાં વપરાવવાની હતી.

ઘણા મોટા પાયા પર તેની સઘળી તૈયારીઓ ચાલુ થઇ હતી, અને "બૉટેનીકલ ગાર્ડન્સ"ને લગતા ગંજાવર હૉલને સ્વીસ ગામડાંના દેખાવમાં ફેરવી નાંખી ઘણો દીલપસંદ દેખાવ કીધો હતો. તેને ઉઘાડો મેલવાની ક્રીયા વખતે સઘળાં બરેખાંઓથી તે જગ્યા તમામ ચીકાર થઇ ગઇ હતી.

તે મોહટા હૉલના મધ્ય ભાગમાં લેડી બેટીનો સ્તોલ હતો. સ્તોલની બહાર તીપાઇઓ પર, રમકડાં કપડાં વીગેરે તરેહવાર ચીજો ગોઠવી મુકેલી હતી, જેની નજદીક એક ખુરશી પર તે પોતે ગોઠવાયલી હતી. અત્યંત ઉતસાહથી તે સઘળું કરતી હતી, અને તેણીની

દુન્યા આજે તમામ સુખી હતી. તેમાં ફકત એકજ નજીવો ખતરો માત્ર હતો. અને તે એ કે, તેણીની ગમે એટલી બહોંસ છતાં, ફ્લોરીસે, તેણીની સાથે સ્તોલની બહાર બેસવા મજબુતીથી ના પાડી. તેણી તો, બની શકતું હતે તો ત્યાં આવવાનાજ અખાડા કરતે, પણ લેડી પેનહર્સ્ટની બહોંસ આગલ તે બાપડીનું કાંઇ ચાલ્યું નહીં, અને ત્યારે અંદર બેસી રહેવાની એ એકજ શરતે તે ત્યાં આવવા કબુલ થઇ.

તેઓની બરાબર સામે લેડી ગ્લેનનો સ્તોલ હતો અને તેની બાજુંમાં ડચેસ ઓફ કલીફડનો તંબુ માર્યો હતો; જ્યારે લેડી પેનહર્સ્ટની લગોલગમાં લેડી બ્લાંસ સીમુરનો સરોવર જેવો ખુબસુરત આકાર ફરટ અને ફુલોથી મઘમઘતા સ્તોલ આગલ, ખડો રહેલો દેખાતો હતો, બફ કલરની ઉંચી સાતીનનો ડ્રેસ તેણીનાં સુંદર બદનને દીપાવતો હતો, અને પોતાની હંમેશની શાંત અને ઠંડી રીતભાતથી ત્યાં ચાલતો મહેમાંર મુંગી ચુપકીદી અને તોર વચ્ચે તેણી નપાસતી ઉભી હતી.

પોતાના સ્તોલની બારીમાંથી ફ્લોરીસ એકાગ્રહ ચીતે તે સુંદર ચહેરા ગમી તીકતી તેણીની ખુબસુરતીની 'સરવે' લેતી હતી. તેણી એટલી બધી એમ કરવામાં રોકાઇ ગઇ હતી, કે લેડી બેટીએ બારીએ ડોકયું ખોસ્યું. ત્યારે તે સખત ચોંકી.

"કોઇ ઘણોજ કંટાલા ભરેલો માણુસ છે!" તેણી ધુંધવાઇને બોલી, "હું ખુસને વાસ્તે કહુંચ, એ આપણો 'પેત્રન' થાયચ છતાં હજી આવ્યો નહીં"

પણ એટલામાં તો લોર્ડ કલીફર્ડનો ખુશાલ અવાજ તેઓને સંભળાયો. "લેઓ લેડી બેટી, હમે આવી લાગ્યા. તમારૂં ગાડું કેમ ચાલેચ?" સ્તોલની આસપાસ આતુરતાથી નજર ફેંકતાં તેણે પુછયું "ને મીસ કારલાઇલ કયાં છે?"

"અંદર છે." તેને આવી લાગેલો જોઇ તેણીએ પાછી ખુશાલ થતાં જવાબ કર્યો. "બધું ઘણું ફ-તેહમંદ થયું છે. નહીં વારૂં, બર્ટી."

"ઘણુંજ" બારીમાંથી અંદર નજર કરતાં તે બોલ્યો. "ઘણુંજ. સરસ. હું અંદર આવું. મીસ કારલાઇલ ?"

"હું નહીં ધારતી કે અંદર એ જણની જગ્યા થઇ શકશે," તેણીએ હસ્તે ચહેરે જણાવ્યું. "તમારો 'શો' કેમ ચાલેચ ?"

"ઘણોજ મજેનો. મને એક મહોટો તંબુ મલ્યોચ, ને તેમાં નાહનો જેવો 'સ્તેજ' બી કીધોચ. હવે હું ગીની લઇને બધાંને દાખલ કરવાનું શરૂ કરશ."

લોકોની ગીરદી વધવા લાગી, અને લેડી બેટી પોતાનો માલ તપોતપ ખપાવવા લાગી, જ્યારે બર્ટી અને ફ્લોરીસ તેના પઇસા લેવામાં અને હીસાબ રાખવામાં રોકાઇ ગયાં. એક બાજુથી બેંડના સરદો સંભળાતા જ્યારે બીજી બાજુએ લોકોની કચકચના અવાજો કાનને અડકતા હતા અને ગીરદી હોવાને લીધે ગરમી પણ વીશેશ પડતી હતી, અને એ બધું તપાસતાં, તેઓ પોતાનું કામ કર્યાં જતાં હતાં, જેવામાં એક સીધો, કદાવર આકાર તેઓ વચ્ચે ચાલી આવ્યો.

"આહ, ધ્રુસ" લેડી બેટી તેને જોતાંજ પુકારી ઉઠી, "અંતે તું આવ્યો ! કેટલું લેટ કીધું ?"

"માફ માંગુચ. એક મીટીંગને લીધે રોકાઇ ગયો. કેમ, તમારૂં કેમ ચાલેચ ? મીસ કારલાઇલ કયાં છે ?" પોતાની કાળી તેજી ચશમો આસપાસ દોડાવતાં તેણે પુછ્યું.

"અંદર છે. પણ ધ્રુસ, ચાલની હવે તું શું ખરીદ કરેચ ?"

"કાંઇ બી. તુને ગમે તે આપ." તેણે બેધ્યાનપણે જવાબ દીધો. "એકાદ જોડી સ્લીપર કે કાંઇ ગાલીચો—આહ બર્ટી, તુંને ઉપયોગી કામ કરતાં જોઈ ખુશી છું."

અને તે આગલ ગયો. કે બર્ટીએ ખસીને તેને જગ્યા કરી આપી એટલે વાંકો વળી તે, તે નાહના દરવાજામાંથી દાખલ થઇ ફ્લોરીસ આગલ ગયો.

"ગુડ–મોરનીંગ, મીસ કારલાઇલિ," તે બોલ્યો.

તેણીએ ફકત ડોકાંના સહેજ લહેકાથી તેનો જવાબ કર્યો. તેણીએ વેળાએ કાંઇંક પૈસા ગણવામાં ઘણીજ ઘુંટાઇ ગઇ હતી, અને તેણીનું માથું નીચે નમેલું હતું, અગર નહીં તો તેણીના રૂખસારો પર ચઢી આવેલો ખુલ્લો રતાશ તે જોઇ શકતે.

હવે બર્ટીને લગાર અકડવકડ થવા માંડી, પોતાના તંબુમાં જરા નજર કરી આવવાને બહાને તે ત્યાંથી સટકી ગયો.

"તમે ખુબ નાણું એકઠું કરોચ, મીસ કારલાઇલ." લોડ નોરમને કહયું.

"હા, હું ધારૂંચ." નીચીજ નજરે તેણીએ જવાબ દીધો.

"ફ્લોરીસ, એને કાંઇ મજેની મજેની ચીજ બતાવ." લેડી બેટીએ બહારથી હુકમ આપ્યો.

તેણીએ તરેહવાર ચીજો તેને બતલાવી, પણ તેને પસંદગી કરતાં વખતનો વખત નીકલી ગયો. તેણે બેધ્યાનપણે કેટલીક ચીજોનો પોતા વસ્તે ઢગલો કરાવ્યો.

"એ બધાંને તમે શું કરશો?" ફ્લોરીસે પુછ્યું.

"ખુદા માલમ! પણ મેં હજી પુરૂં કર્યું નથી. તમારે પોતાને હાથની બનાવેલી કાંઇબી ચીજ છે, મીસ કારલાઇલ?"

"નહીં. દરેક ચીજ લેડી પેનહર્સ્ટે ખરીદેલી છે."

તેણીના સફેદ પોશાકમાં છાતી આગલથી ખોસેલાં એક લાલ ગુલાબ ઉપર તેની નજર ચોંટી હતી.

"આ બધાં વચ્ચે ફકત એકજ ચીજ એવી છે કે જે મેળવવા મને ખરેખરી ઇચ્છા થાયચ." તે વીચારવંત અદાએ બોલ્યો.

"ખરેખર ? તે શું ?" તેણીએ નીર્દોષપણે સવાલ કીધો. "મેં તમોને લગભગ દરેક ચીજ દેખાડીચ. આપ રાઇટીંગ કેસ જોઇએચ?"

"નહીં, પણ કાંઇ નહીં એબી હું લેવસ. પણ તે ચીજ એ નહીં, મીસ કારલાઇલ; આપ ગોલાબ તમે પહેડયોચ તે મને ખરીદવા દેશો ?"

તેણીનો ચહેરો લાલ થયો, અને આંખ નીચી નમી ગઇ મગર બીજીજ પળે, મગરૂરીથી તેણીએ ડોકી ફફડાવી.

"એ વેચવા માટે નથી, માહરા લોર્ડ." અત્યંત ઠસ્સાથી તેણીએ કહયું.

"માફ કરજો." તે ધીમેથી બોલ્યો. "તમે ખરાં છો. એ એક એકીંમતી ચીજ છે, ખાસ કરીને માહરી નજરમાં."

અચપુચ, કાંઇક લાગણીને આધીન થઇ તેણીએ પોતાની છાતી પરથી તે ખેંચી ભોંયપર ફેંકયો.

તેણે વાંકો વલીને ઉચકયો, અને હાથ લાંબો કરી તેણી સાંમે ધર્યો

"મેં એને વાસ્તે માંગણી કીધી, તેટલાંથીજ શું તમારી નજરમાં એ ધીકકારવા લાયક થર્યોચ!?" તે દીલગીરી ભર્યા અવાજે બોલ્યો, "મને માફ કીધુંચ એમ દેખાડવા મેહરબાની કરી એ એની જગ્યાએ પાછો મુકો. હું ફરીથી તમોને નારાજ નહીં કરીશ."

તેણીએ તે લીધો. એક પળ ગુંચવાડાથી થોભી, અને પછી પોતાની છાતીપર ખોસવાને બદલે તેબલપર મુકયો. "કદાચ કોઇ બીજુ એને માટે માંગણી કરશે." તેણીએ સફાઇથી કહ્યું.

ગજવામાં હાથ નાંખી તેણે થોડીક ગીનીઓ કાઢી તે ગોલાબની બાજુમાં મુકી અને એક શબ્દબી બોલવા વગર, નમીને તે જગ્યા છોડી ગયો.

થોડીક પળ તેણી સ્તબ્ધ બની તેના જતા આકારને ટીકતી થોભી, અને પછી પેલો ગોલાબ લઇ, તે કાંઇ કીમતી ચીજ હોય તે મીસાલ સંભાલથી પોતાના ડ્રેસમાં, અંદરથી છુપાવી દીધો.

લોર્ડ નોરમન ત્યાંથી નીકળેલો બહારો બહાર ચાલી જવાનું કરતો હતો, પણ લેડી બ્લાંશના સ્તોલ નજદીકથી પસાર થતાં, તે બાનુએ બહાર દોડી આવીને તેને ઘેર્યો. "તમે શું ખરીદશો, સાહેબ?" એક દુકાનદાર છોકરીની નકલ કરતાં તેણીએ પુછ્યું, "હમણાં 'લીલી' ની ફેશન વધારે છે. એક બંચ આપું?"

"તુંને ગમે તેમ, એ શું બધા ઢગલા ચઢાવ્યાચ?"

"હા, પણ તોબી ઠીક ચાલેચ. લેડી ગ્લીન તો કહેચ કે બેએક હજાર પાંઉંડ માહરા સ્તોલમાંથી જરૂર કુટી કહડાશે. તમોને એક 'બોકે' બનાવી આપું?"

"એ નહીં તે બધાને હું શું કરીશ? બ્લાંશ, તું મને ફક્ત એકજ ફુલ આપી જતો મુકે તો હું પાંચ પાંઉંડ આપું."

"વારૂં, પણ પ્રુસ તમે એમ ના સમજતા કે તમે ઘણા છુટ્ટા હાથના છેઓ. માહરાં બાલમાં પહેરેલાં એકજ ફુલના હમણાંજ એક ગ્રહસ્થે મને દસ પાંઉંડ ઓફર કીધા. ફક્ત એકજ, પ્રુસ હું તે ફુલ તમોને આપું તો?" અત્યંત મીઠાસથી તેના ચહેરા સામુ જોતાં તેણીએ ધીમેથી પુછ્યું.

"કોઇ કરોડપતી પાંચશો કે હજારની ઓફર કરે તેને વાસ્તે સાચવી રાખ, બ્લાંશ." તેણે બેદરકારીથી કહ્યું.

"નહીં. તે હું તમોનેજ આપીશ. અને તેબી વલી ફક્ત તમારા પાંચ પાંઉંડનાજ બદલામાં. લાવો, હું તમારા કોટમાં ખોસું. તમે જાણોચ, પ્રુસ, એથી એની કીંમત વધારે વધીચ!"

વહાલથી તેના કોટનાં બટન હોલમાં તે ખોસતાં તેણી બોલી, તેણે પાંચ પાંઉંડની એક નોટ કાઢી ટેબલપર મુકી. "પ્રુસ," તેણીએ માયાથી કહ્યું, "આજે રાતે "બોલ"માં તમારે એ પેહરવું જોઇશે."

"હું આવશ કે નહીં તે ચોકકસ નથી."

"એમ નહીં બા. બધાં ત્યાં આવશે ને તમે બી? તમે એ પહેડશો, પ્રુસ?"

"જો હું આવશ તો." અને એટલું બોલી તેણે ત્યાંથી ચાલું મુક્યું.

લેડી બ્લાંશે ફ-તેહની એક તુમાખી નજર લેડી પેનહર્સ્ટના સ્ટોલ તરફ ફેંકી.

## પ્રકરણ ૧૦ મું.

તે ધંધુખર અંતે પુરી થઇ, અને બધી મોહટે ખાંચરેની બાનુઓ પોતપોતાની ગાડીઓમાં બેસી હંકારી ગઇ, ઘણું મોહટી રકમનું નાણું એ એક દહાડાની ધંધુખરમાં ઉભું થયું હતું. વળી રાતે ત્યાંજ એક ગંજાવર "બોલ" હોવાથી બધા સ્તોલ ઉતાવલે તોડી નાંખી જગ્યા સાફ સુફ કરવા સેંકડો માણસો તુરતા તુરત રોકાઇ ગયાં, અને ત્રણ ચાર કલાકમાં તો ત્યાંનો દેખાવ તદન ફેરવાઈ ગયો.

બાપડો બર્ટી પુષ્કળ થાકી ગયો હતો. "આવો, આવો" નાં ઘાંટાં પાડતાં અને સ્તેજ ઉપર ઉભો રહી ગાતાં તેનું ગળું દુઃખી આવ્યુ હતું. તે સીધો પોતાની કલબપર ગયો.

લેડી પેનહર્સ્ટ ઘર જતાંના વારમાં બીછાનામાં અલેટાઈ પડી.

"ઘણીજ ગંજાવર ફતેહ!" તેણીએ સંતોષથી ફ્લોરીસને કહ્યું, કે જે, દાસી જોઝીન સાથ, તેઓના ફેન્સી ડ્રેસીઝ સરખા કરવામાં રોકાઇ હતી.

"ખચ્ચીતજ. પણ માબરે, શું મહેનત પડીચ! સારૂં છે કે એવું કામ રોજનું નથી. હું તો ધારતી હતી કે એકાદ કાપડોઆની

દુકાનપર નોકરી રહેવાનું ઘણું મનપસંદ લાગતું હશે, પણ હવે મેં માહરો વિચાર ફેરવ્યોચ. તુંબી ઠાકી ગઇ હશે, ફ્લોરીસ ડીઅર જા, તૈયાર થવા અગાઉ જરા જઇને અલેગ્રા."

"હું જરાબી હાકી નથી. અને મને જોઝીનને મદદ કરવા ગમેચ."

"મેડમોઝેલને તકલીફ લેવાનું કાંઇ કામ નથી." તે દાંસી પુત્રીએ તેણીની મદદનો અસ્વીકાર કરતાં કહ્યું. "મેડમોઝેલ થાકેલાં અને કંટાળેલાં દીસેચ." ફ્લોરીસના તાજા ખીલતા ગુલાબ જેવા ચહેરા તરફ જોતાં તેણી સહેજ અદેખાઇના અંશથી બોલી.

"ત્યારે માહરો ચહેરો મને ગેરઇનસાફ કરેચ, જોઝીન." ફ્લોરીસે મીઠાસથી જવાબ દીધો. તેણી હંમેશ તે છોકરી સાથ મીઠાસ અને માયાથી વર્તતી હતી, તો જો કે તેણીને મજબુત વ્હેમ હતો કે જોઝીનને તેણી તરફ અણગમો હતો.

"હું ધારૂંચ કે માહરે વાસ્તે એક કપ ચોકલેટ અને કાંઇ લાઇટ ખાવાનું ઉપરજ મોકલી આપશે તો ઠીક. મને નીચે જમવા આવવા નહીં ગમતું," લેડી પેનહર્સ્ટે કહ્યું. "તું સર એડવર્ડને ખાણાં વખતે કંપની આપશે, ડીઅર?"

"ખચ્ચીતજ, અને તમારે વાસ્તે હું ચોકલેટ ને—"

"મેડમોઝેલને તકલીફ ઉઠાવવા જરૂર નથી?" જોઝીન વળી પાછી અદેખાઇથી વચ્ચે પડી. "હર લેડીશીપની દરેક સગવડ પર હું ધ્યાંન આપીશ."

"નહીં, જરા તુંજ એટલું કરજે, ફ્લોરીસ ડીયર." લેડી બેટીએ તેણીને તોડી પાડી, અને ફ્લોરીસ એ હુકમ સાથ ઓરડો છોડી ગઇ.

સર એડવર્ડ ડાઇનીંગ રૂમમાં દાખલ થયો, હંમેશ મુજબ તે ઉદયોગી શખ્સનો દેખાવ ઠાકેલો અને કંટાળેલો હતો.

"લેડી પેનહર્સ્ટ થાકી ગયાંચ કે?" તેણે પુછ્યું, "હું ધારતો'તોજ અને તમેબી ઘણાં ઠાકી ગયાં હશો; મીસ કારલાઇલ."

"જરાબી નહીં, સર એડવર્ડ." તેણીએ જવાબ દીધો. અને તેણીના બચ્ચાં જેવા નીર્દોષ ખુશાલ ચહેરાપર નજર કરતાં તે હાકેલા પુરૂષે છુટકારાનો દમ ખેંચ્યો અને તે ઘણો ખુશ થયલો દેખાયો.

"તમોને ઘણી ફ્તેહ મળી, મેં સમજ્યું! કલબની રીહડી આગળ લોર્ડ કલીફ્ર્ડ મલ્યો તેણે મને જણાવ્યું કે તમે ખુબ નાણું જમા કીધું."

"તેની શાબાશી ઘણીખરી હીઝ લોર્ડશીપનેજ આભારી છે. એવણે ઘણીજ મહેનત કીધી." તેણીએ શાંતીથી જવાબ દીધો;

"એને એવું ઘણું ગમેચ. આજે ખુબ ગેલમાં છે, લોર્ડ નોરમનથી તદન ઉલટું, કે જેને હું ત્યાર પછી મલ્યો."

"ખરેખર!" મીનું કાર્ડપર નજર ઠેરવેલી રાખતાં તેણીએ બેદરકારીની રવેશે અજાયબી બતલાવી.

"હા. એ તો આજના બનાવથી ઘણો કુંજરો ને ખબરેલો દીસતો હતો. માહરી બેટીને અને તુંને તેમાં ભાગ લેવા દેવા વાસ્તે એ તો માહરી સાથ મરાયો. જાણે માહરૂં એમાં કાંઇ ચલણુ હોય! એ બીચારો પરણેલાઓની મુશીબત શું સમજે?" અને તે ભલો ગ્રહસ્થ સહેજ મગ્નકથી હસ્યો "અને હા જો. આજનાં સોસાયટી પેપરમાંબી એના નામનો આય ફ્કરો વાંચો. "સીમુર અને નોરમન કુટુંબો વચ્ચે સગાઇનું નાતું થાય એવો હમોને મજબુત સંભવ લાગે છે." સીમુર તે લેડી બ્લાંશ. અને નોરમન તે લોર્ડ બ્રુસ. આજે તેબી ત્યાં હતી કે?"

"હા, લેડી બ્લાંશ ત્યાં હતાં." તેણીએ દેખાઇતી શાંતીથી તે પેપર બાજુએ મુકતાં ધીમેથી જવાબ દીધો, કે જ્યારે તે ભોળા

ગ્રહસ્થને સ્વપને પણ ખ્યાલ નહીં થયો કે તે ખબરથી તેણે તેણીનાં દીલમાં કેવું એક જંગ ઉઠાડયું હતું.

"તમે 'બોલ'માં જવાનાં છેઓ કે, સર એડવર્ડ?" તેણીએ થોડે વારે સવાલ કીધો.

"નહીં દલગીર છું. આજે રાતે એક પ્રાઇવેટ ગેધરીંગ છે ત્યાં લેકચર કરવાનું છે, લોર્ડ કલીફર્ડને મેં કહયુંચ તે તમોને લઈ જશે."

લોર્ડ નોરમન ત્યાં જનાર છે કે તે જાણવા તેણી અત્યંત આતુર હતી, પણ એવામાં સર એડવર્ડેજ પાછું બોલવાનું શરૂ કીધું.

"હું નહીં ધારતો કે બુસ બી જવાનો હોય. કારણ મેં તેને વાસ્તે પુછયું ત્યારે એ તો બબડયો. મને કામ ઘણું છે વાસ્તે હું કોફી લેવા થોબીશ નહીં. જો તમે રજા આપો તો હું ઉઠી જાઉં."

ફલોરીસ પણ તુરતજ ઉઠી ગઈ. તેણીએ તે રાતે પહેરવા, પોતા માટે એક તદન સાદો પણ સુંદર પોશાક કહાડયો, કે જે તેણીનો સર્વેથી સારામાં સારો ડ્રેસ હતો, અને તે જો કે જાહજો કીંમતી નહીં હતો છતાં તેણીનાં સુંદર બદન પર પુરતો શોભીતો લાગતો હતો. તેણીએ તે પેહેડવા માટે પોતાનો જુનો પોષાક કહાડયો કે તુરતજ એક કરમાયલો, કુચાયલો લાલ ગોલાબ ભોંય પર પડયો. એ તેજ ગોલાબ હતો કે જે તેણીએ લોર્ડ નોરમનને વેચવા ના પાડી હતી. તે કરમાયલાં ફુલ તરફ નજર કરતાં તેણીના પોતાના ગાલોએ પણ નજદીક તે ફુલનોજ રંગ પકડયો.

કેટલા માનથી, કેટલા આગ્રહથી તેણે તેને વાસ્તે માંગણી કરી હતી, અને તેણી કેવી ઠંડાઇથી તે નામંજુર કરી હતી! શું બનવાજોગ હતું કે તેણીની તેવી ચાલથીજ, સર એડવર્ડ કહેતા હતા તેમ તે આજે કુંજરો ને બરીઅલ દીસ્તો હશે? પણ બીજીજ પળે તેણે ઠઠ્ઠાથી હસતાં તે વીચાર દુર કીધો.

"છટ છટ. હું મુરખ બનુંચ." તેણી બબડી, "અને તબા એટલાજ માટે કે ધી રાઇટ ઓનરેબલ અર્લ ઓફ નોરમન. લેડી પેનહર્સ્ટની કંપેનીઅનની મજાક કરવામાં રમુજ મેળવેચ! એ એવણુનું શું બગાડયુંચ કે એવણુ એવી રીતે વર્તેચ?" અને ગુસ્સાથી પોતાનો પગ મારી તેણીએ તે ગોલાબને બાજુ કરી નાખ્યો.

પણ વળી પાછો બીજીજ પળે વાંકી વળી તેણીએ તે ઉંચકી લીધો.

"નહીં. માહરી મુર્ખાઇની યાદ કરવા હું એ માહરી પાસેજ રાખીશ." અને તેણીએ પાછો તે પોતાના નવા પોશાકમાં, આગળ માફક અંદરથી છુપાવ્યો.

તેણી તદન તઇયાર થઈ રહી એવામાં બારણું ઠોકાયું અને જવાબ મેળવવાની દરકાર કર્યા વના જોઝીન અંદર દાખલ થઈ.

"માઈ લેડી કહેચ કે તમે તેવણુ આગલ આવશો. તો તે પણ ખુશી થશે, મેડમોઝેલ," પોતાની ચંચલ આંખે ફલોરીસની બારીક 'સરવે' લેતાં તે બોલી, "માઈ લેડીએ મેડમોઝેલને ડ્રેસ થવામાં મદદ કરવા મને મોકલીચ."

"થેંકસ, જોઝીન, પણ હું તદન તઈયાર છેઉં."

તે દાસીએ વળી પાછી તેણીની 'સરવે' લીધી.

"માફ કરજો, પણ મેડમોઝેલના બાલ વધારે સરસ રીતે થઈ શકશે."

"બનવા જોગ છે", ફલોરીસે બેદરકારીથી જવાબ દીધો. "પણ હું તુને તસદી નહીં આપીશ, જોઝીન, એજ ચાલશે."

અને તેણી ત્યાંથી બહાર પડી કે જ્યારે જોઝીન પણ, પોતાની હંમેશની કાનોસોરી કરવાની આદત મુજબ, તેણીની પીઠ ફરવા પછી દરેક ચીજની ઉઠલપાઠલ તપાસ કર્યા તેણીની પુંઠે ગઈ.

"એટલા વારમાં તદન તઇયાર!" લેડી પેનહર્સ્ટ ફ્લોરીસને જોઈ પુકારી ઉઠી, "ને તાહરો ફ્રેસ કેવો 'લવ્લી' છે:"

"લવ્લી!" ફ્લોરીસે અજાયબીથી પડઘો કીધો. "ઓ, લેડી પેનહર્સ્ટ, તમે માહરી મશકેરી કરોગ! એ તો તદન સાદો છે!"

"કોણ જાણે કદાચ સાદો હોય બી, પણ તું એમાં એટલી સુંદર લાગેચ કે હું તો તાહરી આગળ કુચ્છ બીસાદમાં નહીં લાગતી" અને તે ભર ભર બોલી અબળા ખરાં દીલથી ખુશ થઇને હસી પડી.

ફ્લોરીસ પણ હસી, અને આભારથી ચળકતી આંખો તે માયાળુ શેઠાણી તરફ ફેરવી.

"તમે માહરાં તરફ કેવાં ભલાં અને હેતવંતા છેઓ, લેડી પેનહર્સ્ટ" તેણી ધીમેથી બોલી.

લેડી બેટીએ પોતાનો ચહેરો અરસીમાં જોયો.

"માહરા બાલબી મીસ કારલાઇલનીજ માફક બનાવ, જોઝોન, તે મને ઘણાં ગમશે." તેણીએ દાસીને ફરમાવ્યું. તે નોકર છોકરીએ ઝનુનથી હોઠ કરડયા. તેણીએ ફ્લારીસના બાલની ખોડ કાઢી હતી ત્યારે તેજ ચીજને વાસ્તે તેની શેઠાણીએ તેણીને હલકી પાડી!

"મને તેવા કરતાં નથી આવડતું, માઈ લડી."

"ત્યારે મીસ કારલાઇલ કરશે. તું મહેરબાની કરશે ડીઅર?"

ફ્લોરીસ ગમી જોતાં તેણીએ સવાલ કીધો.

તે છોકરી એક પળ દીગમુંઢ થઈ ઉભી, અને પછી પોતાના હાથમાનું તે ચાદીનું બ્રશ તેબલ પર મુકી દઈ, બાજુમાં જઈ હાથ જોડી ઉભી, જ્યારે ફ્લોરીસે તમામ બેખબરીનાં નીર્દોષપણાં વચ્ચે પોતાથી બની શકયું તેવી રીતે લેડી પેનહર્સ્ટના બાળની ઘપ પોતાના જેવી કીધી..

"ઓ, ઠેંકયું, ડીઅર. જો જોઝીન, મને આવી ધપના બાળ ગમેચ. હું ઇચ્છુંચ કે મીસ કારલાઇલ પાસ તું શીખે. હવે તુંને યાદ રહેશેની?"

"હા, માઇ લેડી." બીડેલા હોઠો વચ્ચે તેણે ધીમેથી જવાબ આપ્યો "હું યાદ રાખશ. જરૂરજ, માઈ લેડી, હું કદી ભુલીશ નહીં." અને ઝનુનથી દાંત્યાં કચકચાવતી તે તે ઓરડો છોડી ગઈ.

"લોર્ડ કલીફર્ડ!" એવામાં બુટલેરે આવી તે જવાન ગ્રહસ્થની આમદ જાહેર કરી.

લોર્ડ કલીફર્ડ, અત્યંત તજુઅલથી તૈયાર થયલો, કોઈબી છોકરીનું માથું ફેરવી નાંખે એવો ખુબસુરત દેખાતો હતો. તે ડ્રોઇંગ રૂમમા ખોટી થતો હતો, અને બંધે બાનુઓ ત્યાં જઈ પુગતાં તેણે ઘણીજ ઉલટથી તેઓને આવકાર દીધો.

ફ્લોરીસ પર નજર પડતાંજ તેનાં મોહાંમાંથી એક ધીમી 'આહ' નીકલી પડી.

"જો મેં કહયું તું ની!" લેડી બેટી બોલી, "ચાલ બર્ટી જોતું વારૂ, તદન સાચું બોલજે, ફ્લોરીસનો આય ફ્રેસ ઘણોજ 'લવ્લી' છેની?"

તે જવાનનો ચહેરો ઓસકથી લાલ થયો, પણ ફ્લોરીસ તદન શાંત હસ્તે ચહેરે ઉભી હતી.

"તે તો કોણ જાણે." તેણે જવાબ દીધો. "હું ફકત એટલું કહી શકુંચ કે મીસ કારલાઇલ, પ્રખ્યાત ફ્રેંચ ચીતારા 'મીલે' નાં એકાદ પીકચર જેવાં લાગેચ. શું આય ફ્રેશની એ ખુબી હશે?"

"થેંકયું, માહરા લોર્ડ." તેણીએ હસીને નમન કરતા કહયું.

તેઓ જ્યારે તે મોહટા બોલ-રૂમમાં જઇ પુગ્યાં ત્યારે બધાં બડેખાંઓથી તે હાલ ચીકાર થઇ ચુકેલો હતો, છતાં, બર્ટી પોતાના બંધે હાથેપર એકેક બાનુને લઇ, લોકોની ગીરદી વચ્ચેથી મુશકેલીથી રસ્તો મેળવતો દાખલ થયો ત્યારે તેઓની પધરામણીથી ત્યાં ઘણો ખળભળાટ થઈ રહયો.

# પ્રકરણ ૧૧ મું.

તેઓ ત્યાં પુગ્યાને ભાગ્યેજ અરધો કલાક નહીં થયો હશે એવામાં તો લેડી બેટી નજદીક, ખુબસુરત જવાન્યાઓનું એક ગંજાવર ટોળું એકઠું થઇ ગયું અને તે માંહેલા લગભગ બધાજ, તેણીની બાંહેધરી હેથલ આવેલી તે ખુબસુરત પણ મગરૂર દેખાવની છોકરી સાથ 'ઇનટ્રોડયુસ' થવાનાંજ ફાંફાં મારતા હતા.

"જોયું કે ફ્લોરીસ? મેં કહ્યું'તું તેજ થયું!" લેડી પેનહર્સ્ટ થોડેવાર તેણીનાં કાનમાં બબડી, "તેં તો જબરો ખળભળાટ મચાવ્યોચ! તાહરો ડાન્સનો પ્રોગ્રામ ભરાઇ ગયો કે?"

"તદન નહીં" તેણીએ જવાબ દીધો. કારણ તે બધાઓના બસમાંથી બચવા થોડીક જગ્યાઓ તો તેણીએ પોતાનેજ હાથે અમસ્થી ભરી નાંખી હતી.

પહેલા એકુ બે ડાન્સ ખલાસ થયા પછી બર્ટી તેણીની આગળ આવી લાગ્યો.

"હું ઇચ્છુંચ, મીસ કારલાઇલ, કે એકાદ બે ડાન્સીઝ તમે માહરે વાસ્તે ફાજલ પાડયા હશે." તેણે અરજ કીધી.

"આયજ ડાન્સ લેવા તમોને ગમશે?" તેણીએ તુરત સવાલ કીધો.

"ખરેખર? કેવો નસીબવાન સંજોગ કે એ ખાલી છે!" અને તેણીને પોતાનો હાથ આપી તે ત્યાંથી ઘસડી ગયો.

બર્ટી એક ઘણો અચ્છો 'ડાન્સર' હતો. અને ફ્લોરીસ સાથની તેની પેર ખરેજ મનપસંદ અને દીલપઝીર લાગતી હતી.

બેંડના મધુર સરોદ પ્રમાણે તેઓનાં હલકાં, પગલા જમીનપર કેટલીક ઝડપે ઉડતાં હતાં તેનું પણ ભાણુ તે પ્યારમાં છાકટ બનેલા જવાનને જવલેજ હતું. તેણી તેના હાથોમાં હતી અને તેણીના દમમાંથી નીકળતો ગરમ સ્વાસ તેના ગાલોને અથડતો હતો, તેની ખુશાલીમાં તે ગોયા ઘેલો બની ગયો હતો.

"ફ્લોરીસ, માહરા પ્યાર, હું તને ચાહુંચ," એ શબ્દો વારંવાર તેના હોઠ નજદીક આવતા તે મુશકેલીથી અટકાવી શકતો.

"આપણે બસ કર્યે ? હું તમોને ઠાકવી નાંખુંચ?" થોડે વારે તેણે અચમુચ સવાલ કીધો.

"ઓ નહીં, મહેરબાની કરી થોભતા ના." તેનું ઉમદા ડાનસીંગ મનમાં વખાણતા તે બોલી.

અંતે તે 'વોલ્ટઝ' પુરો થયો, અને મ્યુઝીકના સરોદો બંધ પડયા કે તેઓ દમ ખાતાં સહેજ થોભ્યાં. તેણીને પોતાના હાથમાં પકડી રાખવાનાં આટલા વખતનાં અનુંપમ સુખ પછી, બીજાઓની સાથે તેણીને ડાન્સ કરતી તે કેવી રીતે જોઇ શકશે તેનો વિચાર કરતો હતો.

"મને પેલાં મોહટાં 'પામ'નાં ઝાડો દેખાડવા લઈ જશો ?"

તેણીના અવાજે તેને તેના ખ્યાલમાંથી ચોંકાવ્યો. "આજે સહવારથી માહરી નજર ત્યાં જાયચ, કેવાં ખુશનુમાં અને ઠંડકવાળાં દીસેચ! મને ત્યાં લઇ જશો ?"

તે તુરત તેણીનો કલોક લઇ આવ્યો અને અત્યંત સંભાળથી તેણીનાં ખભાં પર નાંખી, તેણીનો હાથ પોતાના હાથમાં લઇ, તે બહાર થંડી હવામાં તેણીને લઇ ગયો. તે એક ગંજાવર 'કોનઝરવેટરી' હતી, અને ઝાડ પાનોના જથ્થા વચ્ચે કોઇક ઠેકાણે નાહની બેઠકો ગોઠવેલી હતી. એક એકાંત ખુણામાં તેણે તેણીને બેસાડી કે જ્યાંથી તે રોશનીઓ વાલો બોલરૂમ બીલકુલ દીસતો નહીં હતો, અને તેઓ બંધે પણ સઘળાંઓની નજરથી તદન દુર હતાં.

"કેવું ખુશનુમા લાગેચ." તેણી બોલી. "હું જો કદાચ તવંગર થઇશ તો એક ઘણીજ સરસ મોહટી 'કોનઝરવેટરી' રાખીશ કે જ્યાં મોહોટાં મોહટાં લીલાં પામ અને જાતના જાતના 'ફર્નસ' સીવાય

બીજું કાંઈજ હોય નહીં, અને ત્યાંના ખુશનુમાં એકાંતમાં ખલલ નહી થવા પામે તેની સંભાળ લેવા પક્ષીઓને વટીક ત્યાં ગડબડ કરવા દઇશ નહીં."

તેણે પોતાની બ્લુ આંખો તેણીના ચહેરાપર ઠેડવી, અને તેણીના પોતાની કરવાની ઇચ્છાનો તેનાં જીગરમાં સળગેલો આતશ તે મુશ્કેલીથી સમાવી શકયો.

"તવંગર!" તે ધીમેથી બોલ્યો. "તમે કદાચ તેમ થાવોબી."

"હું નહીં ધારતી કે હું તેમ થવાની દરકાર કરતી હોવું." તેણીએ બેદરકારીથી કહયું. "તવંગર માણસોને વધારે જંજાળ અને મુશકેલીઓ હોયચ; અને ગરીબો કરતાં તે લોક વધારે સુખી નથી હોતાં. હું ધારૂંચ કે સર એડવર્ડબી ઘણા તવંગર છે, નહીં?"

"હા, ઘણાજ" તેણે જવાબ દીધો.

"અને તે છતાં તેવણ એક સાધારણ કલાર્ક માફક ખડતલ મહેનત કરેચ, અને જ્યારે જોઇએ ત્યારે અત્યંત થાકેલા અને કંટાળેલા દીસેચ?" તે બબડી. "ખચ્ચીત, જીંદગી એ એક ઉખ્યાણા મીસાલ છે!"

તે જગ્યાની શાંતતા, તેણીના અવાજની મધુરતા, એ સઘળાંએ તેને ઉશ્કેર્યો અને તે તેણીની વધુ નજદીક આવ્યો.

"દુન્યામા એકજ ચીજ ખરેખર મેળવવા જેવી કીંમતી છે!" તે ધીમેથી બોલ્યો.

"તે શું?" અને તેણીએ હસીને તેના સામું જોયું પણ તેના ફીકકા ચહેરા અને ચળકતી આંખો પર નજર થતાંજ તે હસવું તેણીના હોથો-પરજ મરણ પામ્યું.

"તમે તે કલ્પી નહીં શકતાં," તેણે ઉશકેરાતથી બોલવું જારી રાખ્યું. "હું ધારૂંચ કે તમે મને મેડ ધારશો. તમે મહારી સાથ ગુસ્સે થશો, છતાં હવે માહરે બોલવુંજ જોઇએ, જો કે તેમ કરતાં કદાચ તમો મને માફ નહીં કરી શકો એટલી હદ સુધીના ગુસ્સે થાવો?"

તેણી ત્યાંથી ઉઠી જવા ગઈ, પણ એક નહીં સમજી શકાય એવી શકતીએ તેણીને ત્યાં જકડી લીધી. તેણી કાંઈ બોલીને તેને અટકાવવા ગઈ, પણ એક શબ્દ બી તેણીના હોથમાંથી બહાર પડયો નહીં.

"મીસ કારલાઇલ—ફ્લોરીસ—હું તમોને ચાહુંચ !" ધ્રુજતા હોથોમાંથી તે શબ્દો અંતે બહાર પડયા.

તેણીનો ચેહરો ગરદનથી માથા તુલીક લાલ થઈ આવ્યો અને બીજી પળે વળી પાછો તે એકદમ ફીકકો મારી ગયો.

"હા, હું તમોને ચાહુચ." તેણે પાછું ચલાવ્યું. "તમે મને ચાહોચ કે તે પુછવા હું હીંમત કરી શકતો નથી, કારણ હું જાણુંચ કે તેમ બનવું તદન મુશકેલ છે. તમે જો કે મને ફકત થોડાજ દીવસો થયાં ઓળખોચ, છતાં, મને પોતાને તો એવું લાગેછ કે મેં તમોને વરસો થયાં પીછાણયાં હોય, અને વરસો થયાં તમારે માટેનો પ્યાર માહરા જીગરમાં સલગેલો હોય ! ફ્લોરીસ, માહરી પર દયા કર ! હું જીગરના ઉંડાણથી તને ચાહુંચ—"

"નહીં, નહીં લોર્ડ કલીફ્ર્ડ–"અંતે તેણીનાં ધ્રુજતા હોથોમાંથી શબ્દો નીકળ્યા.

"હા, એ ખરૂં છે. હું તમારાં મનનાં વિચાર કલ્પી શકુંચ."

"તમે ધારતાં હશો કે હું નાદાન, નબળાં મગજનો અને ઢંગધડા વગરનો માણુસ છું કે જે દુન્યાને જરાક પણ ઉપયોગ વગરનો હોય; પણ ફ્લોરીસ, જો તું મને તુંને ચાહવા દેવાની રજા આપે, તું મને સહેજ પણ ચાહવાની કોશેશ કરે તો હું તાહરે લાયકનો થવાની મજબુત કોશેશ કરી તુંને બતાવી આપીશ કે—"

"ઓ મહેરબાની કરી બસ કરો !" તેણીએ તેને અટકાવ્યો. તે હેતવંતા સાચ્ચાં જીગરના છોકરા માટે ખરાં દીલની બધી લાગણીઓથી તેણીનાં જીગરમાં ચુંડાઇ આવ્યું "બસ કરો લોર્ડ કલીફ્ડ"

તેણીએ મીનતજારી કરી, "તમે—તમે ભુલ કરોચ! ખરૂં જોતાં તો હું તમારે લાયકની નથી."

"ફ્લોરીસ" લગાર ઠપકાના અવાજથી તે બોલ્યો.

"હા હું ખરૂં કહુંચ. હું એવી તે કોણ છું કે માહરે ખાત્તર તમે તમોને પોતાને આટલા બધા ઉતારી પાડોચ? મહેરબાની કરી વધુ કાંઈ ના બોલતા. હું ઘણીજ—ઘણીજ દલગીર છું."

"ત્યારે—"

"હા, હું ખચ્ચીત દલગીર છું" તેને વળી પાછો બોલતો અટકાવી તેણીએ કહ્યું, "પણ હું મુંદલ એ બાબે જાણતી નહીં હતી."

"તેમજ હશે. નહીં તો કદાચ તમે મને દુરનો દુર રાખી માહરી તરફ થંડાઇથી વર્તતે" તે દીલગીરીથી બોલ્યો.

"ફ્લોરીસ, ત્યારે તાહરો જવાબ શું 'ના'નોજ છે?" તેણીનો હાથ પોતાના ગરમ હાથોમાં પકડી જોરથી દાબતાં તેણે પાછી કાકલુદી કરી. "તું મને સહેજબી આશા નહીં આપશે? હું ધીરજથી ખોટી થઇશ; હું તુંને કંટાળો નહીં આપીશ. તું જોજે હું કેવી ધીરજથી—"

"ઓ, પ્લીઝ! એક શબ્દબી વધારે નહીં બોલશો તો હું ઉપકારી થઇશ. લોર્ડ ક્લીફર્ડ, હું-હું તમોને ચાહી શકતી નથી. તમોએ મને આપેલાં એ મોહટાં માન વાસ્તે—અને હું સારી રીતે જાણુંચ કે એ ખચ્ચીત એક ઘણું મોહટું માન છે—તેને વાસ્તે હું તમારી ખરાં દીલથી આભારી છુ. હું ઇચ્છુંચ—હું ખરાં દીલથી ઇચ્છુંચ કે હું તમોને એથી ઉલટો જવાબ આપી શકતે!"

એ સઘળું બોલતી વખતે તેણીએ પોતાનો હાથ તેના હાથમાં રમવા દીધો હતો, જે ઉપલું પુરૂં કરતાં ધીમેથી તેણીએ સેરવી લીધો. અત્યંત આનાકાનીથી તેણે તે જવા દીધો, અને તેજ વખતે તેની

પોતાની જીંદગીમાંનું એક ઝળકતું કીરણ પણ નાશ પામ્યું હોય એવું તેને લાગ્યું.

એક મજબુત કોશેશ કરી તેણે પોતાના હોથો સહેજ હસતા કીધા.

"તમે માહરી સાથ ઘણાં ભલાં અને માયાળુ થયાંચ." તે બોલ્યો, કે જ્યારે તેના અવાજની ઉંડી ગમગીનીએ તેણીને તે ભલા જવાનપર અત્યંત દયાની લાગણી થઇ. "તમે માહરા સાથ જોઇએ તે કરતાં વધારે દયાથી વર્તયાંચ. હવે હું તમોને 'ગુડ-બાઇ' કરવાની રજા લઉંચ."

"ખુદા ખાતર ભલાઇ અને મહેરબાનીની જેવા શબ્દો ના વાપડો, લોર્ડ કલીફર્ડ," તેણીએ પટામણે સાહેદે કહ્યું. "અને—અને જોકે તમારી ઇચ્છા પ્રમાણે હું કરી શકતી નથી, છતાં આપણે સદા મીત્રોજ રહીશું" ગરીબ બર્ટીએ ઉંડી ગમગીનીથી માથું હીલાવ્યું.

"ઓ, તમે કાંહજ સમજી શકતાં નથી!" તે બડબડયો "હું જાણુંચ તમે શું ધારોચ તે. તમે ધારોચ કે માહરા બચ્ચાં જેવા અને બેફીકરા સ્વભાવને લીધે હું એ બધું જલ્દી ભુલી જઇશ! તમોને ખ્યાલ નથી કે કેવા ઉંડા પ્યારથી હું તમોને ચાહું છું! માહરી તમામ જીંદગીજ આ પળથી ઉલટાઇ જશે!"

"ઓ, લોર્ડ કલીફર્ડ!"

"હા, ફલોરીસ, હું એ જલદીથી ભુલી શકીશ નહીં. હું તે ભુલવાની કોશેશ કરવા માંગતો બી નથી. જો કે હું તાહરો પ્યાર મેળવવા પામ્યો નથી છતાં તેને લાયકનો થવાની કોશેશમાં પછાત પડીશ નહીં. હું તાહરો મીત્ર થઈ રહેવું એવું તું માંગેચ. ફલોરીસ, હું સદા તાહરો ઘણીજ લાગણીથી વીચાર કરતો રહીશ. તુંને માહરી કરવાના માહરા દીલમાં સળગેલા આતશ સાથે હું તુંને દર દીવસે જોઇ શકીશ નહીં. નહીં, હું અત્રેથી ચાલી જઇશ. કોણ જાણેચ

—કદાચ વર્ષો પછી હુ, પુરતી શાંતી મેળવીશ ત્યારે—હું તુંને મલવાની હીંમત કરી શકીશ! 'ગુડ-બાય' ફ્લોરીસ."

તેનો અવાજ—તે અવાજ કે જે આજ સહવારથી તેણીને તમામ ખુશાલ અને બચ્ચાં જેવો રમત્યાલ અને મધુર લાગ્યો હતો તેમાં અરે! હાલમાં કેવો ફેરફાર થઇ ગયો હતો! તે કેવો ધાડો અને ગંભીર સંભળાતો હતો!

એક બોલ પણ ઓચરવાની તેણી હીંમત કરી શકી નહીં મુંગી ચુપકીદીમાં તેણીએ પોતાનો હાથ તેના હાથમાં મુંકયો.

લાગણીથી તેણે તે દાબ્યો અને પોતાના હોથો આગળ લઇ જતાં ધીમેથી સવાલ કીધો, "મને રજા આપશો?" એક મીત્ર, એક ભાઇ તરીકેની પવીત્ર કીસ વટીક, તે સુધ્ધો જવાન તેણીની રજા વગર લેવાને તે પોતાનું મન મનાવી શકયો નહીં.

તેણી મોંઢેથી બોલી શકી નહીં, પોતાંની આંસુ ભરેલી આંખ તેના ચહેરા સામે ફેરવી.

તે હેતવંતા સુંદર હાથોપર બે વખત તેણે પોતાના ધ્રુજતા ગરમ હોથો દાબ્યા, અને પછી ઉતાવળે ને જગ્યા તે કમનશીબ જવાન છોડી ગયો.

---

# પ્રકરણ ૧૨ મું.

---

ગરીબ બર્ટી! તે નાસીપાસ થયલો જવાંન બીજો એક પણ શબ્દ બોલ્યા વના ત્યાંથી ચાલી ગયો! જ્યારે ફ્લોરીસ તેનોજ વીચાર કરતી થોડોક વખત ત્યાંજ તે મોહટાં પામના ઝાડોના દરખતો નીચે એકલી બેસી રહી.

ને ભલા હેતવંતા જવાનને વાસ્તે લાગણીનાં થોડાંક આંસુઓ તેણીની મીઠી ચશમોમાંથી ખરી પડયાં. કઈ છોકરી એક આવી સરસ "ઓફ્ર" ના પાડનાં દલગીર નહીં થશે? અને તે પણ વળી એક પોતાને ગમતાં આસામી તરફથી થઈ હોય ત્યારે? અને ફ્લોરીસને ખચ્ચીત બર્ટી કલીફર્ડ ઘણો ગમી ગયો હતો. પણ પ્યારની લાગણી કે જે એક થનાર જોડાં માટે સાચ્ચાં સુખનો એક મુળ પાયો છે તે–તેણીને બર્ટી વાસ્તે થતી નહીં. તે ભલો અને હસ્તો રમતો જવાન તેને ઘણો પસંદ પડતો હતો. અને તેને આવી રીતે નાસીપાસ કરવા તે પોતે ઘણી દુઃખી થઇ; છતાં એમાં તેણીનો કશો ઇલાજ ન હતો.

હમણાં પણ તે જવાનનો ખુશાલ, રમત્યાલ અને રંગીલો અવાજ જાણે તેણીના કાનોને અથડતો હતો, અને અરે તે મધુર નફ્ફરું હસવાનું તેણી હવે પાછું સાંભલવા પામશે કે? તે ત્યાંથી ચાલી જવા બોલતો હતો, તેણી તેને પાછી મલશે કે? તેણી વીચારતી હતી.

કોઇ બીજી છોકરી હતે તો વાયકાઉંટનું ઉમરાવપદ ના કબુલ કરવા માટેબી તેણીને પસ્તાવો થતે, પણ ફ્લોરીસને તે બાબે તો કશો ખ્યાલ વટીક ન હતો. તે ફકત તેનો અંગત વીચારજ કરતી હતી.

શા માટે તેણીએ તેને મોકલી દીધો હતો? તેને ચાહવાની તેણીએ કોશેશ વટીક કાં ન કરી? કાંઇ નહીં તો થોડા વખતની મહેતલ કાં નહીં તેણીએ તેને લેવા દીધી?

ઉપરાસાપરી તરેહવાર સવાલો તેણીએ પોતાને મનસે પુછ્યા પણ તેના જવાબો મેળવવાની હીંમત કરી શકી નહીં.

એક નીસાસા સાથ તેણી ઉઠી, તેવામાં તેણીને ધ્યાંન આવ્યું કે તેણી એકલીજ હતી. અને કોઇના પણ સાથ વગર બૉલ રૂમમાં દાખલ થવું ઠીક પડશે નહીં, એટલે પાછી બેઠી, અને એ મુજબ ત્યાં એકાંતમાં થોડો વધુ વખત બેસવાનું થવાથી તે સામી સહેજ ખુશીજ થઇ.

થોડાજ વારમાં બેંડના શરોદ બંધ પડયા અને તે ડાન્સ પુરો થયો કે ઘણાંક જોડાંઓ આશાએસ લેવાની મતલબથી "કોન્ઝરવેટરી" તરફ હેયુ લેવા લાગ્યાં.

રખે માલમ પડી આવે તે ફીકરથી ફ્લોરીસ ત્યાંથી છુટીને વધારે અંદર ગઇ, અને વધારે ગીચ્ચ ઝાડોની ઘટા વચ્ચે એક બેઠક જણાવાથી ત્યાં જઇ બેઠી.

તેણી ત્યાં બેઠી હતી તેવામાં બગીચાપર દેખરેખ રખનારો એક નોકર ત્યાંથી પસાર થયો. સફેદ પોશાકમાં સજ્જ થયલી આવી ખુબસુરત રૂપસુંદરીને ત્યાં ખુણામાં એકલી બેઠેલી જોઇ અચરત થતાં માનથી ટોપી ઉતારી ત્યાંથી પસાર થઇ, ઝાડોમાં લગભગ ઢંકાઈ ગયલો એક નાહનો દરવાજો ઉઘાડી બહાર ગયો.

તેણીએ વિચાર્યું કે 'બોલ' પુરો થતાં સુધી આ એકાંત જગ્યામાં તેણી શાંતીથી બેસી શકશે, એવામાં તેણીની નજદીકમાંથી કોઇ બાનુના ડ્રેસનો ખખડાટ આવ્યો, અને કોઈ મરદનો અવાજ તેણીને સંભળાયો.

તે અવાજ સાંભલતાં તેણી સખત ચોંકી, અને જોકે તે પુરૂષ ફકત એકજ શબ્દ બોલ્યો હતો, છતાં તેણીએ આતુરતાથી આસપાસ નજર ફેંકી અને પાડદાંઓ વચ્ચેથી લોર્ડ નોરમન અને લેડી બ્લાંશ નાં આકારોને ત્યાં બાજુમાં ફરતાં જોયા.

લેડી બ્લાંશે, ખુલ્લા ગોલાબી રંગનો, ઘણાંજ ઉંચી જાતનાં રેશમનો અને મોતીઓથી મઘેલો 'ઓરીએનટલ' ઘબનો સુંદર પોશાક પહેર્યો હતો, જે તેણીનાં રોણકદાર બદનપર ઘણો અચ્છી રીતે બંધ-બેસ્તો આવતો હતો. અને તેણીના ભરાવદાર કસબી બાલમાં, કીંમતી હીરાનો સ્તાર ખોસ્યો હતો કે જે ત્યાની મંદ રોશનીમાં ચળકતાં કીરણો ફેંકતો હતો.

તે હમેશનો શાંત અને લાગણી વગરનો દેખાતો ચેહરો આજે ખુશાલ દેખાતો હતો, અને તેણીના લાલ હોઠો અને ખેંચાણકારક આંખોમાં પણ ધીમું મીઠાસ ભર્યું હસવું પંથરાયલું હતું.

તેઓ વધારે નજદીક આવ્યા ત્યારે ફ્લોરીસે જોયું કે તેણીએ લોર્ડ નોરમનના હાથમાં હાથ નાંખ્યો હતો, અને તેની ઉપર સહેજ ઢળીને ચાલતી હતી, અને નીરદોષતાના ખુશાલ દેખાવ સાથે તેના ભણી જોતી હતી,

અને પછી ફ્લોરીસે લોર્ડ નોરમન તરફ નજર ફેંકી. ખચ્ચીત, તેનો ચહેરોબી આ મીઠાસભર્યા હસવાને જવાબ કરતો હોવોજ જોઇએ! આવી એક ખેંચાણકારક રૂપસુંદરીથી કયો પુરૂષ અંજાયા વીના રહી શકે!

પણ નહીં! તે શાંત ગંભીર ચહેરામાં તેણીને જવાબ કરતી સહેજ પણ ખુશાલી કે સુખ હાજર હતાં નહીં, બલ્કે, ફ્લોરીસને લાગ્યું કે, તે જો કે તેણીપર ધ્યાન આપવાનો દેખાવ કરતો હોવા છતાં, તેના વીચારો તે તેની બાજુમાં ચાલતી સુંદર છોકરી કરતાં, કોઇ બીજીજ બાજુ તરફ હતા.

"હું કેવી ખુશી છું કે તમે આવ્યા પ્રુસ!" ફ્લોરીસે તેણીને બોલતાં સાંભળી. "તમે તો ના કેહતા હતા, એટલે હું તો આજે એક લુખ્ખી સુખ્ખી સાંહજ પસાર કરવાના અંદેશામાં હતી!'

"મેં માહરો વીચાર ફેરવ્યો." તેણે બેદરકારીથી જવાબ દીધો.

"વારે ઘડીએ મન ફેરવવાનું તો બૈરાંઓમાંજ હોય!" તેણી હસી.

"ઓહ, માટીડાઓમાંબી ઘણી જાતની નબળાઇઓ હોયચ."

ફ્લોરીસે ત્યાંથી સટકી જવાનો રસતો શોધવા આસપાસ નજર ફેંકી. આવી રીતે છુપાઇને તેઓની વાતો સાંભળવા તેણીને ગમ્યું નહીં, અને કદાચ પકડાઈ આવે તો ઓ ખુદા! તે નામોશીનો ખ્યાલ

તેણીને ઘણો ભયકર લાગ્યો. પણ તેઓ ઉભાં હતાં ને શીવાય ત્યાંથી નીકળી જવાનો બીજો માર્ગજ ન હતો એટલે તેઓ ત્યાંથી પાછાં ચાલી જાય એવી દુવા માંગતી, તેણી વધારે દબાઇને બેઠી અને તેઓનો અવાજ વધીક નહીં સાંભળવાની કોશેશ કરી.

"આપણે જરાક વાર બેસ્યે, બ્રુસ?" લેડી બ્લાંશે પુછ્યું.

ફ્લોરીસની છાતી ગભરાતથી ધ્રુજવા લાગી.

"તુંને ગમતું હોય તો." તે બોલ્યો. "પણ 'વોલ્ટઝ' પાછો શરૂ થયોચ તે આપણે જઇએ તો કેમ? તુંને ગુમાવવા નહીં ગમશે, હું ધારૂંચ."

"નહીં મને તેની જરાબી દરકાર નથી, તમે હયાં માહરી સાથ બેસીને તાહેલાં મારતા હોતો તો! આપણે એક બેઠક શોધીએ."

"હું ધારૂંચ કે આપણે પાછાં જઇને આય ડાન્સ પુરો કરીએ તો ઠીક." તેણે પાછું કહયું, અને ફ્લોરીસે છુટકારાનો દમ ખેંચ્યો. પણ એવામાં લેડી બલ્લાંશનો અવાજ પાછો સંભળાયો.

"એક થોડીક પળ થોભો. બ્રુસ." તે બોલી, "મને તમોને કાંઈ કહેવાનું છે."

અને ત્યારે તેને સભ્યતાને ખાતર થોભવુંજ પડયું, અને તેણીને સાંભળી લેવા તે ધીરજથી ખોટી થયો.

પોતાના પંખા સાથ ચેડાં કાઢતી એકાદ પળ તેણી ચુપકીદીમાં થોભી.

"તમોને કેમ કહેવું તે મને સમજ પડતી નથી. અને તે છતાં હું ધારૂંચ કે માહરે કેહેવુંજ જોઇએ. તમેજ માહરા એકલા એવા ફ્રેંડ છેવો, બ્રુસ કે જેને હું ખુલ્લાં દીલથી કાંઇબી કહી શકુંચ. આપણે નાનપણમાં સાથે ઉછર્યાંચ, એટલે માહરી કાંઇ બી મુશકેલીમાં તમારી સલાહ લેવાનું મને ઘણું વાસ્તવીક લાગેચ."

અને એક ધીમા નીશાસા સાથ તેણીએ પોતાની ચશમો તેના ચેહરા બણી ફેરવી.

કાંઇ પણ નહીં સાંભળવના ઠરાવ છતાં ગરીબ ફ્લોરીસે તે એકકે એક શબ્દ સાંભલ્યો, તેણીના કાકલુદી ભરી ચશમો તેનાં તરફ ટીકાતાં જોયા.

એક પળ તે ચુપ ઉભો, કે જ્યારે ફ્લોરીસે ઘણાં દુઃખ સાથ ધારી લીધું કે તે જરૂર તેણીને પોતાનાં પાસાંમાં લેશે. તેણીની આવી કાકલુદી ભરી અરજથી તે જરૂર મહાત થશેજ. પણ તેને બદલે તે સહેજ હસ્યો, અને બોલ્યો "એવું તે તેં શું કીધુંચ, બલાંશ? વળી કાંઇ બીજાના ચોડા ચઢાવી દીધાચ ને હીઝ લોર્ડશીપને ચીરવાનો વીચાર છે કે શું? કે નહીં તો નવી દસ હજારની ઘોડી લંગડી થઇ ગઇચ?"

"એવી નજીવી મુસ્કેલી હતે તો હું બી તમારી માફક હસ્તે, પણ—"

"હું કાંઇ હસ્તો નથી, બલાંશ."

"પણ—પણ આંય મુશકેલી વધારે ભારી છે. બ્રુસ, હું તુંને કેમ કહું તેબી સમજ નહીં પડતી."

"ત્યારે કાલે કહેજે. હમણાં રહેવા દે." તે તુરત બોલી ઉઠયો અને તેણે સહેજ છુટકારાનો દમ ખેંચ્યો હોય એવું ફ્લોરીસને લાગ્યું.

"નહીં, પણ માહરે તમોને કહેવુંજ જોઇએ, બ્રુસ કાલે કદાચ ઘણું લેટ થઇ જાય!" અને તેણીએ કાકલુદી કરતી ઘબે તેના તરફ જોયું. "બ્રુસ, આજે બપોરે લોર્ડ હોકસ્લી આવ્યા હતા. હું તો 'ફેર' મા હતી પણ તેવણ મને મલવા આવેલા. અને—અને બપોરે હમારી સાથે જમવા રહયા."

"એમ કે?" તેણે બેદરકારીથી સવાલ કીધો, "તે ઘરડા બુઢ-ડને શું કામ પડયું?"

"પ્રુસ!" અત્યંત ધીમા અવાજે તેણી બોલી, "તેવણે મારા હાથની માંગણી કીધી."

લોર્ડ નોરમન સહેજબી ચોંકયો નહીં, પણ તે ઘણો અજબ થયો.

"ખરેખર!" તે બોલ્યો, અને પછી મોહટેથી હસી પડયો, જે હસવું લેડી બલાંશને એક સખત ફટકા જેવું લાગ્યું અને તેણી ફીકકી પડી ગઇ.

"માફ કરજે, બલાંશ, પણ હોકસ્લી! મારા ખોદા તે જમ જેવું ખોખું! હું જ્યારે નાહનો બાબો હતો ત્યારેજ તો ઘરડો થવા માંડયો હતો. એને હેંસી વરસ તો જરૂર હશે—કદાચ વધારે."

"અને તમે હસોચ!" તેણીની લાગણી દુ:ખાઇ હોય તેમ તેણી બોલી.

"હું માફ માંગુચ, પણ હું કેમ હસવાનું અટકાવી શકુ? હોકસ્લી! તે બીચારાનો એક પગ તો ઘોરમાં છે. તે ખોટા બાલ, દાંત અને ઇનેમલ કીધેલા ચહેરાનું એક ઘરડું ઘુવડ, તેણે તાહરી માંગણી કીધી! અલબતાં, તેં તેને તુરત જવાબ તો આપ્યોજ હશે!"

"નહીં પ્રુસ. હું—લોર્ડ હોકસ્લી માહરા પપાના ફ્રેંડ છાયચ."

"તાહરા બપાવાનાબી હશે." તેણે મજાક કીધી.

"અને–અને–"

"લંડનમાં તે સર્વેથી માલેતુજાર અને વગવસીલો ધરાવનાર આદમી છે. હું તે બધું જાણુંચ, બલાંશ, પણ તેથી હું નહીં ધારતો કે તેં 'ના' શીવાય બીજો કાંઇબી જવાબ દીધો હોવ!"

ફ્લોરીસ સમજી ગઈ. લેડી બલાંશ તેને ઉલટપાલટ તપાસતી હતી. એક ઓરત બીજી ઓરતનું એવું છટકું સમજી શકેચ, પણ લોર્ડ નોરમન એક મરદ હતો એટલે તે તેણીની મતલબ મુતલગ સમજી શકયો નહીં.

ફ્લોરીસનું જીગર ધડક ધડક થવા લાગ્યું. હવે શું થશે? તે પક્કી ફરેબબાજ ખુબસુરતી નરમ નરમ વાતોથી તેને જીતી લેશે કે?

"નહીં, ક્ષુસ" બ્લાંશ બોલી. "ઓ તમે ગુસ્સો ના કરતા; હમે બઇરીઓ કેવા સંજોગોમાં મુકાઇએય તેનો તમને ખ્યાલ નથી."

"નહીં. પણ જ્યારે એક છોકરીને તેણીનો બપાવો થવાને લાયકનો એક આસામી પરણવા માંગે ત્યારે તેણી તુરત 'ના' કાંય નહી કહી શકે તે હું સમજી શકતો નથી."

"તમોને એ બધું બોલવાનું સહેલ દીસેચ." તેણી બબડી. "તમે એક મરદ છેવો, એટલે તમારા જીવના ધણી છેવો, ને તમે ગમે તેમ કરી શકો. પણ હું એક સ્ત્રી છું એટલે માહરી મરજીની ધણી નથી. ક્ષુસ, માહરા પપા મને પરણાવવા માંગેચ."

"પણ લોર્ડ હોકસ્લી સાથે?"

પોતાના હાથમાનો પંખો ઉઘાડ બંધ કરતાં તેણીએ પાછું કાકલુદી કરતી ધબે તેના તરફ જોયું.

"તેવણ મહને પરણાવવા આતુર છે, અને લોર્ડ હોકસ્લી તેવણના ફ્રેંડ થાયચ. અને–અને તે સીવાય બીજું કોઈ નથી."

હવે, ફ્લોરીસે ધાર્યું કે તે જરૂર તેણીને પોતાનાં પાસામાં લઈ કહેશે કે 'હું તો છું!' પણ લોર્ડ નોરમને તેવી કશી હીલચાલ કરી નહીં

"નોનસન્સ, બ્લાંશ. એવા એક દજનના નામ હું મારી આંગળી પર ગણી આપું કે જેઓ તાહરી સાથ માથાંથી તે પગ સુધી પ્યારમાં છે, અને તુને પરણવા તો શું પણ તારો પડયો બોલ ઉંચકી લેવા તૈયાર છે."

તેણીનાં મોઢાં પર રતાશ ધાઈ આવ્યો, અને પછી તે પાછી ફીકકી પડી.

'પણ-પણ ખુશ, તેમાંનો કોઇ મને ગમતો નથી." તેણી ધીમેથી બબડી.

"પણ તુંને લોર્ડ હોકસ્લીબી નથી ગમતો, ત્યારે તેને કાંય પસંદ કરવો જોઇએ ?"

"તે માહરા પપાની પસંદગી છે. માહરી નહીં !"

તે મુઝવણમાં થોડીક પળ ચુપ ઉભો. શું તે પોતે તેણીને 'ઓફર' કરે ? કાંય નહીં ? થોડાક મહીના-ફકત થોડાંજ અઠવાડયાં આગમચ તે એને માટે તદન તૈયાર હતો, બલ્કે તેમ કરવાની અણીપર હતો. ત્યારે હમણાં કાંય નહીં ?

તે અત્યંત ખુબસુરત હતી, ખાનદાન વીગેરે દરેકમાં તેની બરોબરી અને ભલા ઉમરાવના તાજને પણ શોભાવવાને લાયક હતી. તો એથી વધારે તેને બીજું શું જોઇએ ?

તેણે પોતે પોતાને સવાલ કીધો, અને તેનાં અંતકરણ તરફથી સંતોષકારક જવાબ નહી મલવાથી તે પોતે પોતા ઉપરજ ખીજવાયો તેણે એક મજબુત કોશેશ કરી અને અંતે કાંઈ ઠરાવપર આવતાં તે તેણી ગમ ફર્યો.

"બલાંશ—"

પણ હજી તો બાજો એકજી શબ્દ બોલે, અને તેણીના ધડકતાં જીગરની આશાનું કીરણ ચળકવા માંડયું કે, લેડી બેટીનો ખુલ્લો અવાજ તે બંધેના કાનને અફડાયો.

"ફ્લોરીસ ! ફ્લોરીસ ડીઅર; તું કયાં છે ?"

અને જાણે તે નામ "ફ્લોરીસે"તેની ઉપર કાંઈ જાદુઈ અસર કરી હોય તેમ તે તુંરત ચોંકીને અચકી ગયો.

ફ્લોરીસે તેને ચોંકતાં અને ફીકકો પડતાં જોયો. આ રીતે ખલલ પડવા વાસ્તે શું તે લેડી બેટી સાથ ગુસ્સે થયો હશે ?

અને ફ્લોરીસ ! તેણી પોતે શું કરે ? પોતાની કઢંગી હાલત પર તે મનમાં ઘણીજ ખીજવાતી હતી. પણ હવે જ્યારે આટલું ખમ્યું ત્યારે જરા વધુ ખમી જવાનુંજ હતું.

"ઓ બ્રસ, તું હયાં છે કે ? સાહેબજી, બ્લાંશ, તમે કેમ છો ?"

તે બંધે ઓરતોએ એકમેકને હાથમાં હાથ આપ્યો, અને જો એક માણસ પોતાની આંખમાંનાં ઝનુંનથી બીજાને મારી નાંખી શકતું હતે તો લેડી બેટી ત્યાંજ મુરદુ થઇ પડતે ! છેક છેવટની ઘડીએ પોતાના સુખનો કોટ એ મુજબ તોડી પાડવા માટે બ્લાંશને લેડી બેટીપર નહીં વરણવી શકાય એટલું ઝનુંન છુટયું હતું.

"કેવું કંટાળા ભરેલું !" લેડી બેટી બબડી. "મીસ કારલાઇલ કયારનાં ગુમાઈ ગયાંચ તે મલતાંજ નથી. બીજું તો કાંઈ નહીં પણ જે બચારાંઓ સાથ એણે ડાન્સ કરવા કબુલેલું તે બધા માહરૂં માથું ખાઇ જાયચ."

"હું નહીં જાણતો કે મીસ કારલાઇલ અત્રે આવેલાં છે."

"હાસ્તો, એ હયાં આવીચ, ને વળી જબરી ફતેહ મેળવીચ."

લેડી બેટીએ બ્લાંશ તરફ ફતેહની એક નજર ફેંકતાં જણાવ્યું.

"બીજી કોઇ છોકરી હતે તો તેની ગેરહાજરી જલદી જણાઈ નહીં આવતે. પણ ફ્લોરીસને વાસ્તે બધા માટીડાઓ 'જુ'ની માફક એવા વળગેચ કે માહરે એને શોધી કાઢવી જોઇએ."

"હયાં નજીકમાંજ કેથે હશે." તેણે અટકળ કરી, અને ફ્લોરીસ ગભરાઇને વધારે દબાઈને બેઠી.

"તેં તેવણને છેલ્લે કયાં જોયાં, બેટી ?" તેણે પાછું પુછ્યું.

"મેં એને બર્ટી સાથે ડાન્સ કરતાં જોઇ. ને પછી તે લોક આય તરફ આવ્યાં હતાં, ખરેખર, મને તેનો ખ્યાલજ નહીં રહયો. બર્ટી એવો રમતો પંચી છે કે એને કેથે ઉઠાવી તો નહીં ગયો હોય ?" તેણી હસી.

"નોનસન્સ" લોર્ડ નોરમન ખીજવાયો. "એ એ વળી કયા જાય?"

"તે તો હું નહીં જાણુતી. પણ બર્ટી બી ઘણો વારનો ગુમ થયોચ ખરો."

લોર્ડ નોરમનનો ચહેરો ગંભીર થયો,

"હું ધારૂંચ કે માહરે હવે અંદર જવું જોઇએ. પ્રુસ, આય જગ્યામાં ઠંડક ઘણી છે." લેડી બલાંશે લગાર ફફડાટથી કહયું.

તે ચોંકયો. ફ્લોરીસની યાદમાં તે બલાંશેની હાજરી વટીક ભુલી ગયો હતો.

"હં! હા, ખચ્ચીતજ. કદાચ તેવણુ અંદરના એકાદ રૂમમાં હશે, બેટી." જતાં તેણે વળી પાછું કહ્યું.

તે લોક જેવાં ત્યાંથી ગયાં કે એક કુદકા સમેત ફ્લોરીસે બહાર નીકળી આવી લેડી બેટીને ગભરાવી.

"માહરા ખોદા, ફ્લોરીસ ડીઅર. તેં મને ગભરાવીને મારી નાખી. એક તો તાહરાં સફેદ કપડાંમાં તું કોઈ હવાઇ આકાર જેવી લાગેચ!"

"તમે આટલો બધો વખત થયો મને શોધોચ ત્યારે એમ ગભરાવાનું શું કારણ હોય?" તેણીએ સહેજ હસતાં કહયું.

"વારૂં બધું તો રહયું પણ તું હયાં શું કરેચ? બર્ટી કયાં છે?"

"જરા આશાએસ લેતી હતી. ને મજેનું એકાંત ને ઠંડકવાલું હતું તેથી માહરા ધારવા કરતાં વધારે બેસી રહવાયું?"

"ને બર્ટી? તે તાહરી સાથે હતોની?"

"હા, પણ લોર્ડ કલીફર્ડ થોડોક વખત થયો મને મુકીને ગયા."

પોતાના ચહેરાપર ધાઇ આવતો રતાશ અટકાવવાની કોશેશ કરતાં તેણી બોલી.

"વારૂં, પણ હવે તું અંદર આવેચ કેની ડીઅર? તે જે બધા-ઓની સાથે ડાન્સ કરવા કબુલેલું તે લોકો બધા ફરતા ફરેચ."

"હું નહીં ધારતી કે હું આજે વધુ ડાન્સ કરી શકશ, લેડી પેનહર્સ્ટ" તેણી ધીમેથી બોલી "માહરૂં માથુ જરા દુ:ખેચ ને મને હવાંજ બેસવા ગમચ."

"પણ કોઇ 'બોલ' માં આવે તે એમ ખુણામાં ભરાઇ બેસવા આવતું હશે, વારૂં!" લડી બેટીએ લગાર ઠપકાથી કહ્યું.

"આજે મેં પુરતો ડાન્સ કીધોચ. જો વરી, મને હયાં બેસવા દેવો, મહેરબાની કરી." તેણીએ કાકલુદીથી માંગી લીધું. ગરીબ બર્ટી સાથના બનેલા બનાવ પછી ત્યાં બધાં લોકોની વચ્ચે ડાન્સ કરવાને નામથીજ તે બ્હીતી હતી.

"વારૂં, કાંઇ નહીં. તું ઘણી થાકેલીબી લાગેચ. તું બીજો અરધો કલાક હયાં થોભ. પછી હું તને બોલાવવા આવીશ. હા. હયાં ઠંડકબી ઠીક છે ને ઘણું ખુશનુમાં લાગેચ. હું અરધા કલાકમાં પાછી આવશ."

"થેંક્યુ" ફ્લોરીસે મીઠાસથી કહ્યું અને પાછી પોતાની અસલ જગ્યે જઇ બેઠી.

ત્યાં જરા તેણી વીચારવા લાગી કે લેડી બલાંશે પોતાની ફતેહ મેળવી હશે કે, અને લોર્ડ નોરમને પોતાના બાકી રહેલા શબ્દો પુરા કીધા હશે કે? તેણીએ ગુસ્સાથી ત સઘળા વીચારો મનમાંથી હાંકી કહાડવા માંગ્યા. તે બે વચ્ચે જેબી કાંઇ બને તેની સાથ તેણીને શું કામ હતું? અધીરતાથી તેણીએ પોતાનો નાહનો પગ જમીનપર ઠોક્યો. અને પાછું બૉલ રૂમમાં જવાના વીચારથી ઉઠવા ગઈ, તેટલામાં ત્યાં કોઇનાં પગલા સંભળાયાં, અને બીજીજ પળે લોર્ડ નોરમનનો કદાવર આકાર ઝાડીઓ વચ્ચેથી થઈ ત્યાં આવી ઉભો.

તેણી પર નજર પડતાંજ તેનો ચહેરો ખુશાલીથી ખીલી ગયો, અને તેની આંખમાં પ્રગટ થયલા ખુશાલીના ચમકારા તરફ નજર થતાં તેણીએ પોતાનાં પાપણ નીચે નમાવી દીધાં.

"આખરે !" તે ધીમા અવાજે બોલ્યો, "તમે એટલો વખત ક્યાં છુપાયલાં હતાં, મીસ કારલાઈલ ?"

"હું અત્રે જરા આશાયસ લેતી હતી." તેણીએ લગાર ઠંડાઇથી જવાબ વાળ્યો.

"હું તમોને દરેક ઠેકાણે શોધી વળ્યો." તેણે જણાવ્યું. અને તેના ખુશાલ અવાજમાં તેની થોડોક વખત આગમચની ગંભીરતા કરતાં કેટલો બધો ફરક હતો!

"હું દલગીર છું. હું હવે પાછી અંદર જાઉંચ" ઉઠવાની હીલચાલ કરતાં તે બોલી.

"ઓ, પણ એ શું વાજબી છે? જ્યારે તમોને શોધી કાઢયાં, અને તેબી આવી ખુશનુમાં જગ્યામાં ત્યારે તમે ચાલી જવા માંગોચ. જો કે તમે આશાયસ લીધીચ પણ મેં નથી લીધીની! તમોને ખ્યાલ બી નહીં હશે કે તમારી શોધ કરતાં મને કેટલા માઇલ ચાલવું પડયું," અને તેણીએ જોકે આંખ ઉંચકી તેના સામું જોયું નહીં પણ તેણીને લાગ્યું કે એ સઘળું બોલતાં વટીક તે વખાણની નજરથી તેણી તરફજ ટીકતો હતો.

"તમારે ઉઠી આવવાનું કાંઇ કારણ નથી, લોર્ડ નોરમન. હું એકલી જઈ શકશ."

"જો તમે જવાજ માંગતાં હોવો તો હું બી આવીશ. પણ ફકત એક પાંચ મીનીટ વધુ નહીં થોબશો? ફકત પાંચ. હું આવ્યો ત્યા સુધી તમે સંતોષથી હયાં બેસી રહયાં હતાં. કદાચ મેં તમોને 'ડીસતર્બ' કીધાં હશે. ત્યારે હું જાઉં?"

તેણીએ જવાબ દીધો નહીં.

"ત્યારે હું થોબું?" તેણીની ચુપકીદીને હાકારનો જવાબ માની લેતાં તે બોલ્યો અને તેણીની બાજુમાં બેઠો.

ફ્લોરીસનું જીગર ધડકવા લાગ્યું. તેની હાજરીની તેણીને કાંઇ દરકાર નહીં હતી એવું કાંઇક બોલવા તેણીએ ઘણી કોશેશ કીધી પણ તેણીના હોઠો એકબી શબ્દ ઉચ્ચારી શક્યા નહીં.

"તમે કેવુ સરસ ખુણું શોધી કહાડયું ?" થોડે વારે તે બોલ્યો.

"તમોને હયાંથી ઉઠવા નહીં ગમ્યું તેમાં કાંઇજિ અજાયબી નથી, અને તે છતાં, લેડી બેટી કહેચ કે તમે આજે એક મોહટી ફ્તેહ મેળવીચ! તમ જાણોચ મીસ કારલાઇલ, કે તમારી ગેરહાજરીથી કેટલા બધા જવાનો નાસીપાસ થયાચ?"

ફ્લોરીસ સહેજ હસી.

"હું નહીં ધારતી કે તે લોકે કાંઇ જાહજું ખોહયું હોય! પણ જ્યારે હવે તે બધાં તોડાયલાં વચનોની યાદ આવીચ, તો હું ધારૂંચ કે હું અંદર જઇ થોડાં ઘણાંબી ભરપાઇ કરૂં."

"હજી હમણા નહીં." તેણે ઉતાવલે કહયું. "માહરી પાંચ મીનીટ હજી પુરી થઇ નથી. એક શરતે હું તમોને છોડું કે આવતો ડાન્સ મને આપો."

"માહરો કાર્ડ ભરાઈ ગયોચ!" તેણીએ મકકમતાથી જવાબ દીધો.

"હું ખુશી છું કે તમે મને હ્યાં મલી ગયાં. ખુશી એ સાટે કે મને તમોને "ગુડ-બાય' કરવાની તક મલી." ફરી પાછી થોડીક પળની ચુપકીદી પછી તેણે જમીન તરફ આંખ ટીકેલી રાખાતાં કહયું.

તેણીએ ચોંકીને ઉપર જોયું પણ તેની નજર નીચીજ હતી એટલે તેના જોવામાં આવ્યું નહીં.

"ખરેખર, માહરા લોર્ડ !" હજી ઠંડાઇ બતાવવાની કોશેશ કરતાં તે બોલી,

"હા, 'માહરાં લેડી'," તેણીની ટકોર કરતાં તે બોલ્યો. 'હું કાલે ઉપડી જાઉંચ. આય 'ફેનસી ફેર' સુધી રહેવા મેં તમોને વચન આપ્યું હતું, તે પ્રમાણે હું રહયો—"

"તમે લેડી પ્રેનહર્સ્ટના કહેવાથી રહયાતા" તેણી વચ્ચે પડી.

"હું તમારાજ કેહવાથી રહયો હતો, અને તે તમે સારી રીતે જાણોચ."

ફ્લોરીસે ધ્રુજતા હાથે પોતાનો પડી ગયલો પંખો ઉંચકયો.

તેણે પોતાનું ઘડીઆલ કાઢી જોયું. "હજી માહરી બે મીનીટ બાકી છે." તે બોલ્યો.

"તમે લાંબા વખત માટે જાઓચ?" કાંઇ બોલવુંજ જોઇએ એવું ધારી તેણી મુશકેલીથી બોલી.

"કોણ જાણે, હું કહી શકતો નથી. કદાચ બે ત્રણ વરસ."

તેણી ચુપ બેઠી, "શાં માટે માહરે પાછું ફરવું જોઇએ?" તેણે પાછું ચલાવ્યું. "હું લંડનથી કંટાળી ગયોચ. બલ્કે મહરી જીંદગીથીજ કંટાળી ગયોચ. એક માણસને પોતાના મન ગમતી ચીજ મળી શકતી હોય તો તેનું જીવેલું પ્રમાણ છે. પણ એક માણસની અંતકરણના છેક ઉંડાણ તુળીક પેવશ થયલી એક ઈચ્છા નહીં ફળી શકતી હોય તો પછી જીવેલું શા ખપનું?"

"અને જોકે તમારી પાસ આટલું બધું છે!" તેણી બબડી.

"હા, બધું." તેણે કડવાસથી જવાબ દીધો. "હું જાણુંચ તમે શું કહેવા માગોચ તે. માહરી પાસે એક નામીચું ઉમરાવપદ છે. માહરી પાસ એક ગંજાવર દોલત છે કે જે એકાદ ઘેલા ગાંડા કાયદાની રૂહે બીજાઓના ભોગે મને મલીચ."

ફ્લોરીસના ચહેરાપર લાલાશ ધાઇ આવ્યો. તેણીએ મોઢું ફેરવી નાંખ્યું.

"માહરી પાસ કુડીબંધ મીત્રો છે, હું માહરી મરજીનો માલેક છું. એ બધું છે. અને તે છતા, હું નહીં ધારતો કે આજે આખા ઈંગ્લાંડમાં એકબી પુરૂશ માહરા જેવો કમનશીબ હશે. કારણ મેં એક એવી ચીજ પર દીલ લગાડયુંચ કે જે કદી મને મલી શકશે નહીં."

"તમારી પાંચ મીનીટ ખલાશ થઇચિ, હું ધારૂંચ. માહરા લોર્ડ,"

"અને તેથી હવે હું તમોને 'ગુડ-બાય' ઈચ્છુંચ, મીસ કારલાઇલ."

તેણીનાં બોલવા પર ધ્યાન આપ્યા વીના તેણે જારી રાખ્યું. "પણ હું તમારી ભલી દુવા માહરી સાથ લઇ જવા ઇચ્છુંછ. હું જાણુંચ કે--કે તમે મને ધીકકારોચ, નહીં? તમારાં જેવાં ભલાં બાનુ કોઇને ધીકકારી તો શકેંજ નહીં, પણ માહરી હાજરી તમોને ઘણી અણગમતી છે. તે તદન સ્વભાવીક છે, કારણ મને જોતાં તમોને તમારૂં ખોહેલું બધું યાદ આવતું હોવું જોઇએ. હું કેવું ઇચ્છુંચ કે હું માહરી પૈએ પૈ તમોને આપી દઈ શકું—જો તમો કબુલ કરો તો!"

"માહરા લોર્ડ!" મગરૂરીથી માથું ફફડાવતાં તેણી બોલી.

"હુ માફ માગુંચ, હું જાણુચ કે એ તદન નહીં બનવા જોગ છે. શું તમે એમ ધારોચ કે તમે કેટલા મગરૂર છો તે હું જાણી શકયો નથી? હા, તમારી પેલી કાપલી મેં સાચવી રાખીચ." પોતાની છાતી આગળનાં ખીસાંપર હાથ મુકતાં તે બોલ્યો. "કે હું જ્યાંબી હોવું ત્યાં તે મને સંતાપી રહે." અને તે કડવાસથી હસ્યો, "હું તે હર ઘડીએ જોતો રહીશ. મીસ કારલાઇલ તે મને હંમેશ યાદ આપશે કે જીંદગીમાં જીવવું વ્યર્થ છે. પણ માફ કરજો, હું તમોને ખોટી કરૂંચ."

તે ઉઠયો, પણ તેણીને ઉઠવાને વખત મળે તે આગમચ પાછો બેસી ગયો.

"તમે મને ભલી દુવા તો ચાહશો, નહીં?"

ફલોરીસે હોથ ઉઘાડયા, પણ થોડીક પળ તે એક શબ્દ બી ઉચ્ચારી શકી નહીં. અંતે, એક મજબુત કોશેશ કરતાં તેણી ધીમેથી બબડી. "હા, હું તમોને દરેક સુખ ઇચ્છુંચ, માહરા લોર્ડ."

"થેંક્યું, પણ મહને જણાવવા દેવો કે એ તમારી દુવા તદન ફોકટ છે. હું સુખી નથી, અને થવાની અશાઓ નથી. હું કહું શાને માટે?"

"હા, હું તમોને કહીશ." તેણીને ચુપ બેઠેલી જોઇ તે ઠરાવ પર આવતાં બોલ્યો. "હું તમોને ઘણાં ગુસ્સે કરશ, મીસ કારલાઇલ. હું તે જણાવીશ પછી તમે કદાચ મને ફરીથી તમોને મલવાનીબી મનાઈ કરશો. મેં ઘણો વીચાર કીધો કે માહરે તમોને તે નહીં જણાવવું, કદાચ ચુપકીદી અખત્યાર કરવામાં વધારે ડહાપણ હશે. છતાં, હું તે તમોને જણાવ્યા વગર રહી શકતો નથી. હવે જ્યારે છુટાં પડવાની સેવટની ઘડી આવીચ તો માહરે તે બોલવુંજ જોઇએ." એક પળ તે ઠોભ્યો.

"અને તે એટલુંજ છે, મીસ કારલાઇલ, કે હું તમોને ચાહુંચ."

---

# પ્રકરણ ૧૩ મું.

---

તે શબ્દો તેનાં મોઢાંમાંથી નીકળી ચુકયા. ગરીબ રમત્યાલ બર્ટીની ધ્રુજતા અવાજની માંગણી કરતાં, તે ગંભીર, ઠરેલ મર્દાના અવાજમાં કેટલો બધો ફરક હતો! ફલોરીસનાં આંગમાંથી ખુશાલીની ઝઝની પસાર થઈ ગઇ. એકાદ મોહતી ફતેહ મળી હોય, અથવા એક મરતા આદમીને, સજીવન કરનાર આબે હૈયાતનું એકાદ ટીપું ગળાંમાં રેડવામાં આવ્યું હોય એવી કાંઇક લાગણી તેણીને થઇ.

"હું તુંને ચાહુંચ." તે મધુર શબ્દો તેણીનાં કાનમાં પાછાં અને પાછા વાગ્યા. તેણીનો ચહેરો ગરદન સુધી લાલ થઇ ગયો અને જાણે કોઇનો આશરો શોધતી હોય તેમ તેણીના હાથો તેણીના પંખા આસપાસ મજબુતીથી વીંટલાયા. પણ એકબી શબ્દ બોલી શકી નહીં. અરે, જો તેણી બોલવા ચાહે તો ફકત "હું તમોને

ચાહુંચ" ના પડઘા શીવાય બીજું શું તેણીનાં ગળાંમાંથી નીકળી શકે ?

"તમે ગુસ્સે થવાંચ." તે દલગીરીથી બોલ્યો. "હું ધારનોંતોજ. તમે ધારોચ કે તમારા માહરા પ્રત્યેનાં આટલા અણગમા પછી મહને તમોને એમ કહેવાનો કશો હક હતોજ નહીં. હું તે જાણુંચ અને માહરો વાંક કબુલ કરૂંચ. આપણે એકબી વખત એવી રીતે મલ્યાં નથી કે જ્યારે મેં તમોને નારાજ નહીં કીધાં હોય. પણ આય છેલ્લીજ વખત આપણે મલ્યેચ. તમે શું મને માફ નહીં કરી શકશો ?"

તેણી હજી કાંઇજ બોલી શકી નહીં. તેણે વાંકો વળી પોતાની ટોપી (ઓપેરા હેટ) ઉંચકી અને તેની તરફથી તેણી તરફ જોઇ, ચાલી જવું કે ઠોબવું તે વીચારમાં એક પળ ચુપ ઉભો. "તમે નહીંજ બોલશો ?" તેણે પાછું ગંભીરતાથી પુછ્યું.

હજી તેણીના હોઠ ઉપડી શકયા નહીં. કાંઇ ચોકકસ લાગણીને વશ થઇ તે તેણી પર વાંકો વલ્યો, અને પોતાનો ઉશકેરણીના તાપથી ધગધગતો હાથ તેણીની બાજુપર મુકયો.

"ફ્લોરીસ, દયા કર. મને એક માયાળુ સખુન કહે. ફકત એકજ. તાહરા ઠંડા ચેહરા અને મગરૂર શબ્દોએ માહરાં જીગરને કેટલો જખમ કીધોચ તે ખુદાજ જાણેચ. હવે, છુટાં પડતી વેળાએ તેમ ના કર. ફ્લોરોસ, હું તુંને ચાહુંચ. વીચાર કર કે તને મલવા અગાઉથી હું તને ચાહતાં શીખ્યોચ. આપણે મલ્યાં તે અગાઉ તાહરી મગરૂરી અને ધીકકારે મને સજ્જડ ફટકો લગાવ્યોચ. હવે જરા નમવાની કોશેશ કર. મને તાહરી આગળથી હાંકી કાઢ–તે તો છે.–પણ એક માયાળુ શબ્દ સાથે મોકલ. બોલ કે ખુસ, તમે નથી ગમતા, અને તેનું કારણ છે. તમારૂં નામ વટીક મને ધીકકાર ભરેલું છે અને તમે જાઓચ. તેથી હું ખુશી છું. તમે મને ચાહોચ તે વાસ્તે હું દલગીર છું. પણ તમે કોઇ બીજા હતે, કોઇ બીજું નામ ધરાવતા હતે તો હું કદાચ તમોને ચાહી શકતે. એવું તો તું

કાંઇ બોલી શકશે, ફ્લોરીસ? આવા મગરૂર, ગુસ્સાભર્યા ઘાતકી દેખાવની યાદ સાથ મને ના જવા દે. હું તને ચાહુંચ ફ્લોરીસ, અને સદા ચાહવસ. તું માહરે વાસ્તે દલગીર છે એટલું તો બોલ!"

હજી તેણી ચુપજ રહી, તેણીની મગરૂરી તેણીના પ્યાર સાથે હરીફાઇ કરતી હતી.

"માહરા પ્રભુ, હું નહી ધારતો કે દુન્યામાં તાહરા જેટલી મગરૂર બીજી કોઇ ઓરત હોય. ગુડ—બાય, ફ્લોરીસ, હું ઇચ્છું છું કે તું જેમ મને ધીક્કારેચ તેમ હું તને ધીક્કારી શકતો હતે!" તે જવા ઉઠયો.

"છેલ્લી સલામ!" તેણીનાં ખભાં પર ઓઢેલા કલોકનો એક છેડો પકડી તે ઉપર પોતાના હોઠ દાબી તે બોલ્યો. "માહરી ખુબસુરત મગરૂરી, છેલ્લી સલામ."

તેણીએ આનાકાનીથી પોતાનો એક હાથ પંખા પરથી છુટો કીધો. આશાવંત આતુરતાથી તે તુરત ડોબી ગયો.

તેણે શાંતીથી કહયું, "ઉપકાર થયો."

"હું દલગીર છું." મુશકેલીથી, ધીમા અવાજે તેણી બબડી. "અને—અને હું તમોને દરેક—"તેણી બોલવા ગઇ, પણ તે ધ્રુજતો અવાજ તેણીનાં ગળાંમાંજ અટકી પડયો.

"તમે મને સુખ ઇચ્છોચ? ફરી ઉપકાર માનુંચ." તે બોલ્યો. "તમે મને માફ કરોચ? શું તેજ શબ્દો છે કે જે તમોને બોલતાં આટલા ભારી લાગેચ. ફરી એક વાર ઉપકાર માનુંચ. એજ ગણીમત છે. આપણે મીત્રો તરીકે છુટાં પડયેચ. ફ્લોરીસ, મને તાહરો હાથ આપ. તાહરો ડાબો હાથ, કે જે તાહરાં જીગરની વધારે નજદીક છે." તેણીએ તેના કહેવા મુજબ કીધું. અને તેણે તેણીનો નાજુક હાથ પોતાના જોરાવર હાથમાં લઇ પ્યારનાં ઝનુનથી જોરમાં દાબ્યો. તેણીને

વેદના થાય એટલી હદ સુધી, અને તે છતાં, તેણીને લાગ્યું કે બીજા કોઇ બી સુખ કરતાં તે વેદના ખમવા તેણી વધારે ખુશી હતી.

"લે, હવે હવે હું સંતોષ પામ્યોચ ગુડ—બાય." અને તેણે પોતાનાં આંગળાં તેણીના હાથપરથી છુટાં કીધાં. મગર અજાયબી! ફ્લોરીસે પોતાનાં આંગળાં હજી તેના હાથ પર વીંટાળેલાંજ રાખ્યાં. તેણીએ તે છોડવાની હીલચાલ કરી નહીં.

તે સહેજ પણ ચોંકયો નહીં, કે ન તો તેણે ખુશાલી કે અજાયબીની બુમ પાડી, પણ કાંઇ અચમુચ 'શોક' લાગ્યો હોય તેમ પથ્થર પેરે થોડીક પળ સ્થીર ઉભો, અને કાંઇક સ્વપનું જોતો હોય તે મીસાલ તેણીના શરમથી લાલ થયલા ચહેરામાં ટીકયા કીધું. ત્યાર પછી તે તેણીના પગ આગળ બેસી પડયો અને તેણીનો બીજો હાથ લઇ તેણીને પોતા તરફ ખેંચી.

"ફ્લોરીસ, એ શું કહેવાય? એની મતલબ શું? ખુદા ખાતર માહરી સાથ રમત કરતી ના. તું માહરો હાથ પકડી રાખેચ, છતાં તું કાંઇ બોલતી નથી. તું મને હાંકી કાઢતી નથી! માહરા ખુદા, શું માહરૂં ભેજુ જતું રહયુંચ? યા હું એકાદ સ્વપનો જોઉંચ? કે તું, ફ્લોરીસ, મને ચાહેચ?"

તેણીએ નીચે નમાવેલો ચહેરો ઉચકી તેના સામું જોયું કે જ્યારે તેણીની સુંદર ભુરી આંખોમાં તેના પ્યારનો વળતો, મહોબ-તવંતો તેજી પ્રકાશ સ્પષ્ટ જણાતો હતો.

ખુશાલીની એક ધીમી બુમ સાથ તેણીના હાથો ચુમીઓથી તમામ ભરી નાખ્યા. પણ હજી તેની ખાત્રી થઇ નહીં. "માહરી ડારલીંગ ફ્લોરીસ, તું કાંઇ બોલ તો ખરી? તારા મીઠા હોઠો તે શબ્દ બોલશે નહીં ત્યાં સુધી માહરી ખાત્રી થશે નહીં. ફ્લોરીસ, તું મારી સાથે ચેંડા તો કાઢતીજ નથી?"

"નહીં હું જાણુંચ કે તેમ નથી, માફ કર, ડારલીંગ, પણ માહરી ખુશાલી એટલી બધી અચમુચ અને નહીં ધારેલી છે કે હું

જાણે માનીજ નથી શકતો ! ફ્લોરીસ, બોલ કે, "ખુસ હું તમોને ચાહુંચ !"

"ખુસ, હું તમોને ચાહુંચ !" નીચી નજરે તેણી ધીમેથી બબડી.

તેણે તેનો ચેહરો પોતાના હાથમાં લીધો અને તે મીઠા લાલ હોથો પર પોતાના હોથો દબાવ્યા.

"માહરી મીઠી વહાલી ! માહરી ખુબસુરતીની રાણી ! મેં શું એવું કીધુંચ કે હું આટલાં બધાં સુખને લાયકનો ઠડયોચ !"

થોડીક પળ તેઓ શાંત ચુપકીદીમાં, એકમેકના હાથમાં હાથ નાંખી બેસી રહયાં, પણ એકમેક તરફના પ્યારથી ભરપુર વીચારોમાં તેઓ એટલાં બધાં લીન થયલાં હતાં કે બાજુમાંની ઝાડીમાં સહેજ ખખડાત થયો, અને ખુલ્લાં ગુલાબી રંગનાં ડ્રેસવાલો એક આકાર ત્યાં બાજુમાંથી તેઓને નીહાળતો આવી ઉભો, તે ઉપર વટીક તે બે માંના એકનું બી ધ્યાન ગયું નહીં. તે એક ઓરતનો આકાર હતો, અને તે બંનેને એ મીસાલ જોતાં તેણીની આંખમાં અદેખાઇના આતશના જવાળા પ્રજળતા હતા.

"અને તું મને ચાહેચ ! ફ્લોરીસ, હજી જાણે મને માન્યામાં આવતું નથી." તે પટપટયો.

"ખરેખર ?"

"હા, હું તો હંમેશ ધારતો હતો કે તું મને ધીકકારતી હશે.'

તેણી સ્હેજ હસી.

"હા, જ્યારેબી આપણે મળતાં ત્યારે માહરા મોઢાંમાંથી નીકળતા દરેક વાકયનો તું ઘણોજ ઠંડાઈથી અને કોઇવાર તો લગાર તીરસ્કારથી જવાબ દેતી, એટલી હદ સુધી કે કોઇવાર શરમથી જાણે માહરૂં મોહત થઈ જતું ! ફ્લોરીસ, કહે મને આય ફેરફાર તાહરામાં શાથી થયો ?"

"માહરામાં ફેરફાર થયોજ નથી." હસીને તેના સામુ જોતાં તે બોલી. "નહીં, સેહજબી નહીં. હું પહેલેથીજ ચાહતા શીખીચ."

"માહરા ખુદા !" તેણે અજાયબીથી પુકાર્યું, "પહેલેથીજ ? નહીં, નહીં, એમ નહીં હોય ?"

"હા." શરમથી લાલ થયલા ચેહરા સાથ તેણીએ કબુલ કીધું. "હું ધારૂંચ કે તમોને જોતાં સાથ પેહલીજ નજરે હું ચાહતાં શીખી."

"અને તે છતાં આય બધો વખત તું માહરી સાથ આટલી બધી મગરૂર અને મીજાસમાં રહી ? ખુદા, ખુદા, શું બૈરાંઓબી છે ?" તે હસ્યો, "ભલા નાટકકારોબી હદી ગયા !"

"હા, પેહેલેથીજ," તેણીએ ધીમે અવાજે જારી રાખ્યું. "મેં માહરા પ્યારા સાથ લડત ચલાવી, મેં માહરા મનને સમજાવ્યું કે માહરે તમોને ધીકકારવા જોઇએ. મેં ખરાં દીલથી ઇચ્છિયું કે હું તેમ કરી શકું, પણ હું નીરીફળ નીવડી."

તે કાંઈ બોલ્યો નહીં. તેની હદ વગરની ખુશાલીએ તેની વાચા પણ જાણે ગુમ કરી હતી,

"અને જ્યારે મેં જોયું કે તેમ હું કરી શકી નહીં, ત્યારે મને એટલી બેજાલત લાગી કે તે હું દરશાવી વટીક શકની નથી. કારણ મેં ધાર્યું કે તમે આગમચનું કોઇને વચન આપી દીધું હશે. કદાચ—કદાચ લેડી બ્લાંશ–"

તેણે પોતાના હોથ કરડયા, પણ તેની આંખ વગર અચકાવે તેણીની આંખ સાથ મળી, કે જ્યારે બાજુમાં ભરાયલી લેડી બ્લાંશે ઝનુનથી દાતયાં પીસ્તાં, તેનો જવાબ સાંભળવા પોતાના કાન વધારે તીક્ષણ કીધા.

"લેડી બ્લાંશ ?" તે શાંતપણે બોલ્યો. "હા, હું જાણુંચ. ફ્લોરીસ. તુને બીહવાનું જરાબી કારણ નથી. તાહરી ભુલ છે. હમારા

વચ્ચે કાંઈ બી તેવો ખાસ સંબંધ હતોજ નહીં. હું તેણીને ચાહતોજ નથી, અને ચાહી શકીશ બી નહીં. સાધારણ મીત્રના કરતાં અગર કાંઈ જરા રતી વધારે બી તેણી તરફ મને હતે, તો તે બી, ફલોરીસ, માહરી વાહલી, તાહરી પર નજર પડતાંજ તે તુરત નાબુદ થઈ જતે."

અરે, તે છુપાયલી નાર વાસ્તે કેવા ઘાતકી શબ્દો તે હતા! તેણી મોહત સુધી ફીકકી પડી, અને પોતાને પડી જતી બચાવવા મજબુત હાથે બાજુમાંનું એક ઝાડ પકડી લીધું. અદેખાઇના આતશથી જળી જતાં, લોહી નીકસે તેટલી હદ સુધી તેણીએ પોતાના હોઠ કરડયા.

"આ હું કેવી ખુશી થઇ!" છુટકારાનો એક દમ ખેચતાં તેણી બોલી.

"તમારા માહરી તરફના પ્યારમાં ભાગ પડેલો હું જોવા ચાહતી નથી. કોઇ બીજીની પછી હું તમારાં હેતમાં આવું તે મને ગમતું—તું નહીં. હું—હું ઘણી મગરૂર છું."

તેણે તેણીના હોઠપર કીસ લીધી.

"અને એ બધાં સાથ તું મને વધારે વ્હાલી લાગેચ. તું જરાબી ફેરવાય એવું હું ઇચ્છતો નથી, માહરી ડારલીંગ. તું મને તદન સંપુર્ણ લાગેચ. હું એટલુંજ ઇચ્છુંચ કે હું તાહરે લાયકનો થાવું!"

"તમે જેવા છેવો તેવાજ મને બસ છેવો, બ્રુસ," પુર વીશવાસની એક વ્હાલભરી નજર તેના તરફ ફેંકતાં તેણી બોલી.

"હુંબી ઘણો મગરૂર છું, ડીઅરેસ્ટ," તે વીચારવંત સાદે બોલ્યો, "અને વળી ઘણો અદેખો."

તેણી મીઠાસથી હસી.

"એમ કે? આપણે કેટલાં સરખાં છઇએ. હુંબી તમારા પ્યાર માટે અદેખી છું. ખબરદાર, બ્રુસ, કોઇબી બીજી સ્ત્રી સાથ મીઠાશ ઘણો બતલાવશો તો હું અદેખી પડીશ, હં કે?"

"મને જાહજો મીઠાશ બતલાવતાં આવડતુંજ નથી," તે હરગો "ને, જે બી કાંઇ થોડું ઘણુ આવડતું હશે તે તું વ્હાલીનેજ વાસ્તે સાચવી રાખીશ. હું તુંને એટલી બધી ચાહુંચ, ફ્લોરીસ, કે તાહરો ગોલામ બનવા બી તૈયાર થાઉ. મને તાહરા સીવાય કોઇ બીજી સ્રીને વાસ્તે વીચાર વટીક નહીં આવશે!"

તેણીએ પોતાનો હાથ તેના માથા અને ગાલપર પ્યારથી ફેરવ્યો.

"ઓ, હું કેટલી બધી સુખી છું!" તે બબડી, કે જ્યારે અરે! તે શબ્દો પેલી છુપાવલી ઓરતને કાતીલ છુરીના ઉંડા જખમ સમાન કારી લાગ્યા!

"હવે આપણુને જવું જોઇએ," એકાએક ચોંકી ઉઠતાં ફ્લોરીસે પુકાર્યું. "કેટલું બધું લેટ થયું!"

તે ખુશાલ હસી પડયો. "લેટ થયું તો શું થયું? હવે આપણુને શાની દરકાર છે?"

"તમોને નહીં હશે પણ મને તો છે. લેડી પેનહર્સ્ટ, માહરાં શેઠાણી મને ભુલી ગયલાં લાગેચ. ને માહરે હવે તેવણ આગળ જવું જોઇએ."

"લેડી પેનહર્સ્ટ, તાહરાં શેઠાણી! હા, હા, બેટી જાણુશે ત્યારે કેવી અજબ થશે? પણ માહરી ખાત્રી છે કે તે ઘણી ખુશ થશે. ત્યારે આપણે જઇએ? વારૂ. ત્યારે મને તાહરો કલોક તુંને પહેરાવવા દે. કેવો સરસ છે! પણ તુંને બધુંજ ઘણું શોભેચ, સ્વીટહાર્ટ!" અને તેણે તેણીને પોતાનાં પાસામાં લીધી.

"ખબરદાર, સંભાલો." ઓશકથી ડહી જતાં તેણી બબડી, "કોઇ આપણુને જોશે."

"તો શું થયું? મને તેની શું દરકાર છે? શું કુદરતનો કાંટો છે! આજેજ સહવારે તો તેં મને હરકાટી કાઢયો'તો, ને મેં માંગેલો એક ગોલાબ વટીક આપવા સાફ ના પાડી હતી!"

"તે મેળવવા હજીબી તમોને ગમેચ ?"

"ગમેચ ? તે મેળવવા તું કહે તે કરવા તૈયાર થાવું !"

તેણીએ પોતાના ડ્રેસ અંદર છુપાવેલો તે સુકાયલો દુચાયલો ગોલાબ કાઢી તેના સામો ધર્યો.

એક ખુશાલી ી બુમ સાથ જેવો તે તે ગુલાબ ઝુટાવવા ગયો કે તેણીએ તુરત હાથ બંધ કરી લઇ ખેંચી લીધો.

"એના બદલામાં તમારે મને કાંઈ આપવું પડશે, મી૦ બ્રુશ."

"માહરી પાસે જે હોય તે લઈ લે." તે બોલ્યો, પણ તેને વીચાર થયો કે તેણીને આપવા લાયક એક પણ ચીજ તેની પાસ હતી નહીં. એકાદ વીંટી કે ચાર્મ કે કાંઇ પણ નજીવું વટીક ઝવેરાત તેણે પહેડયું નહીં હતું,

"તમારા ડગલામાં ખોસેલું ફુલ આપો."

"જરૂરજ" વગર અચકાવે તે કહાડી આપતો તે બોલ્યો. તેજ સહવારે, બ્લાંશે તેને તે આપ્યું હતું અને આજના 'બૉલ'માં પહેડવાની કબુલાત સાથ, પોતાને હાથે તેને તે પહેડાવ્યું હતું તે ખ્યાલ વટીક તેને રહયો નહીં. "અને હવે લાવ માહરો ગોલાબ." આતુરતાથી તેણે હાથ કરી તે ઝુટવી લીધો, અને કોટનાં અંદરના ગજવામાં છુપાવવા આગમચ દીવાના પ્યારથી તે કરમાયલાં ફુલને પોતાના હોઠ સાથ લગાડયું.

એ મીસાલ પ્યારમાં ગુંઠાયલાં તે બે વ્હાલાંઓ હાથમાં હાથ ભેરવી ત્યાંથી ગયાં. મોહત જેવા ફીકકા ચેહેરા અને ભીડેલા દાંત સાથ લેડી બ્લાંશ પોતાની છુપાવવાની જગ્યેથી બહાર આવી.

મહોત ! આ અરધા કલાકના અરસામાં મહોત કરતાં વધારે દુઃખ અને ખેજાલત તેણીએ ખમ્યાં હતાં ! ભવીષ્યની મીઠી આશાઓ, સુખ, ખુશાલી સર્વે નાશ પામ્યાં હતાં, અને ધીકકાર અને અદેખાઇના શોહળા તેણીના તનબદનમાં કુદકા મારતા હતા.

એક ઉંડા નીશાસા સાથ તેણી એક બેઠકમાં ફસડાઇ પડી.

તેણીએ તેને ખોહયો હતો. માત્ર થોડાજ દીવસની વાત ઉપર તો તેણી તેને પોતાનોજ થયેલો ધારતી હતી! સર્વે લોકોએ તે બંનેનાં નામ સાથે જોડયાં હતાં, ફકત તેના તરફના એક શબ્દનીજ ખોટી હતી! અને હવે? એક તદન સાધારણ અને પૈ વગરની છોકરી, લેડી બેટીની એક નોકરડીએ તેને તેણીના હાથમાંથી ઝુટવી લીધો હતો.

અરે! એ ખચ્ચીત ઘણુંજ, ઘણુંજ સખત હતું. તેણી ખમી શકે તે કરતાંબી વધારે સખત.

"નહીં એમ નહીં બનવું જોઇશે." તેણી ઝનુનથી બબડી. "એ અટકાવવાનો કોઇબી રસ્તો થવોજ જોઇશે. તેણીએ પોતાના ડોળ જેવા ચેહરાથી અને દોળધાલુ શરમાળપણાથી તેને ફાંદામાં લીધોય, પણ તેને બચાવવોજ જોઇએ. હું તેને પરણવા નહીં દઇશ. પણ હું તે કેમ અટકાવી શકશ? અરે કેમ–કેમ? ઓ, હું ઇચ્છુંચ કે કોઇ મને મદદ કરી શકે તેવું હતે!"

તેણીએ લાચારીથી આસપાસ નજર કીધી. "હું ફકત એક સ્ત્રી છું. એક ધીકકારાયલી, અપમાન પામેલી સ્ત્રી! ઓ, મને કોઇ મદદ કરનારૂં હતે!"

"હું તમોને મદદ કરવા તૈયાર છું."

લેડી બ્લાંશ ચોંકી અને ચહેરો ઉંચકીને જોતાં, ઝાડીઓ વચ્ચે અરધો છુપાયલો એક મરદનો આકાર તેણીની નજરે પડયો. તે આકારને લોર્ડ નોરમન તરીકે ઓળખતાં તેણી વધારે ચોંકી "બ્રુસ!" તણીનાં ગળાંમાંથી ગુંગલાતો અવાજ નીકલ્યો.

તે પુરૂષે ટકોરથી હસતાં ડોકયું ધુણાવ્યું.

"નહીં માહરાં લેડી, હું લોર્ડ નોરમન નથી." તે શાંતીથી બોલ્યો, અને તેણીને લાગ્યું કે તેના બોલવામાં સહેજ તુંદાઇનો બી અંશ હતો.

તેણીએ પાછું તેના સામે જોયું. તે લોર્ડ નોરમનને અજાયબ હદ સુધી મળતો આવતો હતો. જો તે હમણાં ઇવનીંગ ડ્રેસ પહેરી 'બૉલ' રૂમમાં દાખલ થાય તો કોઇબી તેને ઓળખી શકે નહીં.

"તમે કાંઈ મને કહયું?" અત્યંત ઠંડાઇથી તેણીએ સવાલ કીધો.

"હા, માહરાં લેડી. મદદ માટેની તમારી અરજ મેં સાંભલી, અને તેનો મેં જવાબ દીધો."

"તમે કોણ છો?"

"તમે બાનુને હું તદન અંજાણ્યો છું અને માહરૂં નામ જાણવા પછીબી તમે મને ઓળખી શકશો નહીં. હાલ તુરત તો તેથી એટલુંજ બસ થશે કે તમે જણાવ્યું તેમ લોર્ડ નોરમનને આબેહુબ મલતો હું એક શખ્શ છું. તમો લેડીશીપ જાણીને કદાચ અજબ થશો કે હું તમોને મલવાની એકાદ તકની શોધમાંજ હતો."

તેણીની અજાયબી ખરેજ ઘણી મોહટી હતી, અને તેણીની ગમે એવી કોશેશથી તેણી તે છુપાવી શકી નહીં.

"કેટલાક દીવસો થયાં રાત અને દહાડો હું તમોને તપાસતો અને તમારી પુઠે ફરતો રહયોચ. ડચેસ ઓફ કલીફડનની પાર્ટીમાંથી તમો નીકળ્યાં તે દહાડાથી, લોર્ડ નોરમન અને મીસ કારલાઇલ વચ્ચેનો નાટક જોનાર હું પણ એક તમાશબીન હતો, અને એમાં ભંગાણ પાડવા હુંબી તમારાજ જેટલો આતુર છું."

"કાંય?"તેણીએ ઉંચે દમે સવાલ કીધો.

તે સ્હેજ હસ્યો.

"તે એક ઘણી લાંબી બીના છે કે જે હાલ દરશાવવાનો મોકો નથી, માહરાં લેડી." તે બોલ્યો. "તેથી હાલ તુરત તમે એટલુંજ જાણો કે લોર્ડ નોરમન તરફ મને ચોકકસ સબબ સર અભાવ છે. હવે લેડી બ્લાંશ, આ જવાન છોકરી તમારાં સુખની વચ્ચે આવેચ.

હુ એ બંધેને છુટ્ટાં પાડવાની, તમારા રસ્તામાથી તેણીને દુર કરવાની હામ ભીડુંચ. તમે કબુલ થાઓચ?"

"તમે તેમ નહીં કરી શકશો. તમે તેને ઓળખતા નથી."

"નહીં હું તેને પુરતી રવેશે ઓળખુંચ" તે બોલ્યો. "ખુસને 'હા' અથવા 'ના' કહો. એક અજાણ્યો કે જે આવી અજબ રીતે તમોને મદદ કરવા તૈયાર થયોચ તેની મદદ કબુલ કરવા આનાકાની ના કરો."

લેડી બ્લાંશ એક પળ ચુપ બેઠી. મ્યુઝીકના શરોદો તુરતના બંધ પડયા હતા, અને લોકોની વાતચીતના ભણભણ કરતા આવાજો સંભળાતા હતા. તેણીના ખ્યાલમાં તે બે આકારો આવ્યા. તેણીને લાગ્યું કે તે જાણે વાંકો વળી ફ્લોરીસના કાંનમાં પ્યારના સખુનો રેડતો હતો. તેણીએ પોતાનો ગરમ હાથ પોતાનાં ધુમતાં મગજ પર ફેરવ્યો, અને પછી જાણે ચોકકસ ઠરાવ પર આવી હોય તેમ ઝનુનથી તે બેગાના તરફ ફરી.

"તમારી કબુલાત પ્રમાણે કરો, અને તમોને જોઇએ તે ઇનામ લેવો."

"તમો લેડીશીપે ઘણો નેક ઠરાવ કીધોચ." તે ખુશી થતાં બોલ્યો, અને ઇનામને વાસ્તે—હા, વખત આવતે તે માટે હુ દાવો કરીશ."

લેડી બ્લાંશ તુરત ઉઠીને 'બાલ-રુમ' ભણી ગઇ, કે જ્યાં એક ખુણામાં તેનો બુઢ્ઢો પીતા અવાચી ખાતો બેઠો હતો. તેણી તેની નજદીક ગઇ અને પોતાને ઘર લઈ જવા માંગણી કીધી કે તે બાપડો અજાયબી અને ખુશાલીથી ચોકી ઉઠયો.

"ઘેર? ને હજી તો 'બાલ' અરધોજ પુરો થયોચ. હવે તું લગાર સમજમા આવતી જાયચ ખરી. ખરૂં કહુંચ, મને તો એ ચીજોનો જબરો કંટાળો છે: પણ ખુસ કહાં છે? આજે,આખો વખત

થયો જણાયોજ નથી? નહીં, તો હંમેશ આવીને જરા તાહેલાં મારતો'તો,"

"કોણ જાણે, બ્રુસની વાત મને ના પુછો." તેણીએ ફફડાતમા જવાબ દીધો.

તે બુઢ્ઢો પીતા મજાકથી હસ્યો.

"વળી પાછી તમો એ વચ્ચે કચાકચી થઇચિ કે? પણ તમોને પાછાં મલી જતાં વાર નહીં લાગશે."

એક કડવાસભર્યું હસવું તેણીના હોઠ પર પ્રગટ્યું.

## પ્રકરણ ૧૪મું.

વખત પવનની પીઠ પર ચાલ્યો જતો હતો; ત્યાં વાગતું બેંડ 'વોલ્ટઝ' વગાડતું હતું કે 'પોલકા,' અને તેણી પોતે જાગતી કે સ્વપન જોતી હતી તેનું વધીક ફ્લોરીસને ભાન નહીં હતું. ફકત એટલીજ ચીજ તેણીને યાદ હતી કે, બ્રુસ, તેણીનો વ્હાલો તેણીને લગોલગમાં લઇ તેણીના કાનોમાં પ્યારના મધુર સખુનો રેડ્યો જતો હતો.

તે તો આખોજ વખત તેણીની સાથ ડાન્સ કરવા ખુશી હતો. જો તેણીં કબુલતે તો, પણ ઘણા જવાનો તેણીએ આપેલાં વચન વાસ્તે તેણીને કંટાળો આપતા રહયા હતા અને તેમણે ખુશી કરવાની તેણીએ ફરજ વીચારી તેને જબરદસ્તીથી થોડો વાર છુટો કીધો. તેને આનાકાની અને લગાર કંટાળા સાથ એ મીસાલ કોઇ બીજી ફૂળકસુરને પોતાના સાથી દાખલ શોધતો જોતાં તેણીને ઘણીં રમુજ અને ગમત મલતી હતી.

'બાલ' લગભગ પુરો થવા આવ્યો હતો, અને લેડી બેટી તદન થાકી ગયલી હોવાથી તેણી ફ્લોરીસને શોધતી ગઇ, અને તેણીના ખભાં પર હાથ મુકતાં કહ્યું.

"હવે હું ઘેર જવા ધારૂંચ, ડીઅર." અને પછી પ્યારથી પ્રફુલ્લીત થયલા તેણીના મોહક ચહેરા પર નજર થતાં વધાયું.

"ને છોકરી બાઇ, લોર્ડ નોરમન સાથ તમે કેટલી વખત 'ડાન્સ' કીધો?"

"કાંઇ ઘણી નહીં, લેડી પેનહર્સ્ટ" ઓશકથી લાલ થયલો ચેહરો છુપાવવા પોતાનો ડ્રેસ સરખો કરવા વાંકી વલતાં તેણીએ જવાબ દીધો.

"ઓહ ઘણી નહીં!" લેડી બેટી હસી. "કાંય ઓછાંમાં ઓછી ચાર વખત તો મેં તુંને ડાન્સ કરતાં જોઇ. બીચારી બલાંશ જલદી ચાલી ગઇ તેમાં કાંઈ નવાઇ નહીં."

એક દુઃખનો ઝટકો ફ્લોરીસનાં બદનમાંથી પસાર થયો, જે તેણીએ મારી હઠાવવાની કોશેશ કીધી. લોકો બલાંશનું નામ તેની સાથ જોડાતાં હતાં પણ તે ખુદ પોતે તો હવે તેણીનો એકલીનોજ થયો હતો તો તેણીએ શા માટે કોઇના બોલવાની દરકાર કરવી જોઇએ. તેણીએ વીચાયુ અને તે છતાં તેણીને દુઃખ થયું.

એજ પળે તેણીનો માનીતો અવાજ તેઓની બાજુમાં સંભળાયો.

"તમે લોક હવાં છેવો કે?" આવતાં સાથ તે બોલ્યો. "જાઓચ? હું બી જાઉંચ. ચાલ બેટી. મીસ કારલાઇલ, તમારો કલોક મને બરાબર સરખો કરવા દેઓ." તેણીની બરફ જેવી સફેદ ગરદન પર પ્યારથી તે કલોક સરખો કરતાં તેણે કહયું.

'જો બા, બેટી હું ઘણોજ ભુખો થયોચ. ને કલબમા મને 'ગ્રીલ' સીવાય બીજું ચાંપવાનું મલશે નહીં, વાસ્તે તું મને ઘેર લઇ જા."

"ઘણીજ ખુશી સાથ," તે હરખભેર એકમત થઇ, "પણ મને ભય છે કે ત્યાંબી તુંને જાહજું કાંઇ મલશે નહીં, બ્રુસ."

"ઓ તેની ફીકર નહીં, એક ચાન્સ તો લઈ જોઇએ. હું એટલો ભુખો થયોચ કે કાંઇબી ચીજ પુરી કરી જવશ. ગમે તો મીસ કારલાઈલને બી!" મસ્તીથી આંખ ચમકાવતાં તેણે ફ્લોરીસ ભણી નજર કરી.

"હવે તું ઘણી હદ કરેચ, હં! બુસ. પણ ચાલ ગાડી આવી."

ઘર પહોંચતાં સાથ નોકરોએ 'સપર' લાવી તેબલ પર હાજર કીધું અને બંધે બાનુઓને અકેક હાથપર લઇ લોર્ડ નોરમન જમવાના રૂમમાં દાખલ થયો.

"એડવર્ડ તો પોઢી બી ગયા." લેડી બેટ્રીએ જણાવ્યું. "આજનું એવણનું ભાશણ ઘણું ફતેહમંદ પુરવાર થયું."

"લેઓ એ ભલા મીત્રની સલામતી" શેમપેનનું ગ્લાસ ઉઠાવતાં તે બોલ્યો. તેની દુન્યા આજે સુખી હતી એટલે તે ઘણોજ ખુશાલ હતો. "આજે હું બધાંને સુખ અને ફતેહ ઇચ્છુંછું. બેટ્રી આય ચીકન ઘણું સ્રરસ છે, હું તુને એક કટકો મુકું? ફ્લો—મીસ કારલાઇલ" લગાર ટકોરથી પોતાને સુધારતાં તે હસ્યો.

"આય મુકવામાં હું તમોને મદદ કરૂં? બેટ્રી, ખરૂં કહુંચ કે હયાં બધું એવું મજેતું લાગેચ કે હું ધારૂંચ કે રોજ રાતે બહાર જઇ આવ્યા પછી તું મને એમ 'ત્રીટ' આપે તો સારૂં."

"ઘણી ખુશી સાથ કબુલ છે, જો તું હંમેશ આવો ખુશાલ સ્વભાવ રાખે તો- આજે તુંને થયુંચ શું. નરો જાણે બર્ટીનો વા લાગોચ! હા પણ એ બર્ટી કોણ જાણે કયાં ગુમ થઇ ગયો! બુસ. તુંને બીજો શેમપેન જોઇએચ કે?"

"કોણ જાણે, હું નહીં ધારતો. માહરા જેવી મનની હાલતવાલાને શેમપેન આગમાં તેલ હોમાવ્યા બરાબર છે, બેટ્રી." વલી તેણે મજાક કરી

"પણ એ છે તો બી શું?" ઘણે લાંબે વખતે આજે તેને

આટલો બધો બચ્ચાં જેવો ખુશાલ જોતાં અજાયબી સાથ લેડી બેટીએ પુછયું.

"હું તુંને કહું? મીસ કારલાઇલ હું એને કહું કે?" હસીને ફ્લોરીસ ભણી જોતાં તેણે સવાલ કીધો.

"એને કાય પુછેચ? એમાં એને શું સંબંધ હોય?"

"અલબતાં નહીં. એવણને શું એમાં સંબંધ હોય, હં મીસ કારલાઇલ?" ખુરસી પર અઢેલાઇ પડીને હસ્તાં હસ્તાં તે બોલ્યો.

"હું હવે ઉઠવાની રજા લઉં?" ફ્લોરીસે ઉઠતાં લેડી બેટીની રજા માંગી. લોર્ડ નોરમન તુરત ઉઠીને તેણીની બાજુમાં ગયો.

"હજી હમણાં નહીં, ફ્લોરીસ."

"ફ્લોરીસ!" લેડી બેટીએ અજાયબીથી પુકાર્યું.

"હા, ફ્લોરીસ! કારણ બેટી, આજે ફ્લોરીસે માહરી પરણેતર થવાનું મને વચન આપ્યુંચ, તેથીજ આજે હું એટલો સુખી ને ખુશાલ છું. માહરી પરણેતર, તું સમજેચ કે બેટી?"

અજાયબીથી ડાચું વકાસતી લેડી બેટી ચુપ ઉભી.

"મુબારકબાદીનો એક બોલ બી નહીં કે?" તેણીને ઉપજેલી અજાયબીથી ગમત પામતાં તે બોલ્યો. "તુંને કાંઇ બોલતાં નહીં આવડતું કે? કે નહીં તો તું એ વીશે નારાજ છે? અરે હા, હું એ ભુલી ગયો કે મીસ કારલાઇલ તારી સંભાળમાં છે, એટલે માહરે તાહરી રજા મેળવવી હતી! માફ કર. ચાલ ફ્લોરીસ, આપણે ગુંઠણે પડી રજા માંગે." અને હેતથી તેણીની કમરપર હાથ મુકી તેણીને પોતાની નજદીક ખેંચી.

"ખુસ શું એ ખરૂં છે?" અંતે લેડી બેટીની જીભ ઉપડી.

"એવી બી મશકરી હું કરૂં ખરો કે? ફ્લોરીસ, જોની માનતીબી નહીં. એ બી, સમજી નહીં શકતી કે હું એવાં સુખને લાયકનો કેમ થયો હોવશ?"

"ખચ્ચીતજ" લેડી બેટીએ કબુલ કીધું. "પણ ઓ, હું ઘણીજ ઘણીજ ખુશી થઇ, માહરી વ્હાલી ફ્લોરીસ," અને તેણીએ ફ્લોરીસને પોતા પાસે ખેંચી હેતથી કીસોઝ લીધી. "માહરી ખુશાલી દરશાવવાને પુરતા શબ્દોબી નથી. ઓહ" એકાએક ચોંકતાં તેણી બોલી, "ને હવે તો ત્યારે તું મ્હને છોડી જવા માંગતી હશે!"

હેતથી ફ્લોરીસે તેણી ભણી જોયું.

"કાંય? પણ કદાચ તમેજ મને રાખવા નહીં માંગતાં હશો!"

"ઓ, હું તો ઇચ્છુંચ કે હું તુંને સદા માહરી પાસ રાખી શકું!"

"થેંકયું, બેટી, થેંકયું." લોર્ડ નોરમને તાપસી પુરી.

"ચાલો સાહેબ, તમોને વચ્ચે કોઈ બોલાવતું નથી. પણ હા, તું કાંય નહીં માહરી સાથે રહે? અલબતાં એક ફ્રેંડ દાખલ, અને નહીં કે કંપેનીઅન તરીકે! ભવીષ્યની કાંઉટેસ ઓફ નોરમન એક કંપેનીઅન! કેવું હસવા સરખું?" તેણી હસી.

"જો હું રહું તો એકજ શરતે, અને તે એ કે જેમ હમણાં છું તેમ." ફ્લોરીસે જણાવ્યું.

"તે વાત આપણે એકલાં પડશું ત્યારે થઇ રહેશે,"

"એટલે જાણે હવે માહરે રૂખસદ લેવી જોઇએ. નહીં વારૂ?" લોર્ડ નોરમન બોલ્યો. "પણ હું જવા આગમચ એક સીગરેટ પીવાની રજા આપશે, બેટી?"

"હા, અને ફ્લોરીસ તુંને તેટલાં કંપની આપશે. ગુડ—નાઇટ." અને તેઓને એકલાં છોડી તેણી ચાલી ગઇ.

"હું તુંને હવે આજે વધારે નહીં રોકશ, માહરી ડારલીંગ." તેણીને પોતાનાં પાસાંમાં ખેંચતાં તેણે કહયું. "ગુડ—નાઇટ, માહરા પ્યાર અને હવે મને કીસ આપશે?"

બીજી સહવારે તે લગાર અસુરેથી ઉઠયો. નાહી ધોઇ, નાસ્તો ખાઇ તે તૈયાર થયો, અને ચાલતો ઇટન સ્કવેરમાં આવેલાં લેડી

બલાંશના મકાન તરફ હેર્યું લીધું. લગભગ બાર થવા આવ્યા હતા, છતાં તેણે ઇચ્છીઉં કે લેડી બ્લાંશ હજી સુતેલી હોય!

પણ નહીં, દરવાજા પરજ ફુટમેને ખબર કીધી કે હર લેડીશીપ બે મીનીટમાં તેને આવી મળશે. ડ્રોઈંગ રૂમમાં તે ખોટી થતો ઉભા, કે જ્યારે તેના ચહેરા સામે મીઠી ફ્લોરીસનો આકાર ઉભો હતો.

બીજી પળે દરવાજો ખુલ્યો અને બ્લાંશ દાખલ થઇ.

"કેટલા જલદી, ક્રુસ તમારી કેવી મહેરબાની!" તેણી આવતાં સાથ બોલી. "તમે માહરી સાથ નાસ્તો લેવા આવ્યાચ? ચાલો હજી મેં બી નાસ્તો કીધો નથી."

"નહીં,નહીં, હું તો નાસ્તો લઇને આવ્યોચ. બલાંશ, હું દલગીર છું કે હું વ્હેલો આવ્યો."

"તેની જરાબી હરકત નહીં. તમે જાણોચ કે તમે જ્યારેબી આવોચ ત્યારે હું ખુશી થાવુંચ. ગઇ રાતનો 'બૉલ' તમોને ગમ્યો કે?"

"હા, ઠીક હતો હું ધારૂંચ." તેણે બેધ્યાનપણે નીચી નજરે જવાબ દીધો. "પણ હું તુંને નાસ્તા પરથી રોકુંચ. હું ખુશી છું બ્લાંશ કે કાલની થાકથી તાહરી પર અસર નથી થઇ."

તે બોલતાં અચકાયો. હજી તેની હીંમત થઇ નહીં.

"હાં, અને શું એટલુંજ કેહવા તમે આવ્યાચ, ક્રુસ? મેં તો ધાર્યું કે આજે તમે કાંઈ ઘણું અગત્યનુ કેહવા માંગતા હોશો"

"હા, તું ખરી છે. હું કાંઇ કેહવા માંગુચ. તાહરી અને માહરી વચ્ચે એટલી ધાડી મીત્રતા છે, બ્લાંશ, કે માહરા બાબમાં બનતી કાંઈ બી બાબદ તુંને જણાવવાની હું ફરજ ધારૂંચ. ગઈ રાત્રે હું—"

પણ તે અચકી ગયો. દરવાજા પર કોઇના ઠોકા સંભળાયા અને એક ફુટમેન' એક 'ત્રે'માં એક બીડેલું કવર લઇ દાખલ થયો.

લેડી બલાંશે તે લીધું અને ખોલ્યું. તેમાં ફકત એક નાહનો કાપલી પડેલી હતી જે ઉપર નીચલા શબ્દો હતાઃ

"હુ હયાં આવેલો છું તમે માહરી મદદ કબુલવા ચાંહતાં હોવો તો મને મલવાનું ઠીક પડશે. અગર નહીં તો મને જણાવી દેજો હું ચાલી જઇશ."

તેણીએ પોતાના હાથમાંજ તે કાગજનો ડુચો કીધો, અને ફુટમેનને એક પળ બહાર થોબવા હુકમ કીધો.

"વેલ, બ્રુસ?" ત્યાર પછી તેણી તેના ભણી ફરી સહેજ હસતાં ચહેરાએ સવાલ કીધો.

"હું તુંને એમ કહેવા આવ્યોચ બલાંશ કે ગઈ રાતે મેં માસ કારલાઇલના હાથની માંગણી કીધી."

"મીસ કારલાઇલ!" યાદ કરતી રવેશે તેણી બબડી. "મીસ કારલાઇલ! અં, હા, હું ભુલી ગઇ. લેડી બેટીની કંપેનીઅન!"

"હા, લેડી બેટીની કંપેનીઅન, પણ એક ખરેખરી ખાનદાની બાનુ. મગર તે સાથ આપણને કામ નથી. તાહરો વીચાર શુ છે, બલાંશ?"

"હું ઘણી ખુશી છું, બ્રુસ, ઘણીજ. પણ ઠોબો, હું માહરાં માણસને જરા જવાબ આપી આઉં?"

"જરરજ."

તેણી દરવાજા નજદીક ગઈ. "તે ગ્રહસ્થને નીચેના રૂમમાં ઠોબવા દેવો." તેણીએ તે ફુટમેનને ફરમાવ્યું.

અને પછી તેણી પાછી લોર્ડ નોરમન આગળ ગઇ.

"બ્રુસ, હવે હું તમારૂં બધું સાંભળવા તૈયાર છું." તેનાં ખભાં પર હાથ મુકતાં તે બોલી, અને વીચીત્ર લાગણીઓથી ભરપુર એક

નજર તેના ભણી ફેંકી– એક નજર કે જે તે કદી પોતાના ખ્યાલમાંથી વુસારી શકયો નહીં.

## પ્રકરણ ૧૫ મું.

તેણે ધાર્યું હતું કે તેણી અજાયબી બતાવશે, મગર, દેખાઇતા હસ્તા ચહેરાએ અને શાંતીથી તેણીને તે સાંભલતાં જોઇ તે સામો પોતે અજબ થયો.

"તે ગ્રહસ્થને નીચેના રૂમમાં થોભવા કહો," નો હુકમ આપી કશાંમાં ન હોય તેમ તેણી પાછી આવી. હસ્તો દેખાવ રાખવની મુશકીલ કોશેશે તેણીનો ચેહેરો સહેજ ફીકકો પાડયો હતો.

"ત્યારે તમે મીસ કારલાઇલ સાથ અદરાયાચ ?"

"હા, બલાંશ, તું મને મુબારકબાદી આપશે ?"

"હા, ખુસ, માકરાં ખરાં દીલથી" ધીમે અવાજે તે બોલી "હું તમોને દરેક સુખ ઇચ્છુંચ, અને તેણીને પણ." અને તેણી મીઠાસથી હસી, જ્યારે અંદરખાનેથી પોતાને ઉપજતાં ઝનુનનો ખાર, ઓસ્કાર રેમંડે લખેલી તેણીના હાથમાં પકડેલી કાપલી ઉપર ખાલી થયો.

"લગ્ન જલદીજ થવાનાં હશે, હું ધારૂંચ !" તેણીએ શાંતીથી સવાલ કીધો.

"બનતાં સુધી જલદી, પણ તેનો વીચાર કરવાને હજી વખત છે. હજી તો હમે ગઇ કાલેજ અદરાયાં."

"ખરેખર! અને જો કે ગઇ રાતે તો બધાં ધારતાં હતાં કે મીસ કારલાઇલ વાયકાંઉંતેસ કલીફર્ડ થશે, કે જયારે બધો વખત તેણણના મનમાં તો કાંઉંટેસ નોરમન થવાનો થરાવ હતો !"

"બર્ટીને તો બધાં સાથે ફ્લર્ટ કરવાની આદત છે, તું જાણેચ ત તો, એટલે તે પ્રમાણે એણે ફ્લોરીસનો લાભ લીધો હશે."

"ગરીબ બર્ટી! આપણે એટલુંજ ઇચ્છીછું કે તે વતરોગે બીજું વધારે કાંઇ હોય નહીં. ગુડ-બાય, બ્રુસ," અને તેણીએ પોતાનો બરફ જેવો ઠંડો હાથ તેના હાથમાં મુકયો.

છુટકારાનો એક દમ ખેંચતાં તે પોતાની તોપી અને લાકડી લઇ ત્યાંથી ચાલતો થયો. નીચેના 'હૉલ' આગલથી પસાર થતા તેણે એક બુઢ્ઢા ગ્રહસ્થને ત્યાં ખોટી થતો બેઠેલો દીઠો. ગરદન સુધીના લાંબા સુફેદ બાલ, મોહટો કાલો ચશમો અને દીલપર નાંખેલા લાંબા 'કલોક' સાથનો તેનો દેખાવ એકાદ મ્યુઝીશીઅન અથવા વીદ્વાંન જેવો દીસ્તો હતો. લોર્ડ નોરમનનાં પસાર થતાં પગલાંનો અવાજ સાંભળી તે ફર્યો અન તેના હોઠો પર સહેજ હસ્વું ફેલાયું. લોર્ડ નોરમને અજાયબ થતાં સભ્યતાને ખાતર સહેજ તોપી ઉંચકી, અને તેવામાં તો એક ફુટમેન આવી તે બુઝર્ગ ગ્રહસ્થને લેડી બલાંરા આગળ તેડી ગયો.

દરવાજા તરફ પીઠ કરી, એકાદ બારી આગળ તેણી ઉભી રહી બહાર રસ્તા ભણી તીકતી હતી. પેલા ગ્રંહસ્થને રૂમમાં બેસાડી ફુટમેને બારણું પાછું બંધ કીધું ત્યાં સુધી તેણી તેજ હાલતમાં થોભી, અને પછી પોતાની મુલાકાતે આવનાર ગમી નજર ફેરવી. તેની પર નજર પડતાં અજાયબાની ધીમી બુમ તેણીના હોઠમાંથી નીકળી પડી.

અત્યંત રમુજ પામતાં રેમડે ચશમો કાઢી પોતાનો ચહેરો જાહેર કીધો.

"એવી રીતે વેશ બદલવાની કાંઇ જરૂર છે?" તેણીએ લગાર ધિચ્છકારથી સવાલ કીધો.

"તે તો તમેજ વીચાર કરો. હમણાંજ મને લોર્ડ નોરમન નીચે મલ્યા. હમે બંધે એકવાર મીત્ર હતા, જો કે હાલમાં કડતા

વેરી છીએ. જો તેવણુ મને ઓળખતે તો તુરત તમોને માહરે વાસ્તે ચેતવણી આપતે ને આપણો 'પ્લોટ' ઉંધો વળી જતે."

"આપણો પ્લોટ! મેં તમારા કાંઇબી પ્લોટમાં હજી બહાલી આપી નથી."

તેણે ચુંચી આંખ કરી તેણીના હાથમાં પકડેલી પેલી કાપલી તરફ આંગળી કરી.

"ત્યારે તમે માહરી ચીઠ્ઠીનો જવાબ કાંય આપ્યો, લેડી બ્લાંશ?"

તેણી એક પળ ચુપ ઉભી અને પછી ધીમે અવાજે બોલી: "ગઇ રાતે તમો બોલતા હતા કે તમે લોર્ડ નોરમન અને મીસ કારલાઇલને છુટાં પાડી શકશો."

"હા, અને હજી બી હું તેમજ કહેવા માંગુંચ."

"તમારો પ્લાન શું છે?"

"તે હું હમણાં તમોને જણાવી શકું તેમ નથી."

"ત્યારે હું તમોને શી રીતે મદદ કરી શકું?"

"એ રીતે, હાલમાં તો તમે લોર્ડ નોરમનની દરેક હીલચાલની મને ખબર આપતાં રહેજો, અને ફટકો લગાવવનો મને 'ચાન્સ' મળે તે ટકની શોધ રાખતાં રહેજો, વળી, મને એક બીજી મળતયણની પણ જરૂર છે, લેડી બ્લાંશ,"

"બીજી મળતયણ?"

"હા, અને મેં તે શોધી બી કાઢીચ, લેડી પેનહર્સ્ટની એક ફ્રેંચ દાસી છે. કાળા બાલ—"

"હા મેં તેને જોયલી છે."

"તેણીનું નામ જોઝીન છે. તેણી એક લોભી અને છાલકાં મગજની અબળા છે. મીસ કારલાઇલને તેણી ખરાં જીગરથી ધીકકારેચ. હું તેણી સાથે દોસ્તી રાખવા માંગુંચ, અને મીસ કારલાઇલની હીલચાલથી તેણી મને હંમેશ વાકેફ કરતી રહેશે, અને ટક મળતાં

આપણે ફટકો લગાવીશું. માહરો પ્લાન અરધો તો ઘડાઇ ચુકયોચ. અને જ્યારે પુરે થશે ત્યારે જણાવીશ, કે જે તમો લેડીશીપ ખચ્ચીત પસંદ કરશો."

"મને તમારી પર ભરૂસો રાખવાની ફરજ પડેચ, મી૦ રેમંડ" નીચી નજરે તેણીએ જવાબ દીધો.

"અને તેમાં તમો થાપ નહીંજ ખાશો, લેડી બ્લાંશ." તેણે ખાત્રી આપી, અને વધાર્યું, "અને હવે એક ચીજ બાકી છે. મહેરબાની કરી આજ પછી મને સીનોર પાઓલો, મ્યુઝીક શીક્ષક તરીકે પીછાણવા મહેરબાની કરજો. તમે નહીં ધારતા કે તમારૂં મ્યુઝીક સંપૂર્ણ કરવા તમારે સીનોર પાઓલો પાસે થોડાક શીક્ષણ લેવાં જોઇએ ?"

એટલું બોલતાં તેણે ત્યાં મુકેલાં મોહટા પ્યાનો ભણી પગલાં લંબાવ્યા, અને તેણીની મુંગી પરવાનગી મેળવી, ત્યાં ગોઠવેલાં સ્ટુલ પર ગોઠવાયો, અને પ્યાનાની ચાવીઓ પર પોતાના આંગલાં ફેરવ્યાં.

અજાયબી અને વખાણની ભેગી લાગણીથી તેણી તેને તપાસતી ઉભી, એક કેળવાયલા અને અથંગ મ્યુઝીશીઅનની સવળતાથી તેના લાંબા શોભતાં આંગળા તે વાજીંત્ર પર રમત કરતાં હતાં.

"તમે આવું સરસ વગાડતાં કયાં શીખ્યાં ?" પુરૂં થતાંજ તેણીએ સવાલ કીધો.

"ઘણી બાબદની સપુણ કેળવણી સેવકે લીધીચ, લેડી બ્લાંશ અને તે છતાં તમે જોશો કે મને નસીબે કશી યારી આપી નથી."

"માહરા મ્યુઝીક શીક્ષક તરીકે હું તમોને કબુલ રાખુંચ." શાંતીથી તેણીએ જણાવ્યું. "પહેલો હફતો આંગપર આપવાનો રવૈયો હશે, હું ધારૂંચ."

"જેવી યોર લેડીશીપની મરજી.હાજી. હું બી ધારૂંચ."

"થોભો." અને તેને એકલો છોડી તેણી બાજુના રૂમમાં ગઇ ત્યાં મુકેલા એક મોહટા આરસીન તખ્તા નજીક તે ગયો, અને પોતાનો ચેહરો નીહાલતાં, ખુશાલી અને ફતેહનું એક ધીમું હસવું તેના હોઠ પર ફેલાયું.

"તાહરૂં નસીબ ફર્યુંચ, બચ્ચા રેમંડ" હસ્તાં હસ્તાં તે મનસે પટપટયો, "તાહરો સેતારો બુલંદ થયોચ. હા. હવે માહરી ધારેલી મુરાદ બર આવીચ, અને આય પંખેરૂં માહરા હાથમાં સાબુત સપડાયુંચ. કીનો અને દોલત બંધે હું મેળવી શકીશ. એવું નશીબબી કાંઇ બધાંનેજ ફાળે થતું નથી, પણ તેમ બધાંનાંજ ભેજાં તાહરા જેવાં ફળદરૂપ થતાં નથી. માઈ લોર્ડ નોરમન, તમે તે દહાડે મને અપમાન કીધું હતુંની? હવે જુઓ કે તે માટે તમોને પશતાવું પડશે કે નહીં. સીનોર પાઓલો સેવક તમોને નમેચ!" અને તેણે ટકોરથી આરસી સામે નમણ કર્યું.

એવામાં બારણું ઉંઘડયુ અને લેડી બ્લાંશ પાછી ત્યાં દાખલ થઈ.

"આય લેવો" પોતાનાં હાથમાંનું કાગજ તેબલ પર મુકતાં તેણીએ કહ્યું. "અને બીજા વધારે જોઇએ તો—"

"તેની કાંઈ ફીકર નહીં, બાનુ, તે બાબત બધી પાછલથી થઈ રહેશે." તે ઉંચકતાં તેણે જવાબ દીધો. તે એક પચાસ પાંઉંડની નોટ હતી અને જે જોતાં તેની આંખ ખુશાલીથી ચમકી.

"એનો મોહટો હફતો જોઝીનને ફાલે જશે." તે વીચારવંત મનશે પટપટયો, અને પછી વધાર્યું "સાહેબજી. લેડી બ્લાંશ ખાત્રી રાખજો કે તમારા વીશવાસનો ભંગ કરવામાં આવશે નહીં."

તેજ સાંહજે, પોતાની બુઢી મમઈ બીમાર હોવાનું બહાણું કાઢી તેને મલવા જવાની રજા માગી, લુચ્ચી જોઝીન બહાર પડી, અને એક પબલીક રેસ્ટોરાં તરફ હેયું લીધું. ત્યાંની ધણીઆણી તેણીની સહી થતી હોવાથી તેણીએ એકાદ બે કલાક વાતચીતમાં

ગાળી કાઢયા. જે પછી પેલી બાઇને કાંઈ કામ પડવાથી ત્યાંથી ઉઠી ગઈ કે તુરતજ જોઝીને બારીક નજર ફેંકતાં ત્યાંથી બહાર નીકલવા માંડયું.

તેણીએ પોતાની તીક્ષણ નજર ચોપાસ ફેરવી અને એક બુઢા પુરૂષને એક તેબલ આગલ બેસી ન્યુસપેપર વાંચતો દીઠો કે તેણીની આંખો ખુશાલીથી ચમકી. તેણી તેની આગલથી પસાર થતાં તે બુઢો વાંકો વળી નમ્યો. જેનો સહેજ ડોકું હલાવી તેણીએ જવાબ કર્યો પણ જતાં એક છુપી ઇશારતની નજર તેના ભણી ફેંકી. તેણે તે જોઈ, છતાં થોડી પળ તે થોભ્યો, અને પછી ઉઠીને તેણી ગઈ હતી તે તરફ પગલાં લંબાવ્યાં.

એક એકાંત ખુણામાં તેણી થોભી હતી ત્યાં તે જઈ લાગ્યો.

"વેલ, મેડમોઝેલ?" તેણે ફ્રેંચમાં સવાલ કીધો.

"ઇંગલીશમાં બોલો. હયાં ઇંગલીશ સાંભલનારૂં કોઇ નથી."

"મેડમોઝેલ હંમેશ ઘણું ડાહપણ વાપડેચ." તેણે ઈંગલીશમાં જણાવ્યું " મેં માંગેલી ચીજ તમે લાવ્યાં કે?"

જોઝીને લુચ્ચાઇથી પોતાની કાળી આંખો તેના સામે ટેકવી.

"તમારી માંગેલી ચીજ! કોણ જાણે! છેલ્લે આપણે મલ્યાં ત્યારે તમે કાંઈ હાથ દસ્કત માહરી પાસે માંગ્યા હતા?"

"તમે તે લાવ્યાંચ કે?"

"હા."

"ઑ, મહેરબાની, ઘણીજ મોહટી મહેરબાની." હાથ લાંબો કરતાં તે બોલ્યો.

"પણ થોભો. તે કાંઇ એમ તમોને મલશે નહી."

તેણે ગજવામાંથી થોડાક સોનાના સીકકા કાઢયા અને દસ ગણીને તેબલ પર મુંકી તેપર પોતાનો હાથ ઢાંકયો.

"જુઓ," તેણે હસીને કહયું. "આપણે અદલાબદલી કરશું." "લેડી પેનહર્સ્ટ અને મીસ કારલાઇલના હાથ દસ્કતના નમુના તમે મને આપો ને આય સીકકા તમારા છે."

"પાંચ બીજા અંદર ઉમેરો. મોંસ્યો, અને આય કાગજ તમારાંજ છે."

ધીમેથી તેણે બીજા પાંચ ઉમેર્યા.

જોઝીને તે કાગજના કાપલાઓ તેને પસાર કર્યા, અને બીજા હાથે પેલા પૈસા પર તડાપ મારી. ચળકતી ચાઇ ચાઇ વાસ્તેની તેણીની અધીરતા જોતાં તે હસ્યો. અને પછી પેલી કાપલીઓ ખોલી. એક ઉપર લેડી પેનહર્સ્ટે લખેલી કાંઇ યાદી હતી, બીજી લોર્ડ નોરમનને કાંઇ તેડાંનો વાળેલા જવાબની થોડી લાઇનો હતી, જ્યારે ત્રીજી પર ફ્લોરીસના હાથના ઉતારેલા એકાદ ગાયનના ફકરા હતા.

સંભાળથી તેણે તે પોતાનાં ખીસાંને સ્વાધીન કીધા.

"ઉપકાર થયો. તમે મને પુરતો સંતોષ આપ્યોચ, મેડમોઝેલ મને જોઇતી નોંધ એ ઉપરથી—"

પણ તે અચકી ગયો, કારણ જોઝીન લુચ્ચાઇથી હસી પડી.

"એવો નાટક કરવાની કાંઈ જરૂર નથી, મોંસ્યો મારી ખાત્રી છે એના ઉપયોગની મતલબ તમારા જણાવવા કરતા ઘણી ઉંડાણ હશે. મને તેની દરકાર નથી. મમે મારી કીંમત મલી ગઇચ, અને હાલ તુરત આપણે બંન્ને સરખાં છીએ. હાલ તુરતજ, કારણ હું ભુલતી નહી હોવું તો થોડા વખતમાં મોંસ્યોને માહરી સેવાની જરૂર પડશે."

"મેડમોઝેલ ઘણાં ચબરાક છે." તે ઠાવકેપણે બોલ્યો. "હા કદાચ પડશે અને ત્યારે મેડમોઝેલ પોતાની કીંમતી મદદ મને આપી શકશે?"

"હું તે તમોને વેચીશ, મોસ્યો." પકકાઇથી તેણીએ જવાબ દીધો.

"પણ તે બધું એકનું એકજ છે." અને એટલું બોલી, તેણીને નમન કરી તે ત્યાંથી ચાલતો થયો.

"ચબરાક!" તેને જતો જોતાં તેણી મનશે પટપટી. "એક બુઢા ગ્રહસ્થ માટે મોંસ્યોની આંખ ઘણી તેજી છે, અને હાથ પણ એક બી કરચલી વનાના અને શોભાઇતા છે તે જોવાને કાંઇ ઘણી ચબરાકી જોઇતી નથી! બાહ! મોંસ્યોની ઉમર પચીસથી સહેજબી વધુ નથી લાગતી." અને તેણી તુચ્છકારથી હશી

## પ્રકરણ ૧૬ મું.

લીંચવાલાંઓ ઇંગ્લાંડની ઉંચી સોસાયટીમાં ઘણાં પંકાયલાં હતાં.

સર જોસફ શરૂઆતમાં એક નાહની વેપારી પહેડીમાં નોકર તરીકે રહયો હતો, અને વખત જતે કુદકે અને ભુસ્કે વધ્યો જઇ હાલમાં ઘણુજ આગેવાન અને શ્રીમંત શહેરીઓની સંઘમાં આવી ગયો હતો, તેણે બજાવેલાં મોહટાં કામોની સરકારે પણ કદર બુજી તેને ઉમરાવપદની બક્ષેસ કરી હતી.

સ્કોટલાંડમાં તેઓની 'એલીફી' નામની એક ગંજાવર મીલકત હતી, જે આખાં સ્કોટલાંડમાં ઘણીજ વખણાયલી હતી, જે પાછળથી સર જોસફ લીંચે પાછી મરામત કરાવી અંદર ઘણા સુધારા વધારા સાથે એક બાદશાહી મહેલ જેવી બનાવી દીધી હતી.

તે મીલકતની આસપાસ હઝારો એકરો જેટલી લમ્બી જમીન તેની પોતાની હતી, જ્યાં શેકાર માટે વીશાળ જંગલો, તથા માછલાં પકડવા માટે નાહના ઝરાઓ વીગેરે રમત ગમતની પણ દરેક સગવડ હતી.

દર સાલે તે લોક ત્યાં થોડાક મહીના મુલાકાત આપતાં જે વખતે બડેખાં પહરેણાંથી તે મોહટો મહેલ ગાજી રહેતો. આ વરશે ત્યાં મળેલી પાર્ટી ખાસ લોર્ડ નોરમનના અદરાવાના માનમાં મલી હતી, કારણ ખ્રુસ સર જોસફનો ઘણો માનીતો હતો. આય વખત પહરેણાંઓ ખાસ ચુંટી ચુંટીને બોલાવવામાં આવ્યાં હતાં, જેમાં ખાસ કરી ભવીષ્યની કાંઉટેસ ઓફ નોરમનની પધરામણીને વાસ્તે તે ભલું જોડું ઘણું આતુર હતું. એક ટુંક મુસાફરી પછી ખ્રુસ વાળી પાર્ટી ત્યાંના સ્ટેશનપર આવી પુગી, જ્યાં સર જોસફની ભપકાબંધ ગાડી તેઓને લેવા ખોટી હતી.

બંગલાના વીશાળ પોર્ટીકોમાં પુગતાંજ સર જોસફ પોતાના પહરેણાંઓને આવકાર આપવા બહાર દોડી આવ્યો.

"હું તમોને જોઇને અત્યંત ખુશી છું." બાનુઓને હાથ આપીને ઉતારતાં હસતે ચહેરે સહેજ નમીને તે બોલ્યો, "લોર્ડ નોરમન, હું ઉમેદ કરૂંચ કે બાનુઓ થાકી ગયા નહીં હશે. લેડી પેનહર્સ્ટ, તમે અમોને ઘણું માન આપ્યુંચ; મીસ કારલાઇલ, લેડી લીંચ તમોને મલવા ઘણાં આતુર છે." અને બધે બાનુઓને હાથ આપી ત અંદર લઈ ગયો.

ત્યાં તેઓને લેડી લીંચ મલી. તે એક બેઠી બાંધણીની, પણ હસતા ચહેરાની માયાળુ દેખાવની બાનુ હતી. તેણીએ પણ તેટલાજ હરખથી તેઓને આવકાર આપ્યો.

"અને મીસ કારલાઇલ કે?" ફલોરીસનો હાથ હેતથી પકડતાં તેણી બોલી. "હું તમોને જોઇ ઘણી ખુશી છું, લોડ નોરમન હમારા ઘણા જુના ફ્રેંડ થાયચ. હું ઇચ્છુંચ કે હયાં તમોને ઘણું ગમશે. હમો તમોને દરેક રીતે સુખ અને સગવડ આપવાને બનતુ કરશું."

ફલોરીસની આંખમાં આભારનાંઆંસુ આવ્યાં, તેણીએ પ્યારથી તે ભલી બાનુનો હાથ દાબ્યો.

"તમો બધાં માહરી પર કેટલાં બધાં મહેરબાન છેવા ! માહરી ખાત્રી છે, લેડી લીંચ, કે મને હયાં ઘણુંજ ગમશે."

"થેંકયું, ડીઅર, અને હવે તમે લોક જરા ફરાગાત થવા તમારા રૂમમાં જશો ?"

થોડે વારે જ્યારે ફ્લોરીસ અને લેડી બેટી ડ્રોઇંગ રૂમમાં પાછા ફર્યા, ત્યારે તેઓની આસપાસ મોહડું મેજરૂ ફરી વળ્યું. સર્વેની ખાત્રી થઈ ગઈ હતી કે આય સીજનમાં ફ્લોરીસ "સોસાયટીની રાણી" થનાર હતી, એટલે સર્વે કોઇ તેણીને ખુશી કરવા અને પડયો બોલ ઉપાડી લેવા આતુર જણાતાં.

એક છેડેથી તેઓ જેવાં ડ્રોઇંગ રૂમમાં દાખલ થયાં કે બીજી થોડીક પળોમાં બીજે છેડેથી લેડી બ્લાંશ દાખલ થઇ. તેણી હંમેશ મુજબ ઘણી તજુમલથી ઉમદા પોશાકમાં સજ્જ થઇ હતી, અને કેટલાંકોની નજર વખાણથી તેણી ભણી ટીકાઇ.

બચ્ચાં સહી નીર્દોશ તે સાથે મીઠાસથી હસ્તી, તેણી સીધ્ધી ફ્લોરીસ ભણી ચાલી આવી, અને તેણીના ગાલ પર કીસ લીધી.

"હું તમોને જોઇ ઘણીજ ખુશી થઇ." તેણી ધીમેથી બોલી, "હમે બધાં ઘણાજ આતુરતાથી તમારા આવવાની રાહ જોતાં હતાં.

તેઓ જમવાની તેબલપર બન્ને એકમેકની સામુ બેઠાં હતાં, અને ફ્લોરીસે જોયું કે લેડી બ્લાંશને તેણીએ પહેલ વહેલી નાટકમાં જોઇ તેના કરતાં સહેજ લેવાયલી અને કોહેલી લાગતી હતી. તેણીની આંખ વારંવાર વીચારવંત લાગતી અને તેણીનું હસ્વું વટીક કુદરતી નહી હતું એવું તેણીને લાગ્યું.

જમતાં જમતાં પોતાની પાસે બેઠેલા લોર્ડ નોરમન સાથ વાત કરતાં તેણીએ એકાએક ઉપર નજર કીધી, અને લેડી બ્લાંશને એકચીતે પોતા તરફ ટીકતી તેણીએ જોઇ.

લેડી બ્લાંશની આંખમાં તે વેલાએ એવું કાંઇ હતું કે તેણીને

જરા થઇને ગમ્યું નહીં, અને જો કે તેણીની નજર એક થતાં લેડી બ્લાંશ મીઠાસથી હસી છતાં ફ્લોરીસ તે દેખાવ ભુલી નહીં.

એક બીજાએ બી તે દેખાવ જોયો અને તે લેડી બેટી હતી. ડ્રોઇંગ રૂમમાં પાછાં ફરતાં તેણી ફ્લોરીસના કાનમાં બબડી.

"આજે બ્લાંશ કાંઈ વીચીત્ર લાગતી હતી!"

"વીચીત્ર ?"

"હા." એકાદ 'સેટી' પર બેઠક લેતાં તેણી બોલી. "આજના જેવો દેખાવ એની આંખમાં મેં કદી નહીં જોયો'તો. મને લાગેચ કે એ કાંઇબી ઉંડા પાણીમાં ફરેચ."

"તમે લેડી બ્લાંશને ગેરઈનસાફ કરોચ." ફ્લોરીસે તેણીની તરફ કરી, "તમોને એવણ ગમતાં નથી. તેથી–"

"નહીં, હમોને રાસ આવતીજ નથી," લેડી બેટીએ કબુલ કીધું. "મને હમેશ એની ઉપર વ્હેમ આવેચ. પણ એ કરી તો બી શું શકવાની છે ?" તેણીએ સધ્યારો લીધો.

"ખચ્ચીતજ કાંઇજ નહીં." ફ્લોરીસ હસી, અને એવામાં તો તેઓની વાર્તાનું મુળ, લેડી બ્લાંશનેજ ત્યાં આવતી જોઈ તે બંધે ચુપ થઈ ગયાં.

તેણીએ ફ્લોરીસ પર ઘણાંજ ધરાંપરાં કર્યાં. અને ફ્લોરીસને અગર જો કાંઇ વહેમ કે વસવસો કદાપી ઉતપન બી થયો હોવ તો તે તેણીની આવી વર્તણુંકથી સમુંળગો નાશ પામયો અને બ્લાંશના મીઠાં હસ્વાથી તે જલદીથીજ તેણીની બેરડુમાં મનાઈ ગઈ.

"એ તમે બેઉ શું તાહેલાં મારોચ ?" થોડે વારે લોર્ડ નોરમન ત્યાં આવી લાગતાં તેણે સવાલ કીધો.

"હમે કાંઈ એવી સરસ વાતમાં રોકાઇ ગયાં'તાં કે તમોને તો ભુલીજ ગયલાં," બ્લાંશે હસીને જવાબ દીધો.

"વારૂં ત્યારે હું પાછો જાઉંચ," તે બોલ્યો.

"નહીં તેમ કરવાની કાંઇ જરૂર નથી, તમે હયાં બેસીને ફ્લોરીસ સાથ વાત કરો, હું જરા પ્યાનો વગાડુંચ." અને લેડી બ્લાંશ ત્યાંથી ઉઠી ગઇ.

"હયાં ઘણું ગરમ લાગેચ." એકલાં પડતાં તે બોલ્યો. "ચાલ આપણે કોનઝરવેટરીમાં જઇએ. ત્યાંબી આપણને બ્લાંશનુ મ્યુઝીક સમજાશે." અને તેઓ હાથમા હાથ ભેરવી બગીચામાં ઉતર્યાં.

ગરમ દેશનાં ફુલો જાળવવા સારૂ સર જોસફે બગીચામાં એક મોહતું કાચનું "હોટ હાઉસ" બનાવ્યું હતું જ્યાં રંગબેરંગી ફુલોનાં કુડાંઓ ગોઠવ્યાં હતાં અને ઠેકાણે ઠેકાણે બેસવાની જગ્યા કરી પુટલાંઓ ગોઠવ્યાં હતાં

ખુબસુરતીની દેવી વીનસનાં ઉત્તમ કારીગીરીથી બનાવેલાં પુતળાં નજીકની એક બેઠક ઉપર બેસી તાહેલાંમાં તેઓએ કેટલોક વખત ગુમાવ્યો તે તેમાંના એકનેબી માલમ પડયું નહીં. તેઓ એમ બેઠાં હતાં ત્યારે નજીકમાં કાંઇ બારી ઉઘાડવાની કોઇ કોશેશ કરતું હોય તેવો અવાજ ફ્લોરીસને આવ્યો પણ તે ઉપર તેણીએ ઝાઝું ધ્યાન આપ્યું નહીં.

"આય એકદમ પવનનો ઝપાટો કયાંથી આવેચ" થોડે વારે લોર્ડ નોરમનનું ધ્યાન ખેંચતા તેણે સવાલ કીધો. "કોઇએ બારી ઉઘાડીચ."

તે તુરત ઉઠયો અને થોડાંક પગલાં આગલ જતાં જોઝીનને ત્યાં ઉભેલી જોઇ. તેણી ફીકકી અને ગભરાયલી દીસ્તી હતી. કાંઇ ગુનાહ કરતી પકડાઇ આવી હોય એવો તેણીનો દેખાવ જોતાં ફ્લોરીસ સહેજ અજબ થઇ.

"તું હયાં શું કરતી હતી?" તેણે દહરવનારા અવાજે પુછ્યું.

"પારડન, મીલોર્ડ, હું રસ્તો ભુલીને આય તરફ આવી લાગી."

"રસ્તો ભુલી ગઇ? તું કયાં જતી હતી, ત્યારે?"

ને ગભરાઇ ગુંચવાઇ ગઇ. તેણીએ તો વકકી રાખી હતી કે લોડ નોરમન બીજા એકખી સવાલ વગર તેને નજરથી દુર થવાનોજ હુકમ ફરમાવશે.

“મીલાડીનાં રૂમમાં જતી હતી, મીલોડ” હીંમત એકઠી કરતાં તે બોલી.

“તાહરાં શેઠાંણીના રૂમમાં?” તે અચરત થયો, “ત્યારે હવાં તું શું કરતી હતી?”

પણ એ અરસામાં લુચ્ચી જોઝીને પુરતી હીંમત એકઠી કરી લીધી હતી.

“પારડન, મીલોર્ડ, હર લેડી શીપને વાસ્તે એક કાગજ હતું તે આપવાની હું તક જોતી હતી. તેટલાં તે પડી ગયું, ને હું શોધતી આ તરફ આવી લાગી.” જમીન ઉપર આમ તેમ નજર દોડાવતાં ગભરાતમાં તેણીએ જવાબ દીધો. “હા, ખરેખર તે ગુમાઇ ગયુંચ.”

“જો, જઇને શોધી કાઢ,” દરવાજાભણી આંગળી કરતાં તેણે ફરમાવ્યું. “આ બારણાંમાંથી સીદ્ધી જા, ત્યાં તુંને હોલમાં દાખલ થવાનો રસ્તો મળશે, અને ત્યાંથી કોઇ નોકર તુંને રસ્તો બતલાવશે ને ફરીથી હુકમ વગર આ જગ્યા પર પગ મુકતી ના.”

“હા, મીલોર્ડ” તેણી બબડી, અને શરમથી હોય તે મીસાલ વાંકી મુડીએ ત્યાંથી બહાર પડી.

થોડેક વારે તે બંધે અંદર જવા ફર્યાં. બહાર નીકળતાં, ફ્લોરીસની નજર એક ખુણામાં પડેલી કાંઇ સફેદ ચીજપર પડી.

“પેલું શું છે, ભ્રુસ” તેણીએ પુછ્યું, અને લોર્ડ નોરમને વાંકો વળી તે ઉંચકી લીધું.

‘કાંઇ બીડેલું કાગજ છે.” વધારે ઉજાસમાં લઇ જતાં તે બોલ્યો. “તે ઉપર એદરેસ:—”

"લેડી બેટીનું છે કે?" તેણી તુરત વચ્ચે પડી. "પ્રુસ, કબુલ કરો કે તમે બીચારી જોઝીનને ગેરઇનસાફ કરોચ."

"એ પર તો લેડી બ્લાંશ સીમુરનું નામ છે."

"ખરેખર? કેવો અજબ સંજોગ પ્રુસ, કે જોઝીને લેડી બેટીનું કાગજ ગુમાવ્યું ને તેજ જગ્ગેથી તમોને લેડી બ્લાંશનું કાગજ મલી આવ્યું?" તેણી અજબ થતાં બોલી.

"હા," વીચારવંત અદાએ તેણે જવાબ દીધો. "ઘણું અજબ જેવું છે કે મને આય અક્ષર જાણીતા લાગેચ, પણ કોણના તે ધ્યાન આવતું નહીં."

"આય તો તપાલનું કાગજ છે, પ્રુસ" ફ્લોરીસ તે પર મારેલો 'સ્તામ્પ' જોઇને હસી, "આપણેણી કોઇનાં કાગજની કેટલી ખણખોડ કરીએચ. એ કાંઇ સારી વાત નહીં. ચાલો, લેડી બ્લાંશને આપી દઇએ."

તેણે વીચારવંત અદાએ તે કાંગજ ગજવાંને સ્વાધીન કીધું.

"નહીં, મને હજી યાદ નહીં આવતું, અક્ષર કે જે મને ઘણાજ જાણીતા લાગેચ. ફ્લોરાસ" તેણે એકાએક વીચાર આવતાં સવાલ કીધો. "તું નહીં ધારતી વારૂં કે જોઝીને ગુમાવેલું કાગજ આયજ હોવું જોઇએ?"

"નહીં, તે તો લેડી બેટીનું કહેતી હતી."

"મને તે છોકરી પર ભરૂસો નથી." તેણે ડોકયું ધુણાવતાં જણાવ્યું, "ચાલ, આપણે બ્લાંશને પુછીએ."

ડ્રોઇંગરૂમને એક છેડે, જવાનીઆઓનાં તોળાંની વચ્ચે, એક ખુરસી પર અઢેલાઇને બેઠેલી તેઓએ લેડી બ્લાંશને જોઇ. ત્યાં ચાલતી વાતચીત ઉપર યા મ્યુઝીક ઉપર તેણીનું બીલકુલ ધ્યાન નહીં લાગતું હોય તેમ પોતાના વીચારોમાંજ તેણી મશગુલ જણાતી. ફ્લોરીસે ધીમેથી પ્રુસનો હાથ દાબ્યો.

"એ કેટલી બધી ખુબસુરત છે, પ્રુસ!" તેણી બોલી.

"કોણ, બ્લાંશ ? અં. હા !"

"ઘણીજ ખુબસુરત." તેણી પાછું બબડી. "હું ધારૂંચ મે આજ સુધી એના કરતાં સરસ બીજી ખુબસુરતી જોઇ નથી. નહીં જા બા. તમે માહરી મશકેરી કરોચ." તેણી શરમથી લાલ થતાં બોલી "કારણ લેડી બ્લાંશ કરતાં વધારે સરસ ખુબસુરતી પોતાની બાજુમાં હોવાનું તે કાંઇક તેણીના કાનમાં બબડયો, "જોએોની, બધા કેવા એને વળગ્યાચ. જાણે એક શહેનશાહબાનુ હોય તેવો એનો દમામ છે. હું બી મરદ હતે તો જરૂર એનાથી લલચાતે." અને તે હસી.

લોર્ડ નોરમન, ખરે મને, હસ્યો. પોતાની ખુબસુરત પ્રીયાના પ્યારમાં તે હાલમાં એટલો સુખી હતો કે બીજી કશાંની તેને પરવાહ હતી નહીં.

તેઓ તેણીની નજદીક ગયા, કે તેણી ઉપર જોઇને તે સહેજ હસી.

" માહરી પાસે તાહરૂં કાંઇ છે, બ્લાંશ," લોર્ડ નોરમન બોલ્યો.

એ અરસામાં ત્યાં બેઠેલા બધા જવાન્યા એકેક પછી ઉઠી ગયા હતા, અને તેઓ ત્રણડે એકલાં પડયાં.

"શું છે? હું વારંવાર બ્રેસલેટ કે કાંઇ જણસ ગુંમાવુંચ. મને આપો, બ્રુસ,"

"જણસ નથી. કાંઇ બીજ્વુંજ છે." અને તેણે પેલું કાગજ તેણી સામે ધર્યું. અજાયબીથી તેણીએ તેના સામું જોયું.

"એ કયાંથી આવ્યું ? તમારી પાસે કેમ આવ્યું?"

બ્રુસે ફલોરીસનો હાથ દાબી તેણીને ખુલાસો કરતી અટકાવી કે જ્યારે બ્લાંશે તળે ઉપર કરી તે કાગજની તપાસ લીધી.

"તે હું શું જાણું ? ખોલીને જોની."

"હું ખોલું ?" તેણીએ ફ્લોરીસને પુછ્યું.

"જરૂરજ. હમે પોતેબી જાણવા આતુર છીએ." લોડ નોરમનેજ ફ્લોરીસ તરફથીજ જવાબ દીધો.

"અગર જો કાંઇ બીલ હશે તો તમે ચુકવવાનું માથે લેશો?" ખોલતાં ખોલતાં તેણી હસીને બોલી. "તમે—" પણ તેણી એકાએક અચકી ગઇ. તેના ચહેરા પર ઘેરો રતાશ ધાઇ આવ્યો ને બીજી પળે પાછી તેણી ફીકકી પડી ગઈ.

ફ્લોરીસ ઘણીજ અજબ થઇ.

"કાંઇ ખરાબ ખબર છે, બ્લાંશ ?" લોર્ડ નોરમને ગંભીરતાથી પુછ્યું.

"ખરાબ ખબર? નહીં, એમ ધારવાનું શું કારણ?" હસ્વાની કોશેશ કરતાં તેણીએ જવાબ દીધો. "એક બીલ છે, પણ એટલો મોહટો આંકડો છે કે તે જોતાં હું પોતા સાથ મનમાં ઘણીજ ગુસ્સે થઇ. હું ઇચ્છુંચ કે તમે ચુકવવાનું માથે લીધું હતે!" અને દેખાઇતી બેદરકારીથી તેણીએ ખોળામાં પડવા દીધું, જ્યારે ખસુસ રીતે તો તેની કોરી બાજુંજ ઉપર રાખવાની તેણીએ સંભાલ રાખી હતી. એજ પળે મોહટા ધમધમાતના છેલ્લા 'કોડ' સાથ મ્યુઝીક બંધ થયું કે લોકોની ગડબડ જારી થઇ. લોર્ડ બ્રુસને કોઇએ કાંઇ સવાલ કરવાથી તેનું ધ્યાન લેડી બ્લાંશ પરથી હટી ગયું, જ્યારે બીજી બે મીનીટે પાછું ધ્યાન થતાં તેણે ત્યાં નજર કાધી તો લેડી બ્લાંશ ત્યાંથી જતી રહેલી જણાઇ. ને તે દીવસે ફરી પાછી જણાઇજ નહીં,

પોતાના ઓરડાંનાં એકાંતમાં બારણું સંભાલથી બંધ કરીને ઉશકેરાયલે જીગરે તે કાપલી તેણે પાછી ને પાછી વાંચી.

"આવતી કાલે સહવારે અગીયાર વાગતે પાસેનાં જંગલમાં પુંલની બાજુના ભાગમાં મને મળજો." તે ચીઠ્ઠીમાં લખાયલું હતું.

કોઇનીબી સહી તે પર ન હતી, છતાં તેણીએ ઓસ્કાર રેમંડના હરફ તુરત ઓળખ્યા. તેણીએ ગુસ્સાથી ભવાં ચહડાવ્યાં અને તે લખનારને પોતાના હાથમાં કચડી નાંખવા માંગતી હોય તેમ તે ચીઠ્ઠીનો ઝનુનથી ડુચો કર્યો.

"હું જાણે તેની ગુલામ હોવું તેમ તે મને હુકમ ફરમાવેચ." ઝનુનથી દાંત પીસતાં તે બબડી, "બેશરમ કમીનો! અને તે છતા-એ વગર છુટકોજ નથી. ઓ, હું તેણીને કેવી ધીકકારૂંચ! એ જો તેણીને ખુસથી છુટી કરે તો હું એ બધાં અપમાન ખમવા તૈયાર છું. તેણીનું સુખ મને ઘેલી કરી મુકેચ! હું એ જેટલું માહરે ખાતર કરૂંચ તેટલું ખુસનાબી લાભને ખાતર કરૂચ. તે બીચારો જલદીથીજ—એકાદ મહીનામાંજ—એનાથી કંટાળી જશે, જ્યારે હું તો માહરા અથાગ પ્યારથી તેને જીંદગી સુધી પકડી રાખીશ. પ્યાર! અરે ખુદા તેણે મને કેવા ઉંડા ગારમાં સપડાવીચ!"

બીજી સહવાર માટે સર જોસફે એક સીકાર પાર્ટી ઉભી કીધી હતી, જેમાં લેડી બ્લાંશે જોડાવાનું કબુલ કીધું હતું, પણ સહવારે તેણીએ પોતાની 'મેડ' પાસ માથું દુઃખવાનું બહાણું કાઢી ના કહેવડાવ્યું, અને નાસ્તો ખાવા વરીક નીચે ઉતરી નહીં.

દશ વાગે તે પાર્ટી બંગલામાંથી બહાર પડી, અને લેડી બ્લાંશે ખબર કાઢતાં જાણ્યું કે લોર્ડ નોરમન તેઓ સાથ ગયો હતો, જ્યારે ફલોરીસ લેડી બેટી સાથ ઘરમાંજ રહી હતી.

થોડાબી કલાક તે બે જણાં છુટાં પડયાં હતાં તે વીચારથી તેણીને થોડોક સતોષ થયો, અને પોતાનું કામ પાર પાડવાની એક આગાહી લઇ ખુશી થતાં તે કપડાં બદલવા લાગી. પોતાનું દુઃખતું માથું નરમ પાડવા તેણી જરા 'વોક' લઇ આવવા જતી હતી એવું દાસીને જણાવી તેણી ત્યાંથી બહાર પડી.

ઝાડી ઝાંખરાં વચ્ચેની એક ઘણી સુંદર જગ્યા રેમંડે પસંદ કીધી હતી, કે જ્યાંથી આખો રસ્તો એટલા લાંબા છેટા સુધી દીસતો

હતો. કે કોઈબી આવી લાગે તો વગેસગે થઈ જવાનો તે લોકને પુરતો વખત મલે.

પુલની નઝદીક તેણી જઇ પુગી ત્યારે અગીઆર વાગવા આવ્યા હતા. ફરવાનાં ઓહાં તરીકે એકાદ ચોપડી તેણી પોતા સાથ લાવી હતી, જે ઉઘાડી એક ઝાડ હેઠલ તેણી રાહ જોતી બેઠી.

ઓસકાર રેમંડની કાંઇ નામ નીશાન ત્યાં જણાઇ નહીં, મગર તેણી બેઠી હતી. તેની બાજુમાંજ એક ઘરડો ખેડુત જમીન પર લાકડીઓ વીનવામાં રોકાયલો તેણીએ જોયો. અરધો કલાક થઈ ગયો એટલે વગર છુટકારાનો દમ ખેંચી તેણી પાછી જવા ઉઠી, જેવામાં પેલો ડોસો તેણીની લગોલગથી પસાર થઇ એક વાર ફરી પાછો તેણીની સામે ઉભો અને ટોપી હાથમાં પકડી તેણી સામે ટીકવા લાગ્યો

લેડી ગ્લાશને ભીક્ષા આપવા પોતાની પર્સ ખોલતી જોતાં તે હસી પડયો. તેના ઠઠાભર્યા હસવાથી તેણીએ ચોંકીને તેના તરફ જોયું.

"તમે છેઓ કે?"

"હા અને તમે જો મને ઓળખયો નહીં, તો કોઇ બીજાથી મને ઓળખાઈ જવાની હવે જરાબી ફીકર નથી."

ફતેહથી હસ્તાં તેણે જવાબ દીધો.

"મને હયાં કાંય બોલાવી? કાંઇ જરૂરનું છે?"

"ઘણુંજ, નહીં તો હું ધકેલા ખાનો હયાં વેર ઘસડાઇ નહીં આવતે. દરેક ચીજ ઘણા અચ્છા રાહ પર આવતી જાયચ, અને આપણા નાહના નાટકને અનુસરતી સગવડ મલની જાયચ. હું માહરી યુક્તિ તમોને તમામ જણાવુચ કે તમોને સહમજ પડે.

"તમારી યુક્તિ! એટલે કે તમે હવે નદન તૈયાર—"

"તદન તૈઆર છુ" તે શાંતીથી બોલ્યો. "પણ આપણે જરા વધારે ગીચ્ચ બાગમાં જશું તો ઠીક." અને તેણીને જંગલના વ-

ધારે અંદરના ભાગમાં લઈ ગયો, અને એક પાળ પર તેણીને બેસવાની ઇસારત કરી અને પોતે એક ઝાડને અઢેલીને ઉભો,

"આપણે ઘણી સંભાળથી રાખવી જોઇએ, માહરાં લેડી" તેણે શરૂ કર્યું. ગઈ રાતે માહરી જાસુસ લોર્ડ નોરમનને હાથે પકડાઇ ગઇ. તેને વહેમ ગયો, અને તેમાં નવાઇ જેવું કાંઈ નથી. ફ્રેંચ અમીરાંઓ એટલાં ખણખોદવારાં આવેચ કે આપણને બીહવાનું થાયચ,"

"ત્યારે જોઝીન પાસે તમે કાગજ મોકલ્યું હતું?

"હા અને તેણીએ તે ગુમાવી નાખ્યું. જે લોર્ડ નોરમનના હાથમાં ગયું. ઘણો જોખમ ભરેલો મામલો, આપણે જ્યારે બધું તમામ કરવા પર આવ્યાચ ત્યારે તેણીની મુર્ખાઇથી તદન ફસી જવાનું થતે."

"બધુ તમામ કરવા પર" ફીકકી પડતાં તેણીએ પડઘા કીધા.

"હા," ફતેહની એક નજર તેણી પર ફેંકતાં તે બોલ્યો. "બધો તાગડો રચાઇ રહયોચ. ફકત એક નાહની જેવી ટક મલવાનીજ ખોટી છે અને પછી, મને માહરૂં વેર મળી જશે, અને તમોને લેડી બ્લાંશ તમોને બી જોઇતી મજાહ પુરી પડશે."

"મને બરાબર બધું કહો." અધીરતાની તાપથી તપતાં તે બોલી.

"ઘણી ખુશી સાથ, લેડી બ્લાંશ, હું ખાત્રી આપું છું કે આય અથવાડયું પુરૂં થતાં આપણું ધારેલું કામ ફતેહમદ થશે, અને હું માહરો બદલો લેવા આવીશ!"

## પ્રકરણ ૧૭ મું.

"અને ત્યારે હવે આપણે તેના ભાગપર પર આવીશું કે જ્યાંથી આપણી નાનકડી કથાનું મંડાણ શરૂ થાય છે." અને તેણીના કાનપર

પડી ધીરજ અને સંભાલથી તે બે વ્હાલાંઓને વીયેગ કરાવનારાં શરમભરેલાં કાવત્રાંની યોજના તુલોતવીલ રજુ કરી.

તેણી તે સમજતી ગઇ, તેમ તેમ વધુ અને વધુ ફીકકી પડતી ગઇ. પોતાની હુશીઆરી પર પોતેનેજ ખુશી થતાં, એક મગરૂરીભર્યા હસવાં સાથ, જેવું તેણે બોલવું પુરૂં કર્યું કે એક ધીમી ધ્રુજરી તેણીનાં બદનમાંથી પસાર થઈ ગઇ, અને તેણી કમકમીને તેની બાજુમાંથી ખસી ગઈ,

"ઘણોજ અસરકારક પ્લાન છે. નહીં, માહરાં લેડી?"

"શેહતાન્યત ભરેલો!" તેણી બબડી.

પણ તે છતાં તેણી ત્યાંથી ઉઠી ગઇ નહીં. બંધે હાથ એક મેકમાં ભેરવી, બીડેલા હોથો વચ્ચે તેણી વીચાર કરતી થોડીક પળ ત્યાંજ થોભી.

"જો—જો એ પ્લાન ઉંધો વળે તો," અત્યંત ધીમે અવાજે તેણી બબડી, "તો શરમથી માહરૂં મોહત થઇ જશે. હું કદી મોંહ ઉંચકી કોઈની સામુ જોઇ શકીશ નહીં. ખચ્ચીત, માહરૂં મોહત થઈ જશે."

"પણ એ પ્લાન છેજ એટલો બધો સરસ કે ઉંધો વળવાની ધાસ્તીજ નથી." તેણે ભરૂસાથી ભાર મુકી જણાવ્યું. "જો દરેક જણ પોતાનો ભાગ સંભાલથી ભજવે તો ફેલ જેવું જરાબી નથી. હું માહરો ભાગ પુર ફતેહથી ભજવી શકીશ, અને તમો બાનુનો ભાગ પણ માહરી ખાત્રી છે કે તમોને ઘણો બધબેસ્તો થઇ પડશે."

શરમથી તેણીનો ચેહેરો લાલ થઈ ગયો, અને વળી પાછો બીજી પળે તે પર ફીકાસ પંથરાયો.

"પણ જેઝીન છેની?" એક પળની ચુપકીદી પછી તેણી બોલી. "તેણી પર તમોને ભરૂસો છે. તમે એને વેચાતી લીધીચ,

પણ બીજી તરફથી વધારે લાંચ મલતાં એના જેવીને ધળી જતાં વાર કેટલી ?"

તે હસ્યો.

"બનવા જોગ છે. પણ જોઝીન માહરા હાથમાં બીજી રીતેબી દબાયલી છે. તેણીએ એક વખત પોતાની શેઠાણીનાં કાંઇ કાગજો ચોરવાની મુર્ખાંઇ કરી હતી, જે કાગજો માહરી પાસે છે. વલી હું ભુલતો નહીં હોવું તો, તે સાથે બીજી કાંઇ નાહની જણસોબી ગુમ થઇ હતી, જે મેં જોઝીનને કોઇકવાર પહેરતાં જોઇ હતી. માહરા તરફથી ફકત એકજ શબ્દ નીકળે તો તેણીને નામાશીમાં ડુબાડવા બસ છે. બીજું એ કે, જોઝીન મીસ કારલાઇલને ખરાં જીગરથી ધીકકારેચ, મને એની પર પુરતો ભરૂસો છે."

"એક હલકા નોકરની દયા પર બધો આધાર છે !" કડવાસથી લેડી બલાંશ બબડી.

"આપણે બધાંજ કોઇ કોઇની દયા પર છીએ. દાખલા તરીકે લોર્ડ નોરમન આપણી દયા પર છે. પણ તમે બીહીવોચ, માહરાં લેડી ?" તુચ્છકારથી હસતાં તેણે પુછ્યું. "તેમ હોય તો કબુલ કરો, ને આપણે એ વાતથી હાથ ઉઠાવ્યે. એમબી તો, ખાસ કરીને, લોડ નોરમન અને મીસ કારલાઇલનાં લગ્નથી જેટલું તમોને ખોહવાનુ છે તેટલું મને નહીં—"

"હું બ્હીતી નથી." મગરૂરીથી માથું ઉંચકતાં તેણી બોલી. "ફકત નીશફળતા નહીં મળે તેની ચેતવણી રાખવા હું આતુર છું. નીશફળતા કે જે માહરે માટે નામોશીના ઉંડા ગારમાં ગરક થવા બરાબર છે." અને એ બોલતાં તેણીના ફીકકા હોઠ ધ્રુજ્યા.

"નીશફળતા બાબે વીચાર કરવાનું માહરૂં કામ છે. તમે ખાત્રાં રાખો, લેડી બલાંશ, કે કાચે પાયે કામ કરનાર હું આસામી નથી. તમારા ધારવા કરતાં બી વધારે સરસ રીતે તે પાર પડશે."

તેણી હવે જવા ઉઠી, અને તે લાકડી એકઠી કરવા જમીન પર વાંકો વળ્યો.

"તમે જોઝીનને, અત્રે મોકલશો, માહરાં લેડી? તેણે કહયું. "આજે રાતે તમારા બાલમાં ખોસવા જંગલમાંથી થોડાંક ફુલ વીણી લાવવા મોકલજો. હું તેણી માટે ખોટી રહીશ. અને હું એક બીજી સુચના કરવાની રજા લઉં?"

તેણીએ ડોકી ધુણાવી હા પાડી.

"હું તમારી જગ્યે હોવું તો એકાદ વીંટી બુટી કે એક એવું કાંઇ તેણીને આપું. એવી ચીજનો તેને ઘણો મોહ છે, જેથી આપણું કામ વધારે આસાનીથી પાર પાડશે,"

"ફરીથી કાંઇ બી ચીઠ્ઠી માહરી પર મોકલતા ના. કાંઇબી હોય તે જોઝીન પાસે મોહડે મોહડું કહેવડાવજો." જતાં જતાં તેણીએ ચેતવણી આપી.

તેણી બંગલા આગળ પહોંચી કે લેડી પેનહર્સ્ટ અને બીજાં થોડાં જણાંને 'પોરટીકો'ની તેરેસ પર ઉભેલાં તેણીએ જોયાં.

"કાંય, તું કયાં ગઇ'તી, બ્લાંશ." લેડી પેનહર્સ્ટે પુછયું.

બધી આંખો તેણી ભણી ટીકાયલી હતી, જે જોઈ એક પળ તેણીના ચહેરાએ રતાશ પકડયો, અને તેણીને લાગ્યું કે તે ચુગલીખોર રતાશથી તે બધાઓ આગળ તેણીનો ભેદ ખુલ્લો થયો હશે.

"જંગલમાં જરા 'વોક' લેતી હતી." હીંમતથી કાબુ મેળવતાં તે બોલી. "જાણે પાછું જવા મન થાયચ. ત્યાં એટલાં સરસ ફુલ હતાં કે હું પાછી ફર્યા પછીજ મને ધ્યાન આવ્યું કે આજે રાતના બાલમાં ખોસવામાં કામ આવતે." એ ત્રણ જવાનીઆઓ તેણી નજદીક દોડી આવ્યા. "હમે તમારે વાસ્તે એક બંચ કરી લાવ્યે, લેડી બ્લાંશ!" તેઓમાંના એકે આતુરતાથી માગણી કરી.

તેણી મીઠાસથી હસી.

"થેંકસ, પણ કયાં જવું જોઇએ તે તમોને ખબર નહીં પડશે. અને કદાચ દાંખલી બી નાહની પડે તો નહીં ચાલે, પણ જો લેડી પેનહર્સ્ટ પોતાની 'મેડ'ને મોકલવાની રજા આપે તો--"

"જરૂરજ" તે ભલી બાનું તુરત કબુલ થઇ, "જોઝીનને તો એવું રજડવાનું તો ગમેચ બી ઘણું. જરા કોઇ તેને બોલાવી લાવવાની તકલીફ લેશો ?"

એકાદ બે જવાનો તે કામ બજાવવા ગયા, અને બીજી બે મીનીટમાં તે દાસીપુત્રી પોતાની શેઠાણીની ખીદમતમાં હાજર થઇ.

"જરા જંગલમાં જઇને થોડાં સોજ્જાં ફુલ વીણી લાવ, જોઝીન" લેડી બેટીએ ફરમાવ્યું.

"પુલની નીચેની વાડીમાં ઘણાં છે." લેડી બ્લાંશે ધીમેથી તાહુકો પુર્યો.

જોઝીને અચરતીથી બંધે ભણી વારા ફરતી નજર ફેરવી.

"હમોને બાલમા બોસવા થોડાંક જોઇએચ," લેડી બેટીએ સમજાવ્યુ.

"જરૂરજ મીલાડી," તાબેદારીથી ડોકયું નમાવી તે બોલી. અને લડી બ્લાંશ ભણી એક તીક્ષણ નજર ફેંકી તે ત્યાંથી ગઇ.

લેડી બ્લાંશ તે બધાંઓ સાથ તાહેલાં કરતી ત્યાંજ બેઠી. તેણી આજે ઘણા ખુશ મીઝાજમાં હતી, જે જોઇ લેડી પેનહર્સ્ટ, કે જેને મનશે બ્લાંશ હંમેશાં એક ઉખ્યાણા સમાન હતી. તે ઘણી અજબ થઈ. અને તેનાં કારણ બાબે વમાસણમાં પડી, જેવામાં જોઝીન, ફુલો સાથ પાછી ફરતી જણાઈ.

"લેઓ એટલાવારમાં તો જોઝીન આવી બી લાગી," લેડી બેટી પુકારી ઉઠી" કેટલી જલદી !

"એ બીચારીને જંગલનાં એકાંતમાં જાહજું રમવા ગમ્યું નહીં હશે." લેડી બ્લાંશ હસી જ્યારે તેણીએ મનમાં તો તુરત ધારી

લીધું કે રેમન્ડે તેણી માટે ફુલો તોડીને તઇયાર રાખેલાં હોવાં જોઇએ. અને તેણી તુરત ઉઠીને કશાંમાં હોય નહીં તેમ ત્યાંથી પોતાના રૂમમાં ચાલી ગઈ.

પોતાના રૂમમાં જઇ અધીરતાથી તે જોઝીન માટે ખોટી થઈ. થોડે વારે કોઇએ દરવાજો ઠોકયો, અને "અંદર આવો"નો ધીમો હુકમ મલતાંજ જોઝીન નીચી મુડીએ તેણી આગલ ચાલી આવી, અને એક શબ્દ બી બોલ્યા વગર ફુલનો ઝુમખો તેણી આગલ સામે ધર્યો.

"મહેરબાની કરી તેબલ પર મુકો." તેણીએ ફરમાવ્યું.

"યોર લેડીશીપને "સુટ" થશે કે!" નીચી નજરે જોઝીને" સવાલ કીધો, લેડી બ્લાંશે તે ઉચકી લઇ બેદરકારીથી એક નજર તે પર ફેંકી,

"હા, થેંકસ," જોઝીન તરફ આંખ ઉંચકી તેણીએ જવાબ દીધો. એમ થતાં તે બંનેની આંખ મલી અને જોઝીનની મતલબ તેણી વાંચી લઇ શકી.

"તુંને માહરે ખાતર ઘણી તકલીફ ઉઠાવવી પડીય, જોઝીન તેણીએ ઉંડાઇથી શાંતપણે કહયું.

"જરાબી નહીં, માહરાં લેડી, હુ તમોને જરાબી ઉપયોગી થવા વાસ્તે ઘણી ખુશી છું."

"થેંકયુ" અને એમ કહેતાં લેડી બ્લાંશે પોતાનો જણસનો દાબડો બહાર કાઢી તેમાંથી એક માણેકની વીંટી લઈ તેણી સામે ધરી "આય વીંટી લે એ તુંને બરાબર આવશે, હું ધારૂય, તાહરાં આંગળાં મજેનાં પાતળાં છે."

તે વખાણથી ફુગરાતાં જોઝીન ચહેરામાં લાલ થઇ અને આંખો તે ચળકતી ચાઇ ચાઇ જોતાં ચલકી રહી.

"ઓહ, લેડીશીપ ઘણાં ભલાં છેઓ." તે બબડી,

"જરાબી નહીં. એ તદન નજીવું છે. ને જો," દેખાતી બેદરકારીથી તેણીએ ઉમેર્યું. "તું હયાં હોય તેટલાં એ નહીં પેહેડશે." તે ચબરાક છોકરી તેણીની મતલબ તુરંત પામી ગઇ.

"હું સમજુંચ માહરા લેડી, અને તમારી ઇચ્છાને જરૂર માન આપીશ. તમ હમેશા માહરી પર વીશવાસ રાખી શકશો?"

"માહરી તે વીશે ખાત્રી છે." લેડી બ્લાંશ બોલી.

એક પળ જોઝીન અચકાઇ અને, પછી તુરત વીંટી ખીસામા નાંખી ઓરડો છોડી ગઇ.

"હું આશા રાખુંચ કે આય ફુલ તમોને માફક આવશે, મીલાડી." જતાં જતાં ધીમેથી તેણી બોલી " એ મેં નથી વીણ્યાં. એક ઘરડા ખેડુને તે માહરે વાસ્તે એકઠાં કરી મુકયાં હતાં."

તે દહાડે લગભગ બધો વખત લેડી બ્લાંશ પોતાના રૂમમાંજ રહી. એક કઠણ પાત્ર તેણીને મોહોડે કરવાનું હતું, કે જેનો વીચાર તેણીનું મગજ ચકભમ કરી નાંખતો હતો. તેણીએ સુવાની કોશેશ કરી પણ તેણીને ઉંઘ આવી નહીં. આખો દીવસ અકડવકડમાં પસાર થવા બાદ, ખાણાં માટે કપડાં બદલવાનો ઘંટ થતાંજ તે ઉઠીને ડ્રેસ કરવા લાગી.

ફ્લોરીસ એ વખતે પોતાના સીટીંગ રૂમમાં બેઠી હતી. તે એક સુખદાયક નાહનો રૂમ હતો જે લેડી બેટી અને ફ્લોરીસના સામટા વપડાસ માટે આપવામાં આવ્યો હતો. લોર્ડ નોરમને ત્યાં જઇ બારણું ઠોકતાંજ ફ્લોરીસે તે ઉઘાડયું. શીકારના કપડાંમાં તે હતો; તે જરા વધારે શોભતો અને ફાંકડો લાગતો હતો.

"વેલ, ડારલીંગ." પોતાના હાથમાંની બંદુક ભીંત સાથે ટેકવીને મુકતાં તેણે તેણીને પોતાના પાસામાં લઇ કહયું. "આખો દહાડો તેં શું કીધું? હમોને ઘણો સરસ શીકાર મલ્યો. ને આટલા થોડા વખતમાં પુશકલ હાથ લાગ્યું."

" તમે ઘણાં થાકી ગયા હશો ?" મગરૂરીથી પોતાના વ્હાલા ભણી નીહાલતાં તેણીએ પુછ્યું.

તે હસ્યો.

"જરાબી નહીં. પણ ફ્લોરીસ, યાદ રાખજે આજે ખાણાં પછી ડાન્સ છે, વાંસ્તે તું ઘણો સરસ ડ્રેસ કરી બધાંને છકક કરી નાંખજે."

"ખોદા ખાતર હવે રસ્તો પકડ, બ્રુસ, ને એને તૈયાર થવા દે !" અંદરથી લેડી બેટીનો સાહદ આવ્યો.

"વારૂ, વારૂ" તે હસ્તાં હસ્તાં બોલ્યો, "મનેબી ઘણી ભુખ લાગીચ. પણ હા જો, હું તુને કહેતાં ભુલી ગયો, આજે એક એક-સીડંટ થતાં સહેજમાં બચી ગયો !"

"એકસીડંટ !" પેલી બંદુક તરફ જોતાં ગભરાઇને તેણીએ પુછ્યું.

"હા, મારીજ ભુલ થઇ. હમે સાંમેનાં જંગલમાં જઇ લાગ્યા; ત્યાં એક પક્ષીને ઉડતાં જોઇ મેં બંદુક છોડી. ત્યાં એક માણસ હોવાનો તો મને ખ્યાલજ નહીં થયો. જેવી ગોલી છોડી કે એક બુઢો જેવો ખેડુત બહાર નીકળી આવ્યો."

"ઓહ, બ્રુસ !"

"નહીં, ગભરા ના, તેને જરા બી ઇજા થઇ નહી હોશે કારણ તે મજેહ તરેહસે ઝડપમા ચાલી ગયો. પણ જતાં જતાં મને એક મુકકી બતાવતો ગયો જે પરથી લાગેછ કે બુઢો ખુબ છેડાયો હશે. કાંઇ વિચિત્ર જેવો ડોસો હતો. સર જોસફનો કોઈ "રીટાયર્ડ" નોકર હશે. બાળવાને વાસ્તે લાકડાં એકઠાં કરતો હોવો જોઇએ. કારણ બંગલમાં તેનું એક બંડલ હતું. સર જોસફને મેં પુછ્યું. પણ તેવણે ઓલખ્યો નહીં. જોઇએ, ખબર કાઢશું."

"ગીની આપીને સમજાવી લેવા કે?" તેણી હસી.

"હા" અને હેતથી તેણીને કીસ લઇ 'વ્હીસલ' વગાડતો તે કપડાં બદલવા ચાલી ગયો.

અંદર જતાં ફ્લોરીસે લેડી બેટીનો ચીરડાવાનો સાદ સાંભલ્યો. ડ્રેસીંગ રૂમમાં ડોકાવી જોતાં જોઝીન બ્રશ લઇ ફીકકી જેવી એક બાજુમાં ઉભી હતી, જ્યારે લેડી બેટી પોતાનું માથું દુઃખતું હોય તેમ બંન્ને હાથે પકડીને બેઠી હતી.

"એ શું છે?" ફ્લોરીસે નરમાસથી પુછયું.

"તેજ તો હું જાણુવા માંગુંચ." લેડી બેટી ફફડી. "આય જોઝીન છેલ્લો કલાક થયો માહરા બાલ પીખી નાખતી ઉંભીચ. હંમેશ તો કેટલી સંભાલથી બધું કરતી હતી. પણ આજે તો જાણે સુની સાવજ જેવી થઇ ગઇચ ને હું કહુંચ તે વટીક સાંભલતી નથી."

ફ્લોરીસે જોઝીન તરફ નજર કીધી. તે કાળી આંખ્યો ઘણીજ કાકલુદી માંગતી ઘએ તેણી તરફ ટીકાયલી હતી.

"કદાચ જોઝીનની તબીયત ઠીક નહીં હશે." ફ્લોરીસ બોલી.

"પણ ત્યારે ઘસીને બોલતી કાંય નથી, ને જઇને ઘેંટલો કાંય નથી લેતી! હજાર વખત તો પુછી જોયું તે કહેજે નહીં હું સારીકાની છું."

જોઝીને ફ્લોરીસ ગમ જોયું, અને એક ઉંડા નીસાસા સાથ ડોકી નીચે નમાવી દીધી.

"જોયુંની? બસ આય એમ કર્યા કરેચ," લેડી બેટી પાછી છેડાઈ. "એનામાં જરા અકકલ કમી હતે, ને ઉમર આટલી મોહટી નહીં હતે તો હું એમ બી સમજતે કે એ પ્યારમાં પડીચ!"

"ઓ, મીલડી." જોઝીન ચીચવાઇ.

"પણ ત્યારે તું સીકબી નથી ને પ્યારમાં નથી તો પછી છે શું તે કાંઇ કહેશે?"

"હું દલગીર છું, મીલાડી—"

"દલગીર!" તેણીએ ખીજ પાડી. "લે ચાલ, હવે વખત ના ગુમાવ, ને મેહેરબાની કરી હવે જરા ધ્યાનથી કર. નહીં તો એમ બધા બાલ ખેંચી કહાડશે તો હું શોભીજ રહેવશ!"

ફ્લોરીસ જોઝીનને ટીકતી થોડીક પળ ઉભીજ રહી. તેણીને લાગ્યું કે તે છોકરીનાં ભેજાં પર કાંઇ બી બાર હતો. કદાચ એ પેલું કાગજ ગુમાવવાની ફરીઆદ લોર્ડ નોરમન રખે લેડી બેટી આગળ કરે તે વિચારથી અકળાતી હશે. તેણીએ વીચાર્યું.

"જોઝીન, પેલું કાગજ તો લોર્ડ નોરમનને મલ્યું ને લેડી સીમુરને તેવણે આપ્યું." તેણીને ધીરજ આપવાની મકસદથી ફ્લોરીસે કહ્યું.

જોઝીન ફીકકી પડી ગઇ. "થેંકયુ. મીસ" તે બોલી.

"કાગજ શાંનું?" લેડી બેટીએ જાણવા માંગ્યું.

"કોઇ નોકરે લેડી સીમુરનું એક કાગજ તેણીને પહોંચાડવા મને આપ્યું હતું," જોઝીન ઉતાવલથી વચ્ચે હોમાઈ.

"હં! એવાંજ કામને તું લાયકની છે." લેડી બેટી ખભડી, "હવે તું એકાદ તપાલખાતાંમાંજ નોકરી શોધ, તેજ ઠીક પડશે."

જોઝીને તેજ કાગજ ગુમાવ્યું હતું યા લેડી બેટીનું કાગજ તે વળી બીજું હતું, તે ફ્લોરીસે તેણીને પુછવા મન કીધું, પણ તે બાબદ બીજી વખતને વાસ્તે મુલતવી રાખી તેણી હવે ઉતાવલે ડ્રેસ કરવા ગઇ.

તે રાતે ડાન્સ હતો એટલે તેણીએ પોતા પાસે હતાં તેમાંનો સર્વેથી સરસ પોશાક કહાડયો, અને જરા વારે જોઝીન તેણીને મદદ કરવા ધીમે પગલે અંદર ચાલી આવી.

તેણીને તે છોકરી જો કે જાહજી ગમતી નહીં હતી, અને તેના પર તેણીને જાહજો વીશવાસ પણ નહીં હતો છતાં, તેણી તેને લઈ ચલાવતી હતી, અને એ ત્રણ વખત થઈ ડ્રેસ થવામાંણી મદદ કરવા કરવા દેતી.

જોઝીનની આજની અજબ વર્તણુકે ફ્લોરીસને ગુંચવાડામાં નાંખી. વારંવાર તે છોકરી ઉંડા નીશાસા ફેંકતી, અને બે ત્રણ વેળા તો આરસીમાં નઝર પડી જતાં, પોતા તરફ અત્યંત દયાની નજરથી ટીકતાં વઢીક તેણીએ પકડી પાડી.

"જોઝીન" તેણીની ધીરજ અંતે ખુટવાથી તેણી બોલી "મારી ખાત્રી છે કે તાહરી તબીઅત આજે બરાબર નથી. જા જઇને સુઈ જા, હું તાહરાં શેઠાણીને કહેવશ."

"થેંકયું, મીસ, થેંકયું. તમે હમેશાં ઘણા માયાળુ ને ભલાં–"

"નોનસન્સ!" તેણીએ હસીને તેને અટકાવી.

"હા, મીસ, તમે હમેશાં માહરા તરફ ભલાં છો, જ્યારે હું–હું" તેણીએ અચકીને મોહડું ફેરવી નાંખ્યું.

"તું શું?" ફ્લોરીસે પુછયું.

"કાંઈ નહીં. મીસ. મ્હને કાંઈ બોલવાનો હક નથી." હોટ મજબુત બીડી તે બોલી. "નહીં, એક નોકરને પોતાની લાગણી જાહેર કરવાનો હક નથી. તેને તો આંખ ને કાન ઉઘાડા રાખવાના, પણ પોતાની લાગણીને તો મારવીજ જોઇએ!"

"મને તાહરી કાંઈ સમજ નહીં પડતી, જોઝીન!" ફ્લોરીસ ગુંચવાઇ, "જો તું કાંઈ મુશકેલીમાં હોય તો લેડી પેનહર્સ્ટને કાંય નહીં જણાવતી? તેવણ તુંને જરૂર મદદ કરશે."

"નહીં, માહરાથી કાંઈ બોલાય નહીં. ને મીલાડી કાંઈ કરી શકશે નહીં. કોઈ બી કાંઈ કરી શકશે નહીં!' અને વળી પાછો ઉંડા નીસાસાનો એક મોહટો દમ તેણે ખેંચ્યો.

"હું તાહરે વાસ્તે ઘણી દલગીર છું, જોઝીન, ને ઇચ્છુંચ કે એમ કરતાં તું બીમાર નહીં થઈ જાય."

"થેંકયું, મીસ" આભારની લાગણીથી બોલતાં તેણીએ ફ્લોરીસનો ડ્રેસ સરખો કાઢ્યો.

ફ્લોરીસ તઇયાર થઈ લેડી બેટી સાથ નીચે ઉતરી જેઓને ઝનુનથી ટીકતી તે ત્યાંજ ઉભી.

"એમ છેની? પ્યાર કરવાને વાંસ્તે હું ઘણી બુઠ્ઠી છું નહીં?" દાંતયાં કચકચાવતાં તે પટપટી. "હા, કદાચ હોસે! પણ તમારી માનીતી ફ્લોરીસના પ્યારમાં ખલલ કરવા, તેને કચડી ભચડી નાખવા જેટલી હું બુઠ્ઠી થઈ નથી તે યાદ રાખજો અને તમેજ જોજો! સમજ્યાંની?"

ધીમે પગલે ચાલી તેણી અંદર ગઈ અને લેડી બ્લાંશે આપેલી વીંટી બતી આગલ ધરી.

"આહ, કેવી સુંદર!" લોભથી તે બબડી. "અને હજી તો બીજું એવું ઘણું આવશે! ને પૈસાબી પુર! આય બધાં મોનેરાંઓ કેવાં જંગલી છે!" તે તુચ્છકારથી બોલી. "મીસ ફ્લોરીસ જરા સમજી નહીં, પણ ઇંગ્લીશ બૈરાંઓ એવાંજ 'ડલ' હોશે, હમણા કોઇ ફ્રેંચ છોકરી હતે તો તુરંત સમજી જતે કે હું કાંઇ કહેવા માંગુંચ. બસ જરા જરામાં જોઝીન તાહરી તબીએત ઠીક નહીં હશે!" તેણીએ ખીજ પાડી. "ખરેખર એક રમુજી નાટક તઇયાર થશે!" અને હસ્તી તે ત્યાંથી ચાલી ગઈ.

---

# પ્રકરણ ૧૮ મું.

---

પોતાં માટે રચાયલાં કાવત્રાંથી બીલકુલ બેખબર, ફ્લોરીસ ખુશાલ જીગરે નીચે જમવા ગઈ. નસીબ સંજોગે તેણીને ફાળે તે રાતે કોઈ બુઢો સ્કોચ ઉમરાવ આવ્યો, જ્યારે લોર્ડ નોરમનને નસીબે લેડી બ્લાંશ થઈ.

ફ્લોરીસને જરા નાશીપાસી મળી ખરી પણ થોડીજ વારમાં તેણી તે ભુલી ગઇ કારણ તે ભલો ઉમરાવ તેણીપર એવો ખુશ થયો હતો અને તેણીને હસાવી બોલાવીને વાત કરાવવાની એટલી ઉલટ લીધી કે તેણીનો વખત આસાનીથી પસાર થઇ ગયો.

એ બધું છતાં તેણીની નજર વારંવાર પેલાં બે તરફ જ્યા કીધી અને તેણીએ જોયું કે લેડી બ્લાંશ ઘણુજ ખુસ મીજાજમાં હતી, અને લોર્ડ નોરમન વટીક તેણીથી ઘણો રાજી થયેલો લાગતો, પણ તેણીએ મનમાં જરાબી ખોટું માન્યું નહીં. ઉલટુંજ લેડી બેટી સહેજ ખભડી ત્યારે તેણીએ તે બંધેનીજ તરફ કરી.

"એક પુરૂષ એક જણ સાથ અદરાયલો હોય તેથી કાંઇ એમ નથી કરતું કે તેની સાથ હસવા બોલવાનો હક તેણીનેજ એકલીને રહે!" હસીને ફ્લોરીસે બચાવ કર્યો "પરણ્યા પછી બધોજ વખત તેમ કરવાનું મલ્યાજ કરેની!"

ડાન્સ લગભગ પુરો થવા આવ્યો હતો, અને પહરોણાંઓ વગેસગે થવા લાગ્યાં હતાં જેવામાં લોર્ડ નોરમન તેઓ આગલ આવ્યો.

"વેલ?" તેઓની વચ્ચે રહેલી ખાલી જગ્યા પર બેસી જતાં તે બોલ્યો. "તમે લોક થાકી ગયાં કે? આજની સાંહજ કેટલી લાંબી લાગેચ! ફ્લોરીસ, આજે તાહરી સાથ વાત કરવાનો તો મને વખતજ નહીં મલ્યો!"

"તેમાં વાંક કોણનો છે?" લેડી બેટીએ ઠઠાથી હસતાં પુછ્યું.

તેણે હસીને ફ્લોરીસ ગમ નજર કીધી.

"કોણ જાણે. પણ આજે મને કોઇએ બી જરાપણ એકલો પડવાનો વખતજ નહીં આપ્યો. ને હવે વળી આવતી કાલે હોંજાતોજી કરી 'સ્કારફ્રોસ' જવાનું નકકી કરાવ્યુંચ. ને બે આખા દહાડા વગર તો તેનો છુટકોજ નથી, તે પંચાત છે!"

"બે દહાડા?" ફ્લોરીસે ગભરાઇને પડઘો કાધો. "કાંવ, ખુસ?"

"ત્યાંથી તેજ દહાડે પાછું ફરવાનું ઘણું દૂર થઇ પડે, ડીઅરેસ્ટ તેણે સમજાવ્યું." "મને અગાઉ હમેશાં ત્યાં જવા ગમતું હતું પણ પણ આય વખતે જરાક બી નથી ગમતું, છતાં તે શીવાય છુટકોજ નથી. મને પ્રીન્સે ખાસ માંગણી કીધી એટલે ના પાડી શકાય નહીં, ને વળી સર જોસફે પોતાની હંમેશની ભલાઇ ભરી દુરઅંદેશીથી બાનુઓને વાસ્તે બી એક પીકનીક નકકી કીધીચ ને એ ચાર છોકરા રાખ્યાચ કે હમારી ગેરહાજરી તમો લોકને જાહજી જણાય નહીં."

"મને પીકનીકે જવા નથી ગમતું" તેણી દલગીરીથી બોલી.

ખુસરુ એ દહાડા સુધી તેણીને છોડી જનાર હતો તે વીચારથી તેણી ગમગીન બની ગઇ. "હું ઘરમાંજ રહું તો નહીં ચાલે?"

"હું ઇચ્છુંચ કે તું જાય." અત્યંત આતુરતાથી તે બોલ્યો, અને તેણીએ માની લીધું કે પોતાની ગેરહાજરીમાં તેણીનો વખત ઠીક પસાર થાય તે વીચારથીજ તે એટલી બધી આતુરતા બતાવતો હતો, જો કે પાછલથી એક ચોકકસ બનાવ બનવા પછી તેણીએ તે માટે ઘણાં દુઃખ સાથ જુદુંજ માની લીધું. "જો ફલોરીસ, તું જરૂર જજે. બીચારા સર જોસફે ખાસ તાહરેજ ખાતર એ પીકનીક ઉભી કીધીચ ને તું નહીં જશે તો ઘણા દલગીર થશે. તુંને ત્યાં ઘણું ગમશે, ડારલીંગ. તું ઘરમાં રહીને શું કરશે? મને કહે, વ્હાલી કે તું જશે!"

"તમારી મરજીજ હશે તો હું જવસ" તાબેદારીથી તેણી કબુલ થઇ.

"માહરી ખાત્રી છે કે તુંને ગમશે" તેણીનો હાથ લઇ તે પર કીસ કરતાં તે બોલ્યો. "ગલાંશ બી જવાની છે."

"ઓ ત્યારે તો હમોને જરૂર ગમશે." લેડી બેટીએ ટકોર કીધી. "ધાઇચ કે હવે આપણે જઇશું, ડીઅર," અને તે બંધે હાથમાં હાથ પકડી પોતાના રુમમાં ગવાં

લોર્ડ નોરમન તેઓની પુઠે ગયો, અને ફ્લોરીસના રૂમ આગલ જઇ પુગતાં ત્યા કોઇ નહીં હોવાથી તેણે તેણીને પાસામાં લઇ હોઠ પર કીસ લીધી.

"સહવારે હમે લોકને જલદી નીકળવું પડશે એટલે કદાચ તુંને મલશે નહીં, ડારલીંગ" તે બોલ્યો. "જો ઘણી ખુશખુશાલ રહેજે ને હું તાહરે વાસ્તે ઘણો સરસ શીકાર લાવશ."

ફ્લોરીસ ઘણી હાફેલી અને કંટાળેલી હતી. કોઇ આવતી આફ્તની આગાહીથી હોય તેમ તેણીનું માથું ઘુમતું હતું. ભારી ઉગરે તે બી બીછાણે ગઇ. બ્રુસનો અને તેનાથી છુટાં પડવાનો વિચાર કરતાં તેણીને જલદી ઉંઘ આવી નહીં. તાસવીસ કરતાં અંતે લગભગ સહવારૂં પડતાં તેણી ભર ઉંઘમાં પડી

કેટલોક વખત એવી રીતે તે ઉંઘાઇ તેનો તેણીને ખ્યલ હતો નહીં, મગર કોઈ પોતાના રૂમમાં હોવાની ખંસ્યા થતાં તેણી એકાએક જાગી ઉઠીને બીછાણામાં બેઠી. હજી અંધારૂંજ હતું. એક નાહની બતી ટેબલ પર ધીમી આંચે બલતી હતી અને કોઇ આકાર તેણીના બીછાણા આગળ ગુંટણમંડયે બેઠો હતો.

તે જોઝીન હતી.

તે છોકરીએ પોતાનું મહોડું બંધે હાથોમાં છુપાવ્યું હતું. અને ધીમાં ડચકાં ખાતી હતી.

ફ્લોરીસ જેટલી અજબ થઈ તેટલીજ ગુંચવાઈ.

"જોઝીન, એ તું છે કે?" તેણીએ નરમાસથી પુછ્યું.

જોઝીને પોતાનો ફીકકો ચહેરો ઉંચકયો અને આંસું ભરી આંખો સાથ દયાથી તેના તરફ જોયું.

'એ શું છે? તું આહીં શું કરેચ?"

"ઓ મેડમોઝેલ, મને ઉંઘ નથી આવતી! મને જરા કરાર નથી." ડચકું ખાતાં તે બોલી. "માહરૂં અંતકરણ મને કોતરી

ખાયચ ! ઓ મેડમોઝેલ હું તમોને બધું કહેવા માંગુચ પણ મંને બીક લાગેચ કે તમે મારો નાશ કરશો !"

"હું તાહરો નાશ કરૂં ! એ તું શું બોલેચ ?" ફ્લોરીસ ચોચવાઇ "પણ થોભ. હું તાહરૂ સાંભળવા નથી માંગતી.–"

"ત્યારે મેડમોઝેલનું આવી બનયું !" અત્યંત નીરાશીથી તે બબડી, "અને લેડી બ્લાંશ જીતી જશે !"

જોઝીને આશા રાખી હતી કે તેણી ચોંકશે, પણ ફ્લોરીસ, મીઠી ફ્લોરીસ નીર્દોષતાથી હસી પડી.

"તાહરૂં ભેજું ખસી ગયુંચ કેમ, જોઝીન ?" તેણીએ ધીરજ અને મકકમતાથી કહ્યું.

"આહ, માહરા ધારવા મુજબજ થયું ! લેડી બ્લાંશ જેવી મોહટે ખાંયરેની એક બાનુ, બીજાના આશકને ચોરી જવા જેવી હલકી પડે એ માનીજ કોણ શકે ? એ તો હમારા જેવાં નીચલા વર્ગનાઓનું કામ! પણ લેડી બ્લાંશ જેવી ઉમરાવની–આહ એ નહીં બનવાજોગ, તદન હસી કાઢવાજોગ છે નહીં !" ટકોરથી જોઝીન બબડી.

"ખચીતજ" ફ્લોરીસે ગંભીરતાથી કહ્યું "અને આય બધી બેશરમ નાલેસી કરવાજ તું માહરા રૂમમાં આવી કે, જોઝીન–"

"થોભો, મેડમોઝેલ ! હું કાંઇ મુર્ખ નથી. મેં ધાર્યુંતુંજ કે તમે નહીં માનશો ને જ્યારે હું કહેવશ કે હું લેડી બ્લાંશના વીશ-વાસમાં છું ત્યારે—"

"લેડી બ્લાંશના વીશવાસમાં ?"

"હા, મેડમોઝેલ. હું તે કબુલ કરૂંચ. લેડી બ્લાંશ અને માઇ લોર્ડ વચ્ચે ચાલતા–"

"માઇ લોર્ડ !" ગુસ્સાથી સફેદ પુની જેવી થઈ જતાં ફ્લોરીસે બરાડ પાડી. "તું શું એમ કહેવાની હીંમત કરેચ—"

"હા, મેડમોઝલ હું લોર્ડ નોરમનને વાસ્તે બોલુંચ." એક પળ ફ્લોરીસે ધારી ધારીને તેના તરફ ટીકયું અને પછી મોહટેથી હસી પડી.

તે વીશવાસુ સાચ્ચાં જીગરમાં શકનો કટરો ભેળવાનું કામ મુસ્કેલ લાગતું હતું પણ જોઝીન હીંમત હારી નહીં. તે બળા બારે ગાંઠ પુરી હતી અને છેવટની જોરાવર દલીલ તે લડવાને સામર્થ-વાન હતી.

"મને ચોકકસ લાગેચ કે તાહરૂં ભેજુંજ ખસી ગયુંચ, જોઝીન" ફ્લોરીસ બોલી. "હવે મહેરબાની કરી જઇને સુઈજા. એ તો ઠીક છે કે મેં આય બધું કોઇને નહીં કહેવાની તુંને કબુલાત આપીચ. નહીં તો તુંને કાલને કાલ જરૂર રજા મળતે. પણ એટલું યાદ રાખજે, કે ઘણાંજ અગતના કામ સીવાય એકબી બોલ માહરી સાથ વાત કરવાની હીંમત કરતી ના. ને હવે રસ્તો પકડ."

જોઝીન ઉછાલો મારી ઉભી થઇ.

"મેડમોઝેલ મને જુઠી માનેચ. ઘણું સારૂં. મેડમોઝેલ પોતેજ જોઇ લેશે. મને એકજ દહાડો આપો. નહીં, આજેજ હું પુરવાર કરી આંપવા તૈયાર છું કે લોર્ડ નોરમન મેડમોઝેલને ચાહતા નથી. તેવણ તો લેડી બ્લાંશને પોતાની પરણેતર કરવા તૈયાર છે. હા મેડ-મોઝેલ પોતેજ જોશે. મેડમોઝેલ મને જુઠ્ઠી માનેચ ને હું એમ કહેવસ કે આજેજ માઇ લોર્ડ લેડી બ્લાંશને લઇને અત્રેથી નાહસી જવાના છે, ત્યારે મેડમોઝેલ મને વધારે જુઠ્ઠી માનશે !"

અંતે તે ફટકો પડયો! અને તેની ધારેલી અસર થઇ. મહોત જેવો ફીકાશ ફ્લોરીસના ચહેરા પર પંથરાયો. લથડતે પગલે તેણી ઉઠીને તેની સામે ઉભી.

"યા નો તું ઘેલી થઇચિ, કે નહીં તો તું એક ઘણી બદમાસ છોકરી છે." ધ્રુજતા હોઠોથી તે બબડી. "તું જાણેચ તું શું બકેચ તે ?"

"હા, મેડમોઝેલ." તેણીએ મક્કમતાથી જવાબ દીધો. 'અને હું ઘેલી નથી."

"બદમાશ! હા, તે હું કદાચ બનતે, અગર જો માહરૂં અંતકરણ મને એટલું સંતાપતે નહીં તો! પણ નહીં, હું વધુવાર લેડી બ્લાંશની ગુલામ બનવાનુ મન કરી શકી નહીં."

"જે કહેવું તે કહે ને નીકળ હયાંથી !" તેણી ધીમેથી બોલી.

"મેડમોઝેલ જાણેચ કે લોર્ડ નોરમન આજે શીકારે જાયચ! એક બે કલાકમાં તો તેવણ ચાલી જશે"

"હા" મહા મુશીબતે તેણીએ જવાબ દીધો.

"ને પછી લેડીઓ પીકનેક જશે? હવે ત્યારે હું એમ કહુંચ કે માઈ લોર્ડ નોરમન બપોરે એકલા પાછા ફરશે, ને માઇ લેડી બ્લાંશ કાંઈ બહાણું કાઢી ઘરમાંજ રહેશે. જે પછી તે બંધે 'કોનઝરવેટરી'માં મલશે અને ત્યાંથી નહાસી જશે."

"એ એક હડહડતુ જુઠું છે!" તેણીએ પુકાર કીધો.

"ધીમે, મેડમોઝલ, ધીમે! હું તમોને પુરવાર કરી આપું તો! તમે લોક જવા નીકળો કે લેડી બ્લાશ કાંઈ બહાણું કાઢે, માથું દુ:ખવાનું કે એવું બહાણું કાઢી ઘરમાં રહે તો! તમારી ખાત્રી થશે?"

"નહીં, નહીં, હજાર વખત નહીં!"

જોઝીને ખભાં હલાવ્યાં.

"તમારી ખાત્રી કરવાનું ઘણું મુંશકેલ છે, મેડમોઝેલ એટલાં ભલાં અને સાચ્ચાં છે કે બીજાંઓને વાસ્તે બુરૂં માની શકે નહીં! પણ," અને તેણી ફ્લોરીસના કાને વળગી બોલવા લાગી. "હું જો મેડમોઝેલને કોનઝરવેટરી બાહાર લઇ જઇ તે મુલાકાત બતાવું તો!"

ફ્લોરીસ કમકમી.

"ત્યાં સુધી હું માનુંજ નહીં." તેણીએ બોલવાની હીંમત કીધી

"ઠીક ત્યારે. મેડમોઝેલ પોતાની આંખે જોશે, અને પોતાને કાને સાંભળશે."

"જો હું આય બધું પુરવાર કરી આપવાનો જોખમ ખેડું," વલી પાછું ફ્લોરીસના કાન પર પડી તેણે શરૂ કીધું, "તો મેડમોઝેલ 'એલીફ્રિ' તુરત છોડી જવાનું મને વચન આપશે? અગર નહીં તો હું ના પાડુચ. તેમ નહીં કરો તો માહરૂં સત્યાનાશ વળશે. લેડી બ્લાંશના હાથમાં હું દબાયલી છું અને તેણીએ જાણવું નહીં જાઇએ કે મેં તમારી આગળ ભડકો ફોડી દીધોચ. તેથી તમારી જો ખાત્રી થાય તો તમો તુરત આ ય મકાન છોડી જશો?"

"હા," પોતાનાં ઘુમતાં મગજ પર ઠંડો બરફ જેવો હાથ ફેરવતાં તે બાપડી કબુલ થઇ. "હું કબુલ થાઉચ. ઓ, હું જાણુંચ કે એ બધું ખોટું છે. એમ કરવામાં હું ઘણી ગેરવાજબી છું; છતાં હું લાચાર છું. તેં મને પુરતી મહાત કીધીચ, જો તું મને ઠગતી હોય તો ખુદા તુંને માફ કરે, જેઝીન! અને તે છતાં, અરે, હું ઇચ્છુંછ કે તું મને ઠગતીજ હોય! હા, તું કહેચ તેમ હશે તો હું તુરત 'એલીફ્રિ' છોડી જવસ. અને કોઇને બી જણાવ્યા વગર!"

સંતોષનો ચલકાટ તે ઘાટકી હૈયાંની લોભી છોકરીની કાળી આંખોમાં પ્રગટયો.

"મેં જે કહયુંચ તેનો એક શબ્દ બી કદી હોઠ બહાર નહીં કાઢવા મેડમોઝેલ મને વચન આપેચ?" તે બોલી.

ફ્લોરીસે ચુપકીદીમાં ડોકયું હલાવ્યું અને દરવાજા તરફ આંગલી બતાવી.

"હું કબુલ થાઉંચ. અને હવે ખુદા ખાતર જા."

# પ્રકરણ ૧૯ મું.



જે જગ્યા પીકનીક માટે નકકી કરવામાં આવી હતી તે ત્યાંની ઘણી જાણીતી અને બધાંઓને ઘણી પસંદ પડે તેવી એક ખુશનુમા દીલપઝીર જગ્યા હતી, જેથી તે દહાડે સહવારે ત્યાં જવાની ફીકરમાં નાસ્તા પર સર્વે કાઇ ખુશખુશાલ હતાં.

ફ્લોરીસ જેવી ત્યાં દાખલ થઇ કે હંમેશની માફક તેણી આસપાસ ફરી વળ્યાં અને જવાન્યાઓ તેણીની કાંઇને કાંઇ સેવા બજાવવા ગોયા હરીફાઇ કરવા લાગ્યા. પણ આજે તેણીનો ચેહેરો ફીકકો અને ઉદાસ હતો, જો કે મુશકેલીથી તેણી હસ્તુંજ મોંઢ રાખવાની કાળજી કરતી હતી.

થોડા વારમાં, લેડી બ્લાંશનો ઉંચો ખુબસુરત આકાર તેઓ વચ્ચે આવી ઉભો.

તેણીને જોતાંજ ફ્લોરીસે છુટકારાનો દમ ખેંચ્યો, કારણ લેડી બ્લાંશ રાઇડીંગસુટમાં સજ્જ થયલી હોવાથી તેણીએ માની લીધું કે તે બધાંઓ સાથ જવાનીજ હોવી જોઇએ, અને જોઝીને માત્ર પોતાની મનલબસર તેણીના કાન ભંભેરવાનું કાંઇક કહયું હશે.

નાસ્તો ખલાસ થતાજ, કેટલીક ધરપચ સરપચ કરતા માટીડાઓ ત્યાંથી ઉઠી તબેલામાં ઘોડા વીગેરેની ગોઠવણ બરાબર હતી કે નહીં તે જોવા બહાર પડયા.

ફ્લોરીસ અને લેડી બેટી પોતાની તોપી લેવા ઉપર ગયાં, જ્યારે લુચ્ચી જોઝીન તેઓની નજરે પડી નહીં. જોઝીન, મગર એ વેલાએ લેડી બ્લાંશ સાથ છુપી ગુફતેગોમાં રોકાયલી હતી.

"બધું તદન તૈયાર નકકી થયુંચ, મીલાડી," ધીમા અવાજે તે તેણીને સમજાવતી હતી. "માઇ લોર્ડને વાસ્તે એવું માનવા સાફ—"

"બસ હવે ટુકું કર!" બલાંશે અધીરતા બતલાવી. "ને વખત શું નકકી થયોચ?"

"લંચની પછી તુરતજ." તેણી બોલી. "ઘરમાં કોઇજ હશે નહીં, અને મી० રેમંડ કહેચ તેમ આપણો 'નાટક' ભજી બતાવવાની ઘણી સરસ તક મલશે." અને તે હસી "કોનઝરવેટરીને નાકે, મીલાડી."

લેડી બ્લાંશે ડોકું ધુણાવ્યું.

"ને તાહરી ખાત્રી છે કે એ કોઇ આગળ ભડકો ફોડી નહીં દેશે?"

"પકકી ખાત્રી." તેણીએ જવાબ દીધો, "ખાત્રી રાખજો, મીલાડી, કે એક બોલબી એના હોઠ બહાર જશે નહીં. એ ઘણીજ મગરૂર છે. ઘણીજ મગરૂર!"

જોઝીનને રૂખસદ આપી તેણીએ પોતાની દાસીને બોલાવી.

"હું આજે સહવારે બહાર નથી જવાની" તેણીએ શાંતપણે જણાવ્યું, "તેથી આય કપડાં કહાડી નાંખી માહરે વાસ્તે એક મોરનીંગ ગાઉન લાવ. ને બધું કરી રહીને લેડી બેટી આગલ જઇને માહરી સલામ સાથે તેવણને કહેજે કે લોર્ડ સીમુર તરફથી ઘણુંજ અગતનું કાગજ મલ્યુંચ તેનો જવાબ કરવાનો હોવાથી માહરેથી આવી નહીં શકાશે વાસ્તે માફ કરે. છેક નીકલવાની વખતેજ જજે."

પોતાની શેઠાણીના રૂમ તરફ જતાં, જોઝીનને એક ફુટમેન મલ્યો

"લેઓ મીસ જોઝીન, આવ તેલેગ્રામ તમારાં નાહનાં શેઠાણીનો છે."

જોઝીને તે લઇ તે ઉપરનું શરનામું વાંચ્યું. તે ફલોરીસને નામનું હતું.

"મીસ કારલાઇલ કાંઇ માહરાં શેઠાણી નથી." તુચ્છકારનું સહેજ હસ્તાં તે બોલી, "પણ લાવ, હું તાહરી મહેનત બચાવસ." ફ્લોરીસના રૂમ નજીક પહોંચતાં તે બારણાં આગલ થોભી. "એ

વળી શું હશે?" તે બબડી. "હમારો પ્લાન ઉધો વલવા જેવું તો કાંઈ નહીં હોય? હું આપી દઉં? નહીં, જોયા વગર તો ખચ્ચીતજ નહીં!" અને તેણીએ તે પોતાનાં ખીસાંને સ્વાધીન કીધો.

લેડી બેટી આગલ પહોંચતાં, આટલા વખતની ગેરહાજરી વાસ્તે તેણી જોઝીન પર ઘણીજ છેડાઇ.

"જોઝીન, હવે તો મને તુને રજા આપવીજ પડશે. તું ઘણી કંટાલા ભરેલી થઈ ગઇચ. કયારની હું માહરી ટોપી શોધવા ફાંફાં મારૂંચ. જા નીકળ હવે, ને જો મીસ કારલાઇલને પુછ કાંઇ કામ હોય તો."

તાબેદારીથી તે ત્યાં ગઈ, ત્યારે ફ્લોરીસ આરસીમાં જોઇ ટોપી સરખી કરતી હતી.

"મેડમોઝેલ જાયચ?" તેણી ફંગલાઇને બોલી પડી.

"હા," મકકમનાથી ફ્લોરીસે જવાબ દીધો. "તાહરાં બોલેલાંનો એક શબ્દબી હું માનતી નથી. તું ઘણી ખરાબ છોકરી છે."

"હા, જોઇશું" જોઝીન બબડી. "મેડમોઝેલ એક મીનીટ થોબશે? સમજો !" લેડી બલાંશની મેડને પાસેના રૂમમાં દાખલ થતી સાંભલતાં તેણીએ વધાર્યું.

"ફ્લોરીસ! બલાંશ કહેવાડેચ કે એને કાંઇ જરૂરનાં કાગજ લખવાનાં છે તે એ નથી આવતી." પાસેના રૂમમાંથી લેડી બેટીનો સાહદ આવ્યો.

મહોત જેવી ફીકકી પડતાં, ફ્લોરીસે જોરથી બાજુમાંની તેબલ પકડી લીધી.

જોઝીન ફતેહથી હસી અને સપકલીની માફક લેડી બેટી આગલ ગઇ.

"મીસ કારલાઇલને માથાંમાં સખત ઘોંકો મારેચ તે એવણ આવી શકશે નહીં."

લેડી બેટી તુરત ફ્લોરીસ આગલ ગઇ.

"કાંય ડીયર, તુંને શું છે?" તેણીએ હેતવંતી કાળજીથી પુછયું "ઓ, તું કેટલી ફીકકી લાગેચ ? તું બીમારતો નથીની?"

"માહરૂં-માહરૂં માથું દુખેચ. હું જવા નહીં માંગતી."

"તેજ ઠીક પડશે." તેણી એકમત થઇ. "આજે સહવારથીજ મહને લાગ્યું કે તાહરી તબીઅત ઠીક નહીં હતી. તું ઘરમાંજ રહે ને હું બી તાહરી આગળજ રહેવશ."

"નહીં. નહીં, પ્લીઝ, એમ નાં કરતાં. નહીં તો હું દલગીર થવસ. હું જરા સુઇ જવા માંગુચ. જો તમે નહીં જવા કરશો તો હું બી આવશ."

લેડી બેટી હજી ઘચુપચુ થઈ. જોઝીન તે બંધેને તપાસ્તી ઉભી.

"મેડમોઝેલ એકલાં અને શાંત રહેશે તો જલદીથી ઠીક થઇ જશે." તેણીએ તાપસી પુરી.

"તું એમ ધારેચ, ડાયર ? વેલ, જો તુંને એમજ ગમતું હોય તો-"

"મને એજ ગમેચ." ફ્લોરીસ બબડી.

"વારૂં, પણ હું આય દવાઇ આપુચ તે જરા પી લે," અને કાળજીથી તેણીએ તુરત એક દવાઇનો ભાગ લાવી તેને આપતાં વધાર્યું, "લે આય પી, ને હવે જરા સુઇ જા. જોઝીન, મીસ કારલાઇલનો ડ્રેસીંગ ગાઉન લાવ, ને એવણુને બરાબર ઓઢાડીને સુવાડજે, મને જરા જવા નહીં ગમતું ડીઅર, મને ત્યાં કાંઇ સોહવાસે નહીં. આખો વખત તાહરો વીચાર આવ્યા કરશે."

"માહરો વીચાર કરી તમારી મજાહમાં ખલલ ના કરતાં." એક નીશાસા સાથ, બીછાણામા પડતાં ફ્લોરીસ બોલી.

બીજીજ પલે કાંઇક લાગણીને વશ થઇ તેણીએ તુરત ઉઠીને લેડી બેટીના ગળામાં હાથ નાખ્યા.

"ગુડ-બાય" અત્યંત ધીમા અવાજે તેણી પટપટી.

લેડી બેટી અજબ થઇ.

"ગુડ-બાય, ડીયર" તેણીને કીસ કરતાં તે ભલી બાનુએ કહ્યું. "ને જો કલાક ઉંઘાઇ ઉઠી ને હું આવું તેટલા વખતમાં પાછી ઘોડા જેવી થઈ જજે. તડકામાં જતી ના." અને ઘણીજ આનાકાનીથી તે તેણીને છોડી ગઇ. તેણી નજરેથી દુર થતાં, જોઝીન ફ્લોરીસ પર વાંકી વલી.

"મેડમોઝેલે હીંમત રાખવી જોઇએ." તેણીના મનમાં તે કાભા બબડી.

ફ્લોરીસે લાચારીથી તેના તરફ જોયું.

"હું લેવા આવું ત્યાં સુધી મેડમોઝેલ હયાંજ ખોટી થશે. છેવટ સુધી છેતરવા કરતાં તરકટ પકડી કહાડવાં વાસ્તે મેડમોઝેલે સધ્યારો લેવો જોઇએ." અને એ મુજબ સધ્યારાના સખુનો તે દુઃખી બાળકના કાનમાં રેડી તે બહાર પડી.

પોતાના રૂમમાં પહોંચતાં, તેણીએ બારણું અંદરથી બંધ કરી, પોતાનાં ગજવામાંથી પેલા તારવાળું પરબીડું બહાર કાઢયું. થોડીક મીનીટ સુધી આમ તેમ ફેરવી ફેરવીને તેણીએ તે તપાસી જોયું. અંદર લખેલા શબ્દો જાણવા તેણી ઘણીં આતુર હતી, પણ તે પરબીડું બંધ હોવાથી તેણી નીચે જઈ એકાદ જગમા થોડુંક ગરમ પાણી લાવી.

અત્યંત સંભાલ અને ધીરજથી તેણીએ તે અંતે ખોલ્યું. સંતોષનાં એક ધીમાં હસ્વાં સાથ તેણીએ અંદરનું કાગજ કાઢીને વાંચી લીધું.

તેણી વાંચતી ગઇ તેમ તેમ તેણીનો ચહેરો ફીકકો ને ગંભીર થતો ગયો.

"હવે શું કરૂં ?" તે મનસે પટપટી. "આપવું કે નહીં તે માહરા હાથમાં છે. જો એને આપું તો બધો મામલો બગડી જવાનો સંભવ છે. ને તે છતાં હું એ રાખવાની કેમ હીંમત કરૂં ? પણ નહીં, એ હમણાં તો હું નહીંજ આપસ. કાંઇ નહી, એને વાસ્તે પાછળથી પુરતો વખત મલશે." અને સંભાલથી તે કવર પાછું બીડી દઇ ફરીથી પોતાનાં ખીસાંનેજ સ્વાધીન કીધું.

વખત વહેતો ગયો. ગરીબ ફ્લોરીસ દુ:ખી થયલાં, જખમાયલાં જીગરે કેવી હાલતમાં એકેક સેકંડ પસાર કરતી તે ખુદા શીવાય કોણને ખબર હતી ?

આખાં ઘરમાં તમામ શાંતી રાજ્ય કરતી હતી. ફ્લોરીસ અને લેડી બ્લાંશ શીવાય એકબી પહેરેણું ઘરમાં હતું નહીં, અને ત્યાંની હરીહાક ચુપકીદી તેણીને વધારે ભયંકર લાગતી હતી.

અંતે વધું વાર પડી નહીંજ રહી શકવાથી તે ઉઠી અને એક 'મોર્નીંગ ગાઉન' પહેડી લઈ તેણી ઓરડામાં ફેરા ફરવા લાગી.

નીચેનાં મોટાં ઘડીઆલમાં બેના ટકોરા વાગતા સાંભળ્યા કે તરતજ જોઝીન ત્યાં દાખલ થઇ. તે ઘણી ઉશકેરાયલી લાગતી.

"એક બોલ બી બોલતાં ના, મેડમોઝેલ" ચુપ રહેવાની ઇસારત કરતાં તે બોલી. "મુગાં મુગાં માહરી પાછળ આવો. મીલાડી નીચે ગયાંચ ને હમણાં તેવણ આવત હોશે."

ફુલ જેવાં હલકાં કદમે તે દાદર પરથી નીચે ઉતરી અને અર્ધ બેફામ જેવી હાલતમાં ચાવી આપેલાં પુતલાં પેરે ફ્લોરીસ તેની પાછળ ઘસડાઇ. એ મુજબ તેઓ કોનઝરવેટરીમાં જઇ પુગ્યાં.

લોર્ડ નોરમન અને તેણી પહેલે દીવસે બેઠાં હતાં, અને જોઝીન પકડાઇ આવી હતી તેજ તે જગ્યા હતી એમ ઓળખી કાઢતાં ફ્લોરીસને વીલંબ લાગ્યો નહીં.

જોઝીન તેણીની નજદીક ગઇ. અને હોઠ પર આંગળી મુકી.

"એકદમ ચુપ ઉભાં રહેજો, મેડમોઝેલ." તે બોલી "અને તમારૂં વચન યાદ રાખજો. જે જુઓ કે સાંભળો તેનો એક શબ્દબી હોઠ બહાર કાઢવો નહીં."

ફ્લોરીસે 'હા' નું ડોકયું ધુંણાવ્યું, અને જોઝીન તેણીને કોનઝરવેટરીનું બારણું ઉઘાડી છેક નાકેના ભાગમાં લઇ ગઇ અને આંગળી કરી તે બાજુપર આવેલા એક નાહનો પણ સારી રીતે શણગારેલો અને પરડાઓથી લગભગ ઘંકાઇ ગયેલો ઓરડો બતાવ્યા, કે જેનાં બારણામાંથી કોનઝરવેટરીમાં દાખલ થવાતું હતું જ્યારે બીજે રસ્તે બગીચાનાં બીજાજ એક અલાહેદા માર્ગ તરફ જવાનું હતું.

ત્યાં તેબલ પર એક વાઝમાં થોડાં ફુલો મુકેલાં હતાં તે ગોઠવવાનો તેણી ખોટો દેખાવ કરતી હતી કે જ્યારે ખરેખર તો કોઇના આવવાની આતુરતાથી રાહ જોતી હોય તેવો ઉશકેરણી ભરેલો તેણીનો ચેહરો જણાઇ આવતો.

ભય અને શકની લાગણીથી આજેજ થઇ ફ્લોરીસ બે કદમ પાછલ હઠી.

દરેક પગલે જોઝીન પોતાની ફતેહ વધતી જતી જોતી હતી.

"એટલે સુધી મેડમોઝેલ સંતોષ પામ્યાંચ ?" ફ્લોરીસના કાન આગળ જઇ ધીમેથી તેણીએ પુછ્યું. "લેડી બ્લાંશ હયાં છે અને કોઇની રાહ જોએચ એ તો દેખીતું છેની ?" હજી તો તે પુરૂં કરે તેવામાં એક મરદના પગલાં ત્યા વાગ્યાં. અને પેલી બીજી બાજુએથી લોર્ડ નોરમનનો આકાર તે નાહના ઓરડામાં દાખલ થયો.

ફ્લોરીસનાં મહોડાંમાંથી એક બુમ નીકળી પડતાં મુશકેલીથી તેણી તે દાબી શકી. એકદમ લાકડું થઇ જઇ ગભરાટથી તે સ્તબ્ધ ઉભી અને પછી જોશમાં એક લપેડો ખાધો કે જ્યારે જોઝીને સમયસુચકતા વાપડી તેણીને પકડી લીધી, અને નજીકમાં ઉડતા

ફુવારા આગળ જઈ પોતાના રૂમાલ તેના પાણીમાં ભીંજાવી લાવી ફ્લોરીસના કપાલ પર લગાડયો.

પેલો પુરૂષ ત્યાં દાખલ થયો કે લેડી બ્લાંશ ચોંકીને તેના ભણી ગઈ.

"તમે પાછા આવ્યા કે? ઓ, તમે એમ કાંય કીધું?" અતી ઘણા ધીમા અને ધ્રુજતા અવાજે ફ્લોરીસે તેણીને બોલતાં સાંભળી.

"હા. હું તુને કહી જવા મુજબ પાછો આવ્યો." ઉશકેરાટની લાગણીથી પેલાએ જવાબ વાળ્યો. "પણ તું અજબ થયલી કાંય દીસેચ? તેં શું એમ ધાર્યું બ્લાંશ, કે હું માહરો બોલ પાળશ નહીં."

"મેં ઇચ્છીયું કે તમે નહીં આવો." તે બબડી.

"ત્યારે તું શું મને જોઇને ખુશી નથી? બ્લાંશ, તું મને છેલ્લી ઘડીએ દગો તો નહીં કરશેની? વીચાર કર, તાહરે ખાતર મેં કેટલો બધો જોખમ ખેડયોચ. માહરૂં નામ, માહરી કીંમતી આબરૂ એ બધાંને ભોગે હું ત્યાં આવ્યોચ. બ્લાંશ, મને કહે કે તું મકકમ રહીચ," અને કાકલુદી કરતી રવેસે તેણે તેણીની કમર પર હાથ મુકયો.

ફ્લોરીસે લગાર અગનયબાથી જોયું કે લેડી બલાંશે લગાર આનાકાનીથી સહેજ હડી જવા કીધું, છતાં તે બાપડીને કશો ખ્યાલ આવ્યો નહીં.

"બ્લાંશ, માહરી વ્હાલી, એક પળબી ખોહવામાં હવે સલામતી નથી." તેણે કાકલુદી કરી 'ઘોડાઓ ખોટી થાયચ, અને બધું તદ્દન નકકી છે. તું શું તૈયાર નથી? તેં તો મને કહયું હતું કે તું ઉપડવા વાસ્તે તદ્દન તૈયાર રહેશે!"

"ઓ, ખ્રુસ, નહીં!" અત્યંત નીરાશીથી તેણી બોલી. "હું માહરાં મનને નહીં સમજાવી શકતી! વીચાર કરો, ખ્રુસ, કેટલી નાલેશી થશે તેનો વીચાર કરો! ગરીબ બાપડી! તેણીને વાસ્તે માહરૂં જીગર જલી જાયચ! નહીં કરી શકતી. તમે જાણોચ કે

હુ તમોને ઘણાંજ ચાહુંચ, પણ તમે જે માંગોચ તે ઘણું મુશકેલ છે. તમારે ફ્લોરીસ કારલ્રાઇલને પરણવું જોઈએ. હવે તેમાંથી પાછળ હટવું ઘણું અસુરં કહેવાય !"

"અસુરં !" તેણે પડઘો કીધો. "જરા બી નહીં. તું ફકત તાહરે અને તેણીનેજ વાસ્તે વીચાર કરેચ. માહરો તો તુંને ખ્યાલ થતોજ નહીં. ભુલી ના જા કે એમ કરવાથી તું માહરી આખી જીંદગી કચડી નાંખશે. એક છોકરી કે જેને હું ખરેખર ચાહતો નથી, કે જેનાથી હું જલદીજ કંટાલી જવશ તેની સાથ તું મને પરણાવવા માંગેચ ? બલાંશ ડીઅર, હું વધુ વાર માહરાં જીગરને ઠગી શકતો નથી; કોઇબી રીતે એનો છેડો તો આવવોજ જોઇશે. મને લોકના બોલવાની તુંબા નથી. તે લોક થોડા વારમા ભુલી જઇ શકશે. ચાલ્ર જલદી કર, બ્લાંશ, બધું તૈયાર છે"

"નહીં, નહીં" નાચારીથી તેણીએ ચીસ પાડી "માહરેથી એ નહી બની શકતું. પ્રુસ, જાઓ, અને તમારી ગેરહાજરીને વાસ્તે કાંઇબી બહાણું અડાવજો. હું તમારી સાથ નહીં આવી શકતી. મેં કબુલાત આપવામાં ભુલ્ર કીધીચ. પણ ખુદાના શુકરાના કે હજી તે વાસ્તે મોડું થયું નથી ! જાઓ અને આપણે હંમેશ મીત્રો તરીકે રહીશું. પ્રુસ, તમે તેણી સાથ સુખી થશો. ગરીબ બીચારી—"

"આય તાહરો છેલ્લોજ ઠરાવ છે ?" તેણે ગગડાટ કર્યો.

"હા, પ્રુસ, છેલ્લોજ." તેણીએ ધ્રુજતા અવાજે જવાબ દીધો.

એક પળ તે વીચાર કરતો થોભ્યો, જેવામાં અચબુચ લેડી બલાંશે તેનો હાથ બાજુમાંથી પકડયો.

"ઓ, પ્રુસ; કોઇ આવેચ. જલ્રદી જતા રહો ! કોઇ નોકર જોશે તો—"

ગુસ્સાનું કાંઇ બબડતો તે પુરૂષ, કે જેને ગરીબ ફ્લોરીસે ઝાડોની ઘટાના ઓજપ વચ્ચે લોર્ડ નોરમન માની લેવાનીજ ભુલ

કરી હતી, તે, પોતાની તોપી અને બાજુમાં પડેલી ઘોડાની લગામ ઉંચકી લઇ ત્યાંથી બહાર પડયો, અને લેડી બલાંશને અચમ્બુચ કોઇના સાંભળવાની ફીકર લાગી આવી હોય તેમ પેલાં ઉઘાડાં બારણાપર ગભરાતથી પડદો સેરવી લીધો.

તમામ થયો—એ વ્હાલાંને વીયોગ આપનારો કાવત્રાંથી ભરપુર તે નાહનો નાટક સંપુર્ણ થયો, અને તેની ધારવામાં આવેલી અસર પુરેપુરી પાર પડી!

## પ્રકરણ ૨૦ મું.

ધીમે લહડતે પગલે ગરીબ ફ્લોરીસ ત્યાંથી પોતાના રૂમમાં ચાલી ગઇ, અને ઉંડા નીસાસા સાથ બીછાંનાં પર પટકાઇ પડી. જોઝીન તેણીની પાછળ ગઇ.

એક ભયંકાર દગાબાજીનો ભોગ તેણી થઇ પડી હતી એવો તો તેણીને સ્વપને પણ ખ્યાલ થયો નહીં. લોર્ડ નોરમન અને ઓસકાર રેમંડ એકમેકને એટલા તો આબેહુબ મલતા આવતા હતા, કે લોર્ડ નોરમનના અંગત માત્રો વટીક ધોળે દીવસે બી ભુલ કરતા, કે જ્યારે બ્લાંશ અને રેમંડ વચ્ચે થયલા નાટકવાલા ભાગમાં તો સહેજ ઓજપ હતો એટલે તે બાપડી ભુલ કરે તેમાં શી નવાઇ?

"મેડમોઝેલ એક ગ્લાસ વાઇન લેશે?" જોઝીને ધીમેથી સવાલ કીધો, ફ્લોરીસે કંટાલાથી ડોકયું ધુણાવ્યું.

"મને ત્યાંથી ચાલી જવા વાસ્તે જલદીમાં જલદી કઇ ટ્રેન મલશે?"

"બપોરનો 'મેલ' છે." ઘડીઆલ ભણી નજર કરી જોઝીને કહ્યું. "પણ તમે કોઇને મળવા–"

"નહીં નહીં" તેણીએ કમકમીને બુમ પાડી, "હું કોઇને બી મળવા નથી માંગતી. તે લોક આવે તે અગાઉ–અબઘડીજ–હું ચાલી જવા માંગુંચ, તું—" હયાં તેણી અચકી ગઇ. આ દાસીને આજે કાંઇ અજબ રીતે તેણી ધીકકારતી થઇ હતી, અને તેણી પાસે કાંઇ બી મહેરબાની માંગવાને તેણી કમકમતી હતી. મગર તે સીવાય છુટકોજ નહીં હતો. "તું તે બાબેની ગોઠવણ કરી શકશે?"

જોઝીન ત્યાંથી તુરતજ ખસ્લી ગઇ, અને લેડી બ્લાંશના રૂમ આગલ જઈ તેનાં બારણાં પર ધીમા ટકોરા મારી માંહે દાખલ થઈ.

લેડી બ્લાંશ એક ટેબલ આગલ બેઠી હતી. તેણીના બંધે હાથ ટેબલ પર લાંબા પડેલા હતા, અને તેણીનું તુમાખી સર તે હાથો ઉપર ઝુમાઇ પડયું હતું.

જોઝીનનાં પગલાં સમજી તેણી તુરત ચમકી ઉઠી અને ગુસ્સાથી નેણ ફફડાબ્યા.

"એમ બેધડક અંદર ચાલી આવવાની તુંને શું સત્તા–" તેણીએ તરારો મુકયો, પણ તે લુચ્ચી દાસીની કાળી ચશમો સાથ પોતાની ચશમો મલતાં તે અચકી ગઈ. તેણીને તુરત પોતાની હાલતનું ભાણ થયું, અને તે ઠંડી પડી ગઇ, "કેમ શું છે?" ધુભરાયલે અવાજે તેણીએ સવાલ કીધો,

જોઝીને ખભાં હલાબ્યાં.

"આપણે ઘણાં ફતેહમંદી સાથ ફાબ્યાંચ, મીલાડી. આહ, તમારે એક એકટ્રેસ થવું હતું, મીલાડી. બાપડી જોઝીન વટીક ઠગાવાની અણીપર હતી!"

ફલોરીસ, એકલી પડવા પછી, થોડીક પલો તેજ હાલતમાં પડી રહી. એ બધું શું બની ગયું હતું તે જાણે તેણીના ધ્યાનમાંજ નહીં ઉતરતું હતું! ધીમે ધીમે તેણીની સમજમાં તે સઘળું આવતું ગયું અને ત્યારે, એક ભયંકર સ્વપનામાંથી જાણે જાગૃત થઇ હોય

તેમ તેણીએ યાદ કર્યું કે તેણીનો ચ્હેરો પુરૂષ—કે જેને તેણીએ પોતાનું તન મન અર્પણ કર્યું હતું. અને જેને તે લગભગ પુજતી થઈ હતી તે તેણીને બેવફા થયો હતો એટલુંજ નહીં પણ જાણી બુજીને આટલી હદ સુધીની દગવા જેટલો નાનરસ અને ધાતકી બન્યો હતો!

તેણીને લાગ્યું કે ગોયા કોઈ અંધારા ગારમાં તેણી જઈ પડી હતી. આશાનું એક ઝાંખું વટીક કીરણ તેણીની નજરે પડયું નહીં. તેણીનાં ભવીષ્યમાં અંધકાર અને ફકત અંધકારજ માલમ પડતો હતો!

"ઓ, હું ઈચ્છુંચ કે હું મરી ગઈ હતે!" અત્યંત દુઃખથી તેણી બબડી. "ગઇ રાતેજ આ બધું જાણ્યા અગાઉં મ્હારી જીંદગીજ ખત્મ થઇ હતે! પણ મ્હારા નશીબમાં તેટલુંબી સુખ નહીં હશે. એ બધું ખમવાને વાસ્તે હું જીવતીજ રહીશ, અરે, હું એ કદી—કદીબી ભુલી જઇ શકીશ નહીં. મ્હારી તમામ જીંદગી દરમ્યાન મેં ગુજારેલા આટલા ટુંક પણ સુખી દીવસોની યાદ મને સદા સતાવતી રહેશે. ઓ, બ્રુસ! બ્રુસ! તમે મને મ્હારે મારગેજ રહેવા દીધી હતે—તમે મ્હારીપર સહેજ પણ દયા માત્ર બતલાવી હતે! ખુદા જાણેચ કે મેં તમોથી અળગ રહેવાની કેટલી કોશેશ કરી હતી! બીજી સ્ત્રીઓની માફક મે તમોને છટકામાં લેવાની જરાબી કોશેશ કરી નહીં. સેંકડો વખત તમરી તરફના મ્હારા પ્યાર સાથે મેં મુંગી લડત ચલાવી, પણ તમારા દીલમાં મ્હારે વાસ્તે સહેજબી દયા હતી નહીં. તમે મને તમોને ચાહતાં શીખવી—ઘડી નહીં ભુલી શકાય તેવા ધાડા પ્યારથી ચાહતાં શીખવી—અને છેવટે તમો આટલા સખત હૈયાના થયા. ઓ બ્રુસ, ખુદા તમોને માફ કરે—તમે મ્હારા તરફ જે વર્તણુક બતાવીચ તેનાં કરતાં પાક ખુદા ઘણી વધારે માયાથી તમો સાથ વર્તે એટલુંજ હું ઇચ્છુંચ!"

અને જખમાયલાં જીગરની એ મુંગી બંદગી સાથ, તેણી લથડતે પગલે ઉઠી અને પોતાનો જે થોડો ઘણો સરસમાન હતો તે એકઠો કરવા લાગી.

થોડે વારે જોઝીન ત્યાં દાખલ થઇ.

"આહ, કેવાં દાહયાં થયાં!" તે બોલી. "મેડમોઝેલે એમજ હીંમત પકડવી જોઇએ. પણ મેડમોઝેલે આશાએસ લેવી જોઇએ. જોઝીન બધું તેવણનું "પેકીંગ" તૈયાર કરશે." અને તેણીએ ફ્લોરીસના હાથમાંથી તે કામ લઈ લીધું.

પલંગપર પડી બેધ્યાનપણે ફ્લોરીસ તેણીને ટીકતી રહી. "ચાલો" સંતોષથી જોઝીન બબડી, "બધું તદન તૈયાર થઈ ગયું અને હવે–" એટલું બોલતાં સાથ તેણી બહાર જઈ વાઇનનું એક ગ્લાશ લાવી ફ્લોરીસ આગલ ધર્યું. "મેડમોઝેલ આટલું પી જશે, ગરીબ જોઝીનને ખુશી કરવા," ફ્લોરીસને નાનું ડોકયું હલાવતાં જોઈ તેણીએ વધાર્યું, "આહ, અને વળી મેડમોઝેલને શકતીની ઘણી જરૂર છે."

કમકમાતની લાગણી સાથ ફ્લોરીસે તે ગ્લાશ લેવા હાથ લાંબો કીધો, અને ચાવી આપેલાં પુતલાં મીસાલ પોતાને ફરમાવવા મુંજબ કીધું તે પછીજ લુચ્ચી જોઝીને પોતાનાં ગજવામાંથી પેલો તાર ખેંચી કાઢયો.

"મેડમોઝેલ, આય હમણાંજ આવ્ગોચ. હું આશા રાખુંચ કે એમાં કાંઇ ખરાબ ખબર નહીં હોય!"

તે તાર ઉખેડીને વાંચતાં ફ્લોરીસે એક મોહટી ચીસ પાડી. "ઓ મેડમોઝેલ શું છે?" તમામ નીર્દોષતાની ઢોંગભેરી આતુરતા સાથ જોઝીને સવાલ કર્યો.

"માહરાં મમા!" મુશકેલીથી ફ્લોરીસ બબડી. "માહરાં મમા ઘણા બીમાર છે, ઘડી પળ છે. જલદી, મને અત્તર ઘડી ઉપડી જવુંચ."

ઉતાવલથી જોઝીન તેણીની તોપી અને કોટ લઇ આવી.

"છટ, છટ, ઘણીજ ખરાબ ખબર પણ તે બીચારાં લેડી

ઘડી પળ નહીં હશે. એ મેડમોઝેલ ગભરાતનાં મારેલાં ઘણું ગંભીર રૂપ લેચ."

"આય વાંચ." ફ્લોરીસ ઉશકેરાઈ. "એમાં લખેછ કે "એકદમ આવો." એકદમ, કે જ્યારે હું તો સેંકડો માઇલ દૂર પડીચ. ઓ ખુદા! હું શું કરૂં? હું શું કરૂં? જલદી કર, જોઝીન, નહીં તો હું મેડ થઇ જાઇશ!"

"હા, હા, પણ ખુદા ખાતર શાંત થાવો, મેડમોઝેલ." તેણીએ ધીરજ આપતાં કહ્યું. તે દુકતીના પેટમાંબી જીવ નહીં હતો કે રખે કોઇ આવી જાય, ને કાંઈ તજેકપર થઇ જાય. "તમો ધારોચ તેટલું ખરાબ નહીંબી હોય, ને તમે એના કરતાં જલદી નીકળીજ નહીં શકતે! આહ મોડમોઝેલ હું ખચ્ચીત દલગીર છું." પણ તેણીએ તે સાંભળ્યું નહીં. તે ઉતાવળે કદમે બહાર નીકલી પડી.

જોઝીન તેણીનો કોટ અને ટોપી લઇ તેણીની પુંઠે ગઈ.

"અને લેડી પેનહર્સ્ટને હું શું જણાવું?" તેણીએ સવાલ કીધો.

"તેવણને કહેજે કે—કે હું કાગજ લખીશ." એમ એક ઘેલીની અદાથી તેણી ત્યાંથી ચાલતી થઈ.

ત્યાં હોલમાં ઉભેલા બે ફુટમેનોએ તેણીના ભખરાયલા અને ચાદર જેવા ચહેરા ગમી ડઘાઇને ટીકયા કીધું, કે જ્યારે જોઝીને સમયસુચકતા રાખી પાછલ પડી તેવોના કાનમાં ફુંક મારી, "મેડ-મોઝેલને ખરાબ ખબર મલીચ ને એકદમ ઘર ઉપડી આવવાનો તાર આવ્યોચ."

બીડેલા હોઠ અને બંધ આંખો સાથ, ફ્લોરીસ, ગાડીનાં એક ખુણામાં દબાઇને બેઠી, અને જોઝીન પણ ડહાપણ વાપડી એકદમ ચુપ બેસી રહી.

સ્ટેશન પર પહોંચતાં સાથ ટ્રેન આવી પુગી. તે એક્ષપ્રેસ ઘણી લાંબેથી આવેલી હોવાથી અંદરના કેટલાક ઉતારૂઓ જરા પગ છુટા

પાડવાની મકસદથી નીચે ઉતરી પ્લાટફોર્મ ઉપર ફેરા ખાવા લાગ્યા.

જોઝીને તેણી સારૂ પહેલા વર્ગની એક ટીકીટ લઇ, એક ખાલી દબ્બો શોધી કાઢી તેણીને તેમાં બેસાડી.

"ગુડ—બાય, મેડમોઝેલ!" તેણી બોલી, અને તેણીનો અવાજ પસ્તાવાથી હોય કે કોઇ બીજા કારણથી હોય, પણ સહેજ ધ્રુજ્યો. "તમે-તમે ગરીબ જોઝીનને આપેલું વચન ભુલતાં નાં."

એક પળ બેધ્યાનપણે ફ્લોરીસે તેણી ગમ ટીકયું, અને પછી નીરાશાથી ડોકુ ધુણાવ્યું.

"નહીં! હું નહીં ભુલીશ!" તે બોલી અને પોતાનું મોઢું ફેરવી નાખ્યું.

ગાર્ડે વ્હીસલ ફોડી અને જોઝીન દબ્બા આગળથી ખસી ગઇ, એવામાં એક ગ્રહસ્થ હાથમાં એક 'સેંડવીચ' પકડી ઉતાવલમાં ડબ્બુસો મારી તે તરફ દોડતો આવ્યો. તે જોઝીન નજદીકથી પસાર થઇ પોતાના દબ્બામાં બેસવા ગયો પણ તેણીને જોઇ એકદમ અચકી ગયો,

"જોઝીન!" તેણે અજાયબીથી પુકાર્યું, "તું હયાં?"

જોઝીને ગભરાટમાં એક બુમ પાડી દીધી.

"મીલાર્ડ કલીફ્ડ!" તેણીએ ફીકકી પડતાં જબાન ખોલી.

"ગાડી ઉપડવાનો વખત થઇ જાયચ, માહરા લોર્ડ" ગાર્ડે, બર્ટીને ઓળખતો હોવાથી નજદીક આવી જણાવ્યું.

"વારૂ, એક મીનીટ" અને તે પાછો જોઝીન ગમી ફર્યો.

"તુંને કયાં જવુંચ? ચાલ, અંદર બેસી જા."

"નહીં, નહીં, એ તો મેડમોઝેલ જાયચ!" તેણીએ ગભરાટમાં કહી દીધું.

"મેડમોઝેલ? કોણ?" તેણીએ સવાલ કીધો અને બારીમાંથી નજર કરતાં ફ્લોરીસને જોઇ.

તેણે ગુંચવાડાથી પાછી જોઝીન તરફ નજર કીધી.

"એ તો મીસ કારલાઇલ છે," તે બોલ્યો. "અને એવણ એકલાં લંડન જાયચ !"

"ત્રેનને મોડું થાયચ, માહરા લોર્ડ." ગાર્ડે પાછો આવી જણાવ્યું,

"હા, હા," જોઝીને ઉતાવલથી જવાબ દીધો. "એવણ એકલાંજ છે, મીલોર્ડ,"

"કાંય ?" ગુસ્સાથી ભવાં ચઢાવનાં તેણે પુછ્યું.

જોઝીને હોઠ કરડયો. શું જવાબ આપવો તે તેણીને સુજ્યું નહીં.

"જલદી જાવો, મીલોર્ડ !" તેણીએ ઉતાવલ કીધી. "ત્રેન ઉપડી જશે."

ફ્લોરીસ બેઠી હતી તેજ દબ્બાનું બારણું ઉઘાડતાં તેણે ગાર્ડને ઇસારત કરી અને ત્રેન ઉપડતાં સાથ અંદર ચઢી બેઠો.

ગુંચવાયલી ગભરાયલી હાલતે જોઝીને તે જતી ત્રેન તરફ એકાદ પળ ટીકયું. ધીમે ધીમે તેણીનાં ચંચલ ભેજાંમાં એક વીચાર આવવા માંડયો, અને તેણીના હોઠ પર મલકાત ફેલાયો. ફ્લોરીસ અને લોર્ડ કલીફર્ડ જે તેણીને ચાહતો હતો, તેઓ બંધે સાથે "બેલીફ઼ી" છોડી જતાં હતાં ! ખચ્ચીત, તેણીના ઉભા કીધેલા નાટકને આ બનાવ ઘણી અંશે બેસ્તી રીતે મદદ કરતો હતો !

એક ધીમાં હસ્વાં સાથ તેણી ત્યાંથી નીકળી, બહાર ઉભેલી ગાડીમાં બેસવા ગઇ. પણ ત્યાં પહોંચતાં વળી તેણીને કાંઇ યાદ આવતાં તે પાછી ફરી અને એક ઉંઘનસી જેવા પોરટરને હડસેલો માર્યો.

"પેલા જવાન બાનુ સાથ જે ગ્રહસ્થ હમણાં ઉપડી ગયા તેને તેં જોયા કે ?" તેણીએ સભ્યતા અને મીઠાસથી પુછ્યું,

તે પોરટરે અજાયબાથી તેણી ભણી ટીકયું, અને હાકારમાં જવાબ દીધો.

"વેલ. એવણ ઘણા મોહટા માણસ છે! એવણ મીલોર્ડ ક-લીફ્રડ હતા." ધણી ઉકમાઇ લેતી હોય તેમ તેણીએ જણાવ્યું.

"ઓ, એમ કે?" પેલાએ ધુખરાયલો જેવો જવાબ વાળ્યો. લોર્ડ કે નહીં લોર્ડ, તેથી એમ ત્રેન થોભાડવાનું તેને કાંઇ કામ નહીં હતું."

"બચ્ચીતજ નહીં." જોઝીને જવાબ દીધો. "સાહેબજી." અને તે ત્યાંથી ચાલી ગઇ.

"ચાઆલો! બનવાજોગ છે કે મીલોર્ડ નોરમન ગરીબડી જોઝીનનું માનશે નહીં એટલે આય પોરટર સાક્ષી પુરશે કે મીસ કારલાઇલ મીલોર્ડ કલીફ્રર્ડ સાથ ચાલી ગયાંચ! આહા આય બનાવ પરથી કાંઇ સારૂં જેવું ઉપજાવી નહીં કાઢે તો માહરા વીચાર પ્રમાણે મીલાડી બ્લાંશ બાહોશ કાંઇ ઘણી નહીં કેહવાય!"

---

## પ્રકરણ ૨૧ મું.

---

બર્ટીના અંદર દાખલ થવા સાથ ફ્લોરીસે ચોંકીને ઉપર જોયું.

"લોર્ડ કલીફ્રર્ડ!" તેણી અજાયબીથી બોલી.

"મીસ કારલાઇલ!" તેણે વળતા જવાબમાં તેણીનું નામ દીધું અને થોડી પળ સુધી તે બંધેએ એકમેક તરફ ટીકયા કીધું.

તેણી સાથ આવી રીતે અચમુચ મેલાપ થવાને સબબે બાપડો બર્ટી સ્તબ્ધ થઇ ગયો હતો, અને શું બોલવું તે તેને પેહલાં તો સુજયુંજ નહીં. તેણીને છોડી જવા પછી બી એકપણ દીવસ તે તેને ભુલ્યો નહીં હતો. રાત અને દીવસ તેણીનીજ યાદ અને તેણીનોજ મીઠડો ચહેરો તેની નજર સામે હતો.

"તમે-લંડન જાઓચ?" અંતે તેણે હીંમત એકઠી કરી પુછ્યું. "તમારો મેળાપ એટલો અચમ્બુચ અને એવી અસાધારણ રીતે થયોચ કે તમે મીસ કારલાઇલ પોતેજ છો એમ બી જાણે હું માની શકતો નહીં." બની શકતી બેદરકારી બતલાવનારા અવાજે તે બોલ્યો.

"હા, હું લંડન જાઉંચ." તેણીએ ધીમેથી જવાબ દીધો.

"હું આશા રાખુંછ કે કાંઇ માઠો બનાવ નહીં બન્યો હોય?" તેણે કાલજીથી કહ્યું. "તમે એટલાં ઠાકેલાં અને બીમાર જણાવોચ કે—"

"હું ખરેખર થાકેલી અને બીમાર છું." તેણીએ જવાબ દીધો, અને સહેજ હસ્તો ચેહેરો કરવાની કોશેશ કીધી, પણ તેણીની આંખમાં આંસુ હતાં. "મને ટેલેગ્રામ મલ્યોચ કે માહરાં મમા મોહતને બીછાને છે."

તેણે મોંઢેથી બોલી દીલાસો આપવાની તજવીજ નહીં કીધી, પણ તેણીના દુઃખ માટેની ઉંડી ગમગીની તેના ચહેરાપર દેખાઇ આવતી હતી.

"હું ખુશી છું કે આ ફાસ્ટ એક્ષપ્રેસ છે." ગજવાંમાંથી ઘડીઆળ કાઢી તે પર નજર કરતાં તે બોલ્યો. "આપણે સહવાર સુધીમાં ત્યાં પહોંચી જઇશું, અને હું ઇચ્છુંચ કે તેટલા વખતમાં મીસીસ કારલાઇલ તમે ધારોચ તેના કરતાં બેટર હોય!"

મુશકીલથી સાંભલી શકાય એવાં એક ધીમાં "ઠેંકયુ" સાથ ગરીબ ફ્લોરીસ નીસાસ થઇ ખુણામાં માથું ટેકવી અઢેલાઇ પડી.

તેણીની આગળની બારી તેણે બંધ કીધી, અને પોતાનો ગરમ બંદુસ કાળજીથી તેણીને ઓઢાડયો.

"હું આશા રાખુંચ કે તમે પુરતાં સગવડભર્યાં થયાં હશો. કમનસીબે રેલવે ગાડીમાં આપણને જોઇતી સગવડ મલી શકતી નથી."

"થેંક્યુ" તેણી જેમ તેમ બોલી શકી. "તમેબી લંડન જાઓચ કે?"

"હા. હું લંડન થઇને જાઉંચ." પોતાની નીર્દોષ બલુ આંખો આતુંરતાથી તેણી ગમી ફેરવતાં જવાબ દીધો, "આથ ત્રેનમાં મુસાફરી કરવા વાસ્તે હું કેટલો ખુશી છું તે હું જણાવી શકતો નથી! હું નીકળવાનો હતેઃ તેબી છેવટની ઘડી સુધી નક્કી નહીં હતું."

"ખરેખર?" તેણીએ અજાયબી બતાવી.

વળી પાછી થોડોક વખત ચુપકીદી ફેલાઇ. એક સવાલ તેનાં મગજને ઘણો ગુંચવાવતો રહયો. તેણી તદ્દન એકલી કાંય મુસાફરી કરતી હતી? તેણીને કંટાલો આપવા તેને ગમ્યું નહીં, છતાં તેનો જીવ નહીંજ ડોબી શકયો.

"તમે "એલીફ્રા"માં રહેલાં હતાંની?" તેણે નરમાશથી સવાલ કીધો

"હા" જમીનપર નજર ટેકવી રાખી, બંધે હાથ એકમેકમાં મજબુત ભેરવેલા રાખી. તેણીએ મુશકેલીથી જવાબ દીધો.

તેનાં મનમાં શું હતું તે તેણી ચેતી ગઇ, અને આવતા સવાલના ભયથી વીચાર કરતી ઘણી ચુપ બેઠી.

"લીંચવાલાંઓ સાથેજ. નહીં વારૂ?" તે બોલ્યો "મેં તમારૂં નામ ત્યાંના પહરોણાંઓમાં વાંચ્યું હતું."

"હા."

"હજી–હજી પ્રુસ ત્યાંજ છે કે? પણ અલબતાં તેમ નહીંજ હોવું જોઇએ, નહીં તો અત્યારે તમે તદ્દન એકલાં નહીં હતે. મે–મેં તમારા અદરાવા વીશેની ખબર પેપરમાં વાંચી હતી, મીસ કારલાઇલ" અને એમ કહેતાં તેનાં ફીકકા ચહેરા પર રતાશ ધાઇ આવ્યો.

"લોર્ડ નોરમન હજી "એલીફ્રા" ખાતેજ છે." તેણીએ ધીમેથી જવાબ દીધો. બર્ટી ચોંકયો, અને ફીકકો પડી ગયો.

પ્રુસ ત્યાં હતો, અને તે છતાં આવી વખતે તેણીને એકલી મુસાફરી કરવા દેતો હતો!

"ખરેખર? ત્યારે એ તમોને–ઓ, મને માફ કરજો. આવી રીતે સવાલો પુછવા માટે મ્હારી પર ગુસ્સે ના થતાં."

"નહીં નહીં!" ધ્રુજતે અવાજે તેણી કગલી. "પણ હવે મહેરબાની કરી બસ કરો. હું થાકી ગઇ અને–અને બીમાર છું. હું ધારૂંચ."

"ઓ મને માફ કરજો!" તે પસ્તાવાથી બોલ્યો. "પણ ખચ્ચીત તમારી વચ્ચે માથું મારવાની મતલબે મેં નહીં પુછયું હતું."

"હું તે જાણુંચ." તેણી બબડી.

"હું તમોને કંટાળો નહીં આપીશ. હવે તમે જરા ઉંઘવાની કોશેશ કરશો? આય બંદુસ મને બરાબર સરખો કરવા દેવો" અત્યંત કાળજીથી તેણીને પુરતી ઉંફ રહે તેમ તે તેણીનાં અંગપર સરખો કરતાં તેણે કહયું. "હવે તમે જરા આશાવશ લઇ ઉંઘવાની કોશેશ કરો."

કલાકો વહેતા ગયા અને દુઃખી ફ્લોરીસ તેજ દુઃખી હાલતમાં આંખ વીંચી પડી રહી કે જ્યારે ભલો બર્ટી વફાદારીથી તેણીની ચોકી કરતો બેસી રહયો. અંતે ત્રેન તે મોહટાં તરમીનસ પર આવી લાગી, જ્યાં ફ્લોરીસને બીજા સ્ટેશન પર જઇ બીજી નાહની ગાડીમાં બેસવાનું હતું.

"તમે હયાંજ ઠોબજો. હું જરા વારમાં તમોને લેવા આવુંચ." અને તેણીને ત્યાંજ બેસાડી તે તેણીના સામાન અને ગાડીની ગોઠવણ કરવા લાગ્યો.

બે પાંચ મીનીટમાં તે પાછો ફર્યો. "મેં તમારે વાસ્તે એક ગાડી કીધાંચ. તમારી ત્રેનપર પહોંચી શકાય તેટલોજ વખત ફાજલ છે. ચાલો."

સંભાલથી તેણે તેણીને તે ઘોડા ગાડીમાં બેસાડી અને પોતે સાથે ચઢી બેઠો.

"ઓ! હવે સાથે આવવા કાંઈ જરૂર નથી." તેણીએ કહ્યું. "મેં તમોને અત્યારમાં પુરતી મહેનત આપીચ. હવે મહેરબાની કરી મને વધું શરમાવો ના."

"હું તમોને સ્ટેશન સુધી મુકવા આવવા માંગુંચ, જો તમે રજા આપતાં હોવો તો." તે બોલ્યો અને પછી ઘણાજ ધીમા અવાજે વધાર્યું. "હું ઇચ્છુંચ કે આખો રસ્તો હું તમારી સાથે આવી શકતો હતે! તમારી ખબર અંતર મને લખતાં રહેશો?" થોડેકવારે તેણે સવાલ કીધો. "હું તમોને માહરૂં 'એડ્રેસ' આપીશ."

"હા."

સ્ટેશન નજદીક આવવા લાગ્યું અને તેઓને છુટાં પડવાનો વખત આવી લાગ્યો. તેણીના દુઃખનું ખરૂં કારણ જાણવા તેને હદ વગરની જીજ્ઞાસા થઇ અને અચબુચ તે તેણી તર્ફ વાંકો વાલ્યો. એટલો અચબુચ કે ફ્લોરીસ એકદમ ચોંકી.

"ફ્લોરીસ—મીસ કારલાઈલ—હું થોડીક મીનીટમાં તમારેથી છુટો પડીશ. ખુદા સાહેદ છે કે કેટલી દલગીરી અને દુઃખ સાથે! પણ તે અગઉ મને નહીં જણાવશો કે તમે બુસ વગર આય મુસાફરી એકલાં કાંય કરોચ? એને તમોને એકલાં કેમ આવવાં દીધાં?" અત્યંત કાકલુદી અને માયાથી તેણે પુછ્યું.

"હું-હું તમોને નહીં જણાવી શકતી."

તેનો ચહેરો ફીકકો પડયો. "ત્યારે કાંઇબી બનવા પામ્યુંચ! ખુદા ખાતર મને કહે, ફ્લોરીસ. હું તને આય હાલતમાં છોડી જઇ શકતો નથી. માહરી પર દયા કર ને મને કહે, ને મને મદદ થવા દે."

"તમે મને કાંઈજ મદદ કરી શકશો નહીં. કોઇજ નહીં કરી શકશે." ફીકકે ચહેરે અને ધ્રુજતે અવાજે તેણી બોલી.

"પણ તેણી મને કહે. હું તારો પોતાનો ભાઇ હોવું તેમ તું માહરામાં વીશવાસ મુક. હું ખરા દીલથી ઇચ્છુંચ કે હું ખરેખરો તાહરો ભાઇ હતે!"

ફ્લોરીસે માથું ધુણાવ્યું.

"બ્રુસ તાહરી સાથ કાંય નથી?" અત્યંત કાલાવાલાથી તેણી તરફ જોઇ તેણે પાછું પુછ્યું.

તેણીનાં આંગમાંથી એક ધ્રુજારી પસાર થઇ.

"તેની વાત ના કરો. મને–મને તેવણુને ભુલી જવા દેવો."

"તેને ભુલી જવા! બ્રુસને ભુલી જવા માંગેચ? કાંય હજીતો થોડાજ દીવસ પર તમે લોક અદરાવાં" ઉશકેરણીથી ધ્રુજતાં તેણે પુકાર્યું. "શું–તમે લોકોએ શું કરજ તોડી નાંખ્યું? ખુદા ખાતર મને કહેસે, ફ્લોરીસ!"

"હા, તોડી નાંખ્યું" અત્યંત ગમગીનીથી તેના સામુ જોઇ તેણીએ જવાબ દીધો. "ત્યારે તાહરાં મમાની ખબરની સાથે આયજ બીજી બાબદે તાહરી પર આવી ,ખરાબ અસર કીધીચ કે? હું–હું ધારતો'તોજ! પણ કાંય એ શું બની ગયું? ઓ, ફ્લોરીસ, તુંને આવી હાલતમાં જોતાં મને કેટલું દુઃખ થાયચ તે તું કેમ જાણી શકશે. ફ્લોરીસ, તું જાણેચ કે તુંને માત્ર એક કલાકનું બી સુખ હું આપી શકતો હોવું તો તેને વાસ્તે હું મારી આખી જીંદગીનો બી ભોગ આપવા તૈયાર થાવું."

તેને ચુપ કરવાને તેણીએ પોતાનો હાથ આજુજીથી લાંબો કર્યો, પણ તે ઠેહ્ર્યો નહીં.

"તે તું જાણેછ, ફ્લોરીસ. મને તુંને મદદ થવા દે. મને કહે કે શું બન્યુંચ. શું તમોને કાંઈ બોલાચાલી થઇચ.?"

તેણીએ ડોકું ધુંણાવી ના પાડી.

"નહીં! ત્યારે બ્રુસનોજ વાંક હોવો જોઇએ. કોઇબી રીતે વાંક તેનોજ હશે. પણ તે પસ્તાશે. હજીબી મામલો સુધરવાને મોડું થયું નથી. ફ્લોરીસ, મને તાહરો ખરેખરો ભાઇ થવા દે! અને તમો વચ્ચેનો સબંધ પાછો જોડવાનો સંતોષ લેવા દે! તું મને રજા આપેચ, ફ્લોરીસ."

"નહીં, તે કોઇથી બની શકશે નહીં. તમારેથી વઠીક નહીં."

"મને તેની પર લખવાની રજા આપ." તેણે અરજ કીધી. "અમે ઘણા જુના મીત્રો છઇએ. અને તે બીજા કોઇનું નહીં માનશે તેટલું માહરૂં માનશે. ફ્લોરીસ. હું તેને પીછાણુંચ તે પરથી ધારી શકુંચ કે આય ઘડીએ બી તે તાહરાજ જેટલું દુઃખ ખમતો હશે. પણ હું તેનો નથી વીચાર કરતો. હું તાહરો વીચાર કરૂંચ, તાહરોજ. મને લખવા દે. તેથી ઘણો ફાયદો થશે."

તેણીના ફીકકા ગાલોપરથી મોતી સમાન આંસુ ખરી પડયાં,

"કાંઇબી લખવાથી સહેજબી ફાયદો થઇ શકશે નહીં." દુઃખથી તેણી બબડી, અને તેણીના અવાજમાં કાંઇ એવું હતું કે તે શબ્દોની સચ્ચાઈ વીશે બર્ટીની ખાત્રી થઈ.

"ત્યારે તેણે તુને કાંઇ ઘણું મોહટું નુકસાન કીધેલું હોવું જોઇએ!" ગુસ્સાથી નેણ ચઢાવતાં તે બોલ્યો. "નહીં વારૂં?"

"કદીબી પાછું નહીં સમરી શકે એવું મોહટું નુકસાન." તે બબડી.

"ઓ ખુદા! ત્યારે તે-ને તુંને બેવફા થયોચ?" તેણે ધાસ્તીથી પુકાર્યું. "પણ અરે, ખચ્ચીત એ બનવાજોગ નથી!"

તેણીએ પોતાનો ચહેરો તેની નજદીકથી ફેરવી લીધો.

"શું ખરેખર? બ્રુસ! ઓ ફ્લોરીસ, કાંઇબી ઘણી ગંભીર ભુલ થઇચ. હું બચપણથી બ્રુસને પીછાણુનો આવ્યોચ અને એની

સાચવત અને આબરૂની ખાત્રી આપવા માહરો જીવણી આપવા તૈયાર છું—"

"ઓ, બસ બસ કરો!" તેણી કગળી પડી. "એમાં કાંઇ ફાયદો નથી. હું-હું પોતેગી તમારીજ માફક ખાત્રી આપવા તૈયાર થતે, અને તે છતાં-તમે જોવોચ કે હમે છુટાં પડવાંચ," તેણીના હોઠ ધ્રુજ્યાં. "હવે વધુ કાંઇ બોલના ના. હમારી વચ્ચે જે અંતર પડયોચ તે કોઇગી એક કરી શકશે નહીં. હું હવે તેવણને કદી પાછા જોઇશ નહીં. હમો વચ્ચે બોલાચાલી થઇ હતે તો તમે શું એમ ધારોચ કે હું માહરો વાંક નહીં જોઇ શકતે? હું પગે પડતી એવણ આગળ જતે. કાંઇગી બોલાચાલી કે મારામારી થઇ હતે તો તેનો રસ્તો થઇ શકતે પણ જે બનાવે હમોને છુટાં પાડવાંચ તે એવો છે કે જેનો કાંઇ રસ્તોજ નથી. જો તમોને માહરીપર દયા હોય તો-"

"ફ્લોરીંસ !"

"એક બોલગી ના બોલો. મને વચન આપો કે તમે લખશો નહીં. તેમ કરવુંબી આપુને હલકાં પડવા જેવું છે. ઓ, લોર્ડ કલીફર્ડ, મને નગુણી ના ધારતા. મેં તમોને હમેશ એક મીત્ર ગણ્યાચ. હું ભુલી નથી ગઇ-" અને એ બોલતાં તેણીની આંખમાં આંસુઓનો દરીયાવ વહેતો હતો—"એક મીત્ર તરીકે મને મદદ થવાનું તમારૂં વચન હું ભુલી નથી ગઇ. અને તમારી ઘણી ઉપકારી છું, ઘણીજ. મગર, એક મીત્ર કે બાદા કોઇગી મને હાલમાં મદદ કરી શકે એમ નથી."

પોતાના કપાલપર ફુટી નીકળેલો પરસેવો બર્ટીએ મુંગે મોઢે નુછી નાખ્યો.

"ત્યારે શું કરવું?" જરાવારે તે ધીમેથી પટપટયો.

"કાંઇજ નહીં. લોર્ડ કલીફર્ડ, આપણને દરેકને કાંઇ ને કાંઇ મુશકેલીઓ ખમવાની છે, અને માહરાથી બની શકતી રીતે હું

માહરી મુશકેલીઓ ખમી શકાશ. પણ હું તમારી ભલાઇ કદી ભુલીશ નહીં. કદી નહીં. જીંદગીના છેડા તુલીક ઉપકારના ઉભરા સમેત હું તે યાદ કરતી રહીશ." અને પોતાનો ધ્રુજતો ઠંડો હાથ તેણીએ તેને આપ્યો.

તેણે તે લઈ જોરથી પોતાના હાથમાં દાબ્યો.

"ઓ, હું અગાઉથી જાણી શકતે! મને જરા આગમચથી ચેતવણી મળતે!"

તે નીરાશાથી બડબડયો.

"તોબી તમે મને મદદ નહીં કરી શકતે!"

"નહી. પણ–પણ હું એક ચીજ કરી શકતે. જે પગલું મેં હમણાં ભર્યુંચ તે ભરતાં અટકતે!"

તેણીએ ગુંચવાડાથી તેના ભણી જોયું. તેના હોઠ તેને થતાં દુઃખથી મજબુત બીડાયલા હતા.

"ફલોરીસ–મીસ કારલાઇલ–હમણાંજ મે તમોને જણાવ્યું કે હું તમોને છોડી જવા કેટલો દલગીર છું. તમારી આગલ રહીને હીંમત આપવાની મને કેટલી જરૂર છે. તે જાણ્યા આગમચ મને એટલું બધું લાગ્યું તો વીચાર કરો કે હવે આ જાણ્યા પછી તો મને કેટલું વધારે દુઃખ થતું હશે! ફલોરીસ, હું તને તાહરે ઘેર સુધી મુકવા નથી આવી શકતો, તાહરી બાજુમાં તુંને હીંમત આપવા રહી નથી શકતો તેનું કારણ એટલુંજ કે હું ઇંગ્લાડ અબઘડી છોડી જાઉંચ.

"હા. મને "એકટીવ સરવીસ"નો હુકમ મલ્યોચ. હું માહરી રેજીમેંટમાં જોડાવા બંદરપર જાઉંચ, અને તેની આગમચ મને મુદલ વખત નથી."

"તમારી રેજીમેંટ?"

"ફ્લોરીસ," નાચારીથી તેણી તરફ ટીકતાં તેણે જણાવ્યું "તુંને ભુલી જવા મેં મજબુત કોશેશ કીધી—ઓ, તું એ સાંભલી બીહ ના. તું શું એમ ધારેચ કે તાહરી આવી મુસ્કેલીમાં હું તુંને માહરા પ્યાર બાંમે કંટાલો આપીશ? જરાબી નહીં. મેં ખરાં દીલથી તુંને ભુલવાની કોશેશ કીધી પણ તેમાં ફાવ્યો નહીં. માહરા કરતાં કોઇ વધારે મજબુત આદમી હતે તો કદાચ તેમ કરી શકતે, પણ હું કરી શકયો નહીં, કારણ તાહરા માટેનો માહરો પ્યાર માહરા પોતા કરતાં વધારે મજબુત હતો, અને હું ફાવ્યો નહીં. જ્યારે મેં પેપરમાં બ્રુસ સાથ તાહરા અદરાવાની ખબર વાંચી ત્યારે મને ઇંગ્લાંડ વધારે કડવા આવ્યું અને માહરી તેવી હાલતમાં કદાચ તમો બંનેનો મેળાપ થાય તો તે માહરાથી ખમી શકાય નહીં એવું મને લાગ્યું. હું અગાઉ મીલીટરીમાં આફીસર હતો. અને તેથી મેં "એકટીવ સરવીશ"માં જોડાવાની માંગણી લખી મોકલી. તે લોકે માહરી માંગણી કબુલ કીધી અને મને તુરત ઉપડી જવાનો હુકમ થયોચ."

"થોડાક કલાક આગમચ હું નીકલી જવા માંગતે તો નીકલી જતે. પણ હવે તેમ બની શકે એમ નથી. મને જવુંજ જોઇએ. તુંને તાહરી આવી મુશકેલીમાં એકલી છોડી મને જવું પડશે. અરે; હું થોડો વખત ડોલ્યો હતે—ઓ, તેમ સમજવામાં ભુલ ના કરો—" ફ્લોરીસને કમકમીને હડી જતાં જોઇ તેણે ઉતાવલથી વધાર્યું. "તમને જીતવાની આશામાં હું એમ નથી બોલ્યો, જોકે ખુદા સાહેદ છે કે માહરો પ્યાર કેવો મજબુત છે. હું તે માહરી આશાનો વીચાર નહીં કરતો હતો. હું મને તાહરો એક ભાઇજ ગણુંચ, ફલોરીસ, વ્હાલી ફલોરીસ, મને તુંને છોડી જવી પડેચ—" તેનો અવાજ ધ્રુજ્યો, "અને કદાપી હું તુને કદી પાછી જોઇ શકીશ નહીં! તુંને આવી રીતે મુશીબતમાં એકલી છોડી જતાં મને દુઃખ થાયચ, પણ તેમ કરવુંજ પડશે!"

"માહરો વીચાર ના કરો," તે બબડી.

સ્ટેશન આવી લાગતાં તેણે ઘડીયાલ કાઢી વખત જોયો.

"હા. આપણને છુટાં પડવું પડશે. હવે કે જ્યારે તાહરી બાજુમાં રહી તુને હું સહેજ બી ઉપયોગી થઇ પડતે! હું મુરખ ગધેડો બન્યોચ!"

"ઓ, હશ:" ફ્લોરીસે તેને અટકાવ્યો. "તમે કાંઇ નહીં કરી શકતે. માહરો વીચાર ના કરો. પણ તમે લડાઇમાં—"

"લડાઇની કોણને પરવાહ છે? તે તો અત્રેથી નીકલી જવાનું માત્ર એક બહાણુ હતું. કાંઇ કામકાજમાં રોકાઈ તુને ભુલી જવાનું હતું. જ્યારે હવે તો યાદ હું સાથે લઇને જઇશ. કોઇના બી આધાર વગર એકલી, કે જ્યારે હું બાજુમાં રહી કાંઇબી કરી શકતે. હા, હું મુરખ બન્યોચ અને મને તેની ઘટતી સજા થશેચ!"

હવે તેને દીલાસો આપવાની તેણીની વારણ આવી. નરમાશ અને માયાથી તેણીએ તેનો હાથ પોતાના હાથમાં લીધો.

"અને તમે શું એમ ધારોચ કે તમે મને મદદ નથી કીધી," મધુર ગમગીન અવાજે તેણીએ તેને સમજાવ્યો. "વહાલા ભાઇ, તમારી ભલાઇ અને તમારા ઉમદા ખવાસની યાદ સદા માહરી સાથેજ રહેશે, તે મને મદદ કરશે. મને ભુલતા ના, લોર્ડ કલીફર્ડ, યાદ રાખજો કે ઈંગલાંડમાં તમારી એક બહેન છે કે જે તમારી સલામતી અને તમારાં સુખને વાસ્તે હંમેશ બંદગી કરતી રહેશે, અને ગમે તે થશે છતાં, તમે કેવા એક સાચ્ચા મીત્ર પુરવાર થયાચ તે ભુલસે નહીં" બરટીની આંખો આંસુથી ભરાઇ ગઇ, તેણીનાં દુઃખ માટેનાં ખરાં જીગરના વીલાપનાં આંસુ કે જે તે ખરા મરદ બચ્ચાને જરા પણ શરમાવનારાં નહીં હતાં.

"ખુદા તને સાહય થાય. ફ્લોરીસ!" તે ગુંગલાયલે અવાજે બડબડયો. "હું ઇચ્છુંચ કે ક્રુસનું નસીબ માહરે ફાળે આવ્યું હતે!

તેણે જે મીસાલ તેને પગ તળે કચડી નાખ્યુંચ તેમ હુ કદી થવા દેતે નહીં!"

વખત થઇ ગયો હતો. ઉતાવલથી તેણે ટીકાટ કરાવી દીધી અને તેણીને ત્રેનમાં બેસાડી અને પોતે બહાર દરવાજા આગલ ઉભો રહી છેવટની ઘડી સુધી તેણીનો હાથ પોતાના હાથમાં પકડી રાખ્યો.

"છેલ્લી સલામ, ફ્લોરીસ! માહરૂં જીગર સદા તાહરી સાથેજ રહેશે, વ્હાલી બહેન!" ત્રેન ઉપડતાં તે છેલ્લા શબ્દો બોલ્યો, અને તેણી તેની નજર આગળથી સદાની દુર થઇ!

## પ્રકરણ ૨૨ મું.

શું બનવાનુ છે તેની ચેતવણી જો આગમજથી આદમી જાનને મલી હતે, તો લોર્ડ નોરમન તે કારમી સહવારે શીકારે જવાનું ગમે તે છતાં માંડી વાલતે. તેને માટે રચાયલા તાગડાથી બાલકુલ બીન માહીતગાર હોવા છતાં એટલું તો મગર ખરૂં, કે તે દહાડે તેને જાહજી ઉલટ થઇ નહીં.

તેને હરણનાં શેકારનો બેહદ મોહ હતો, અને તે આખી પાર્ટીમાં તેના જેવો ચપળ આંખનો અને અડંગ શીકારી બીજા કોઇ નહીં હતો, છતાં, તે દીવસે તેને શીકારે જવા કરતાં ફ્લોરીસની કંપનીમાં રહેવું વધારે ગમતુ હતું.

એમ છતાં, તેમાંથી છટકી જવાનું બનવાજોગ નહીં હતું. સર જોસફે કાંઇક અડવાડયાંઓ થયાં તે બાબે બધી ગોઠવણો રચી હતી, અને વળી બધાઓ ખાસ કરીને લોર્ડ નોરમનની કંપનીના આરજુ કરતા. તે પાર્ટી સહવારના પહોરમાં ઘોડેસ્વાર થઇ નીકળી. તેઓ સાથ ગામના થોડાક 'સ્કોચ' જાતના નોકરો, ત્યાંની જગામાં

શીકાર કરવાને તેઓને મદદ થઇ પડે તે વાસ્તે હતા, અને તે ગોઠવણ દરેક રીતે ફતેહમંદ થવાની અને ઘણો સરખો શેકાર એકઠો થવાની દરેકને વકકી હતી.

તે આખો દિવસ મુસાફરીમાં લોર્ડ નોરમન ઘણો ચુપ હતો, પણ રાતના ખાણા પછી તે સહેજ ખુશાલ થયો, અને બીડી સળગાવી સઘળાઓ તાપેહેલે બેઠા ત્યારે અગાઉ ખેલેલા શીકારની કાંઇક વાતો કરી તેણે તેઓને રીઝવ્યા.

એ મુજબ તાપેહેલાં કરી રાતે અગીઆર વાગતે સઉ બીછાણે ગયા. શીકારને વાસ્તે સર જોસફે ત્યાં ખાસ બાંધેલું તે મકાન જોકે પુરતી સગવડનું છતાં ઘણું મોહટું નહીં હતું, અને દરેક ઓરડામાં બબે જણને સુવાની ગોઠવણ કરવામાં આવેલી હતી.

લોર્ડ નોરમનના રૂમનો ભાગ્યો, કોલેજના અભ્યાસમાંથી ફારેગ થઇ તુરતનોજ બાહાર પડેલો એક કોઇ ઘણો જવાન ખુબસુરત છોકરો હતો, કે જે લોર્ડ નોરમનનો ખરાં દીલનો વખાણનાર હતો, અને જેણે પોતેજ ઘણી કાકલુદીથી, લોર્ડ નોરમનનાજ રૂમનો ભાગ્યો થવાનું, સર જોસફ કને માંગી લીધું હતું.

બધાઓ ઉઠવાની આગમચ તે છોકરો ઉઠીને પોતાના રૂમમાં ગયો, અને સઘડીના આંતશ બરાબર સળગાવ્યા, અને પોતાથી બની શકતી તજવીજે પોતાના માનીતા શુરવીરને વાસ્તે તે રૂમને દરેક રીતે સગવડભર્યો બનાવવાની કાળજીભરી કોશેશ કરવા લાગ્યો.

"વેલ, હેરી." લોર્ડ બુસે આવતાં સાથ ઓરડામાં નજર કરતાં કહયું. "તું અગાઉ જેવોજ રહી ગયોચ. ને વાહ સઘડી કેવી સરસ ઘગઘગેચ. મને એની નજદીક બેસવા લાલચ થાયચ. હું સીગાર સળગાવું તો તુંને અડચણ છે?"

"અડચણ!" લોર્ડ હેરીએ જવાબ દીધો. "હું બી એક પીવા માંગુચ, જો હું તમોને નજીક બેસીને હરકત નહીં કરતો હોવું તો."

લોર્ડ નોરમન હસ્યો. તે છોકરાની પોતા તરફની શીલાગીરીથી તે ખુશી થયો.

"આમાંથી એક લે." પોતાનો સીગાર કેસ તેની આગલ ધરતાં તેણે કહ્યું, "પણ આપુને ઘણો વખત બેસી રહેવું નહીં જોઇશે. કાલે સકાલેથી આપુને જવાનું છે ને આખો દહાડો આપણે ઘણા રોકાયલા રહીશું. હેરી."

"તે વીચારથી મને તો ઉંઘબી નહીં આવતી," નાહના લોર્ડ હેરીએ બચ્ચાં સહી ઉલટથી જવાબ દીધો. "અને હા, નોરમન, જો તમોને કાંઇ અડચણ નહીં હોય તો કોઇ બીજાને બદલે, તમારી સાથે તમે મનેજ રાખશો?

"હું જાણુંચ કે માહરી માંગણી ઘણી કઠણી છે, પણ જો તમે "હા" કહેશો તો તમે જેમ ફરમાવશો તેમ કરવાને હું વચન આપુંચ, ને તમોને જરાબી કંટાલો નહીં આપીશ."

"તાહરી કંપનીથી હું ખુશી થવશ, હેરી." આવના બનાવોની આગાહીથી બીલકુલ બેખબર લોર્ડ નોરમને જવાબ દીધો, "અને માહરી ખાત્રી છે કે તું જરાબી મને કંટાલો નહીં આપશે."

લોર્ડ હેરીએ ખુશી થઇ આભાર માન્યો અને સઘડી નજદીક બેસી તાહેલાં કરતા તે બંને શીગારનો ધુંવો ઉરાડતા રહ્યા. પોતાના ઉમરાવી પીતાનાં મરણથી બે ત્રણ વરસ થયુંજ લોર્ડ હેરી ખેનાબ અને મીલકતનો વારેસ થયો હતો અને ઓકસફરડની યુનીવરસીટીમાં ગયે સાલેજ તેણે અભ્યાસ પુરો કર્યો હતો. તે અસલથીજ લોર્ડ નોરમનનો વખાણનાર હતો અને તેનાં પ્રત્યેનાં તે છોકરાના વ્હાલ અને શીલાગરી અજબ પ્રકારનાં હતાં. હાલમાં પણ, લોર્ડ નોરમન તેને

હરણનો શીકાર કરવા બાબેની જે સમજણ આપતો અને સાવચેતીના પાઠ કહેતો હતો, તે અની ઉતસાહ અને વખાણથી સાંભલતો તે બેઠો હતો.

"તમે જેમ કરશો તે જોઇને હું બી તેમજ કરશ." તે ઉલટથી બોલ્યો.

"નસીબ યારી આપશે તો આપણે બધાં કરતાં સારૂં કરી શકશું, અને આપણે હવે બીછાને જવું જોઇએ, હું ધારૂંચ."

તે છોકરો તાબેદારીથી તુરત ઉઠયો અને બીછાણે ગયો, જ્યારે લોર્ડ નોરમન બીજે લગભગ એક કલાક સુધી ત્યાંજ સઘડી નજીક, કાંઇ ઉંડા વીચારમાં ગીરફતાર બેશી રહયો.

બીજી સહવારના સકાળે તેઓ ઉઠયા અને ચાહ નાસ્તાની ધામુખર પુરી થવા બાદ સઉ પાઉંપ્યાદા ત્યાંથી નીકળી ગયા. તેઓની પાછલ તેમના નોકરો દરેકના ઘોડા લઇ ચાલતા થયા.

પોતાના વચન મુજબ લોર્ડ નોરમને પોતાના સાથી દાખલ હેરીને પસદ કીધો અને ડોનાલ્ડ નામના એક નોકરને તેઓએ પોતા-સાથે લીધો.

ડોનાલ્ડ એક સ્કોચમેન હોવાથી તેને ત્યાંના રસ્તાઓની અને દરેક ખુણાં ખચોલાંની માહીતી હતી, એટલે તે તેઓને ઘણો ઉપેપાગનો થઇ પડયો.

ઝાડીઓ અને ટેકરાઓ કુદાવતા તેઓ ત્રણે, એકાદ હરણીની શોધમાં ભટકવા લાગ્યા. બપોર થતાં તેઓ પોતાની બંદુક લઇ એકાદ મોહટાં ઝાડના ખાચામાં છુપાયલા હતા, તેવામાં ડોનાલ્ડે હાથની સહેજ ઇશારત કરી તેઓને ચેતાવ્યા. એક હરણ, ટેકડીઓની પછ-વાડેથી નીકળી, પોતાની ખુબસુરતીપર મગરૂર થતું લટકતી ચાલે ચાલતું આવતું તેમની નજરે પડયું.

લોર્ડ નોરમન તુરત જમીન પર સુઈ ગયો, અને હેરીએ તેનો દાબલો પકડયો. તે ત્રણે આતુરતાથી તે નજદીક આવતાં જાનવરને ટીકતા રહયા, અને ઉશકેરણીને મારે તેઓનો દમગી ગોયા એવડી ઝડપે ચાલવા લાગ્યો.

ધીમે કદમે અને પુર દમામથી તે ખુબસુરત પ્રાણી તેઓ ભણી આવતું હતું. થોડેવારે તેણે ઉભું રહી આસપાસ નઝર કરી ફુંફારા લેવા માંડયા, અને કોઈ નહીં હોવાની ખાત્રી સાથ તે નજીક આવવા લાગ્યું.

તેઓની બરાબર સામે આવતાં લોર્ડ નોરમને હેરી ભણી ફરી 'ફાયર'ની નીસાની કીધી. પોતાને આપેલી એ ઉમદા ટક માટે તે છોકરાએ ઉપકારના ઉભરાથી તેના ભણી નજર કીધી. અને સહેજ અચકાયો, પણ પછી તુરતજ ગોળી છોડી.

તે નીશાન છટકી ગઈ, અને ડોનાલ્ડે મોંહડું કુમલાવ્યું પણ બીજીજ પળે લોર્ડ નોરમને પોતાની ગોળી છોડી કે તે હરણ એક કુદકા સમેત ભે.યપર પછડાયુ.

લોર્ડ હેરીએ એક નાહનાં બાળક પેરે ફતેહની ખુશાલીનો પોકાર કીધો અને કુદકા સમેત ત્યાં દોડી ગયો.

હવે, એક પ્રાણીને ગોળી છોડવાથી તે ભોંયે પછડાય. તો એમ નથી દરતું કે તે મરી ગયલું હોવું જોઇએ, અને ડોનાલ્ડે અને લોર્ડ નોરમને તેજ મુજબની ચેતવણીની બુમ પાડી પણ ગરીબ હેરીએ તેનો ઉલટોજ અર્થ ઉઠાવ્યો અને તે પડેલાં હરણની વધુ નજીક જવા લાગ્યો, કે તે પ્રાણી તુરત પોતાને હેરાન કરનાર પર કીનો લેવા એક ઝતાક મારી ઉઠયું.

તે એક ભયંકર દેખાવ હતો. તે જાનવર એક છેડાયલાં ભુંડ પેરે પોતાનાં તીક્ષણ શીંગડાં હલાવતું તેની સામે થયું કે જ્યારે તે ગરીબ છોકરો ગભરાટનો માર્યો સુનો સાવજ થઇ ગયો.

થોડીક પળ અને સઘળું તમામ થઈ જતે, તે જવાન કાળ-ગરો જીવ આ જંગલી દુન્યાગાંથી ફારેગ થઇ જતે, મગર સારે નસીબે હેરીનો પગ કાંઇક ઝાડીમાં ભેરવાઈ ગયો, અને તે ચતોપાટ જમીનપર પછડાઇ ગયો જેથી તે જાનવર સહેજ અચકી ગયું. બીજીજ પળે તે પાછું હુમલો કરવા આગલ ધસ્યું, પણ તેજ કટોકટ વખતે લોર્ડ નોરમન ત્યાં આવી પુગ્યો અને બંદુકનો એક સાબુત ફટકો લગાવવા હાથ ઉગામ્યો. તે જાનવરની નજર તુરત ત્યાં જતાં હેરીને છોડી તે તેની તરફ ગયું.

લોર્ડ નોરમન ખરી બહાદુરીથી લડયો છતાં તે જાનવરનાં જીવલેણ શીગડાંનો તે જલદીથીજ ભોગ થઇ પડયો. અને તે તમ્મર ખાઇ જમીન પર પછડાયો.

હવે, અને હવેજ પેલા નોકરને પોતાની બંદુકમાંથી ગોળી છોડવાની હીંમત આવી, અને ત્યારે એક ઝટકા સમેત તે જાનવર આ વખત ખરેખર મુવેલું, લોર્ડ નોરમનના શરીર ઉપરજ આડું પડયું. આ બધું લખતાં અને વાંચતાં વખત લાગે તેના કરતાંબી થોડા વારમા એ સઘળું બની ગયું. મહોત જેવા ફીકકા અને ડઘા-યલા ચહેરાએ હેરી ડોળા ફાડી લોર્ડ નોરમનને ટીકતો રહયો, જ્યારે શું બની ગયું હતું તે વટીક તેને જાણે થોડીક પળ ભાણ નહીં થયું.

ડોનાલ્ડે તે પછી તુંરત પેલાં હરણનાં શબને લોર્ડ નોરમનના શરીરપરથી ખેંચી કાઢી બાજુ કીધું, અને તે બેહોશ થયલા ઉમ-રાવના માથાંને પોતાના ખોળામાં ટેકવ્યું, કે જ્યારે લોર્ડ હેરી ગુંઠ-ણે પડી તેના શરીર પર વાંકો વળ્યો.

"ઓ, એ મેં શું કીધું? મેં શું કરી નાંખ્યું?" તેણે કક-લાત કર્યો.

"એવણ જીવેચ કે, ડોનાલ્ડ? ઓ ડોનાલ્ડ, હવે આપણે શું કર્યે?"

"ગડબડ ના કર, છોકરા" તે સ્કોચ નોકર છેડાયો. "મને દારૂની ફ્લાસ્ક આપ. એ બીચારો મરી જાય, તો ખાત્રી રાખજે કે તહને બચાવતાં એને પોતાનો જીવ આપ્યોચ. નહીં તો તું અત્યારનો ખલાસ થઇ ગયો હતે. ચાલ જલદી કેડે દોડી જઈ તાહરી ટોપીમાં થોડું પાણી ભરી લાવ. ને રસ્તામાં જતા જતાં જેમ બને તેમ મોહટાં ઘાટાંએ મદદ સારૂ બુમો પાડજે.'

તે છોકરો તુરત કુદકો મારીઉઠયો અને તેના ફરમાવ્યા મુજબ કીધું, પણ તેની બુમનો કોઇએ જવાબ કીધો નહીં. અને તે જ્યારે પાણી લઈ પાછો ફર્યો ત્યારે હજી તે બહાદુર ઉમરાવ બેહોશીમાંજ હતો.

તેના કપાલ પર અને ગરદન પર જખમો પડયા હતા જેમાંથી લોહી પુશકલ વહેતુ હતું. બ્રાંડી અથવા પાણીથી વટીક તે હુશીઆરીમાં આવી શકયો નહીં, અને ત્યારે તે હમેશનો ખડતલ સ્કોચમેન જીંદગીમાં પેહલીજવાર ખરે મને ગભરાયો.

"નહીં, નહીં એ મરી નથી ગયો, છોકરા." લોડ હેરીના અત્યંત આતુરતા ભરેલા અસખ્ય સવાલોના જવાબોમાં તે બોલ્યો. "પણ એને હવે હુશીઆરીમાં લાવવોજ જોઇએ. જો આય એકાદ ઝાડ પર ઉંચે ચઢી જઇને તાહરી બંદુકનો બાર કર ને બુમ પાડ, વખતે આપણામાંથી કોઈ પાર્ટી નજીકમાં હશે તો આવી લાગી મદદ કરશે.'

તે તુરત તાબેદારીથી ઊઠયો, અને ડોનાલ્ડે બાકી વધેલાં પાણીમાંથી તેના જખમો ધોઈ સાફ કરી થોડો બ્રાંડી તેના ચીપટાવલા હોથોમાં રેડયો.

તે જાનવરે મરતીવખતે પોતાનું સઘળું જોર એકઠું કરી એવો એક સાબુટ ફટકો પોતાના શીંગડાથી લગાવ્યો હતો કે લોર્ડ નોરમનની માથાની ખોપરી ફાટી ગઈહતી અને ગરદન તથા છાતી-

પરબી મોહ્દા ચીરા પડયા હતા, અને તેણે પેહડેલો જાડો કોટ વટીક છાતી આગળથી તમામ ફાટી ગયો હતો.

તેને ત્યાંથી ઉંચકી કેવી રીતે લઇ જવો તેનો ડોનાલ્ડ હજી વીચાર કરે તેટલાં હેરી હાફતો હાંફતો દોડી આવ્યો.

"એ લોક આવેચ !" તે ઉશકેરાતથી બોલ્યો. "ખુદાના શુકર કે એ લોકો અબ ઘડી આવી લાગેચ. ઓ ડોનાલ્ડ હુ શું કરૂં ?"

સઊથી પહેલાં સર જોસફ પોતે એક નોકર અને ઘોડા સાથ આવી લાગ્યો. લોર્ડ નોરમનને આવી હાલતમાં જોતાં તેનો ગભરાટ હેરી જેટલોજ જણાયો, અને તે હદવગરનો દુઃખી થયો.

અત્યંત સંભાલ અને કાળજીથી તેઓએ તેને ઊચકીને ઘોડા પર આડો ગોઠવ્યો. અને સર જોસફ તથા ડોનાલ્ડે બંધેએ તેને અકેક બાજુથી ટેકો આપી પકડી રાખ્યો, અને એ મુજબ ધીમેધીમે તેઓ બંગલા તરફ જવા લગ્યા. ઘણાજ ધીમે કદમે તેઓને ચલાવું પડતું. અને વખત તેથા બેશુમાર નીકળી ગયો, પણ અંતે તેઓ ત્યાં જઇ પુગ્યા, અને લોર્ડ નોરમનને તેના રૂમમાં ઉંચકી જઇ તેઓએ સુવાડયો.

એક આદમીને મારતે ઘોડે બેલાંફ઼ા ખાતેથી દાકતરને તેડી લાવવા રવાના કીધો. નસીબ સંજોગ સર જોસફના પહરોણાઓમાં એક હતો. અને તે આવે તે અરસામાં તેઓએ સંભાલથી પાછા તે જખમો ધોઇ પાના બાંધ્યા.

સાંહજ પડતાં તે હોશમાં આવ્યો. થોડીક પળ તેણે સર જોસફ ભણી તગર તગર ટીકયા કીધું, અને તે કાંઇક ધુંચવાયલો દીસ્યો, અને પછી તેના હોથ હાલતા જણાયા.

તેનું બોલેલું સાંભળવા સર જોસફ વાંકો વળ્યો,

"ફ્લોરીસ !" તે ફીકકા હોઠોમાંથી માત્ર તેજ શબ્દો બહાર પડયા. તે શું કહેવા માંગતો હતો તે સર જોસફ સમજી ગયો.

"બધું બરાબર છે. માહરા વ્હાલા મીત્ર." તેણે તેને ધીરજ મનાવી. "મેં એક આદમીને 'બેલીફ્રી' રવાના કીધોચ, પણ તે હુશીઆર છે અને મીસ કારલાઇલને નાહકનાં ગભરાવશે નહીં."

તેણે છુટકારાનો એક દમ ખેંચ્યો અને સ્હેજ શાંત પડયો. મગર ફરી પાછું તેનું મગજ સહેજ ગુંચવાતું લાગ્યું.

"હેરી !" કાંઇ યાદ થતાં તે પટપટયો.

તે ગરીબ છોકરાએ કાકલુદી કરી ત્યાંજ એક ખુણામાં બેસી રહેવા માંગ્યું હતું. સર જોસફે ઇશારત કરી તેને બોલાવ્યો. તે તુરત બીછાના નજીક જઇ ગુંઠણમંડયે પડયો, જે જોઇ તે બીમાર ઉમરાવના હોઠ પર સહેજ હસ્તું ફેલાયું, અને તેણે પોતાનો એક હાથ તેના તરફ લાંબો કીધો જે અત્યંત આતુરતાથી હેરીએ પકડીને પોતાના હાથ સાથ દાબ્યો.

પણ એ બધું હવે તેની નબળી તબીઅતને વાસ્તે જોઇએ તે કરતા વધુ પુરવાર થયું, અને તે ફરી પાછો બેહોશ થયો.

એ મુજબ જ્યારે તે વ્હાલો જવાન તન મનની બીલકુલ નાચાર હાલતમાં ત્યાં એકલો પડયો હતો, ત્યારે ગરીબ દુઃખી ફ્લોરીસ તેનાથી સેંકડો માઇલ દુર પોતાની વ્હાલી માતાનાં મહોલનાં બીછાના નજીક બેસી સંખ્યાબંધ આંસુ ત્યાંનાં એકાટમાં રેડતી હતી !

## પ્રકરણ ૨૩ મું.

જોઝીન, સ્ટેશન પરથી પાછી ફરેલી, સીધી લેડી બ્લાંશના રૂમમાં ગઇ.

હર લેડીશીપ ત્યાં સોફા પર લેટેલી હતી. તેણીનો ચેહરો તમામ ફીકકો હતો અને આંખ આગલ કાળી કાજલ પડી હતી જે

તેણીનાં અંતઃકરણમાં વાગતા ભયના ધોકાની દેખાઇતી ગવાહી પુરતાં હતાં.

"વેલ?" એ મુંજાયપોતાના એકાંતવાસમાં ખલલ કરવા વાસ્તેના ખબરાટમાં સહેજ ગુસ્સાથી જોઝીન ભણી ડોકું ફેરવતાં તેણીએ સવાલ કીધો.

જોઝીન સહેજ હસી, અને લેડી બ્લાંશ તેણીની બરોબરીની હોય તેમ બેહયાઇથી તેણીએ પોતાની તોપી તેણીની સામે ઉતારવા માંડી જે જોઇ તે ઉમરાવજાદીના ગાલ શરમભરી બેજાલતથી ધમધમી આવ્યા.

"બધું બરાબર પાર ઉતર્યુંચ મીલાડી. નસીબદેવી આપણી તરફેણમાં છે અને મીસ કારલાઇલ બપોરની ત્રેનમાં લંડન ઉપડી ગયાંચ." છુટકારાનો એક ધીમો દમ ખેંચતાં લેડી બ્લાંશે પોતાનો ચેહેરો તેણી ભણીથી ફેરવી નાંખ્યો.

"આહ, ખચ્ચીત, આપણો નાહનો ફારસ ઘણી ફતેહમંડી સાથ ખતમ થયોચ!" તે લુચ્ચી પોરીએ આગલ ગલાવ્યું. "અને તેમ થવુંજ જોઇતું હતું કારણ એ ફારસ ઉભો કરવા કાંઇ થોડી જેહમત નહીં પડી હતી. મીલોર્ડને વાસ્તે મેડમોઝલનાં ભેજાંમાં એવું ખોટું ઉતારતાં, બાપરે, કેવી મહેનત પડી!"

"તું ધારેચ, કે બધું બરાબર પાર ઉતર્યુંચ." સહેજ ભવાં ચઢાવતાં કઠોરતાથી લેડી બ્લાંશ બોલી, "જ્યારે હું તો ધારૂંચ કે હજી આપણે માત્ર શરૂઆતમાંજ છઇએ. તું શું એમ ધારેચ કે લોર્ડ નોરમન તેણી પર લખશે નહીં? તેણીની પુઠે જશે નહીં? મને ભય છે, જોઝીન, કે એનું છેવટ ઠીક આવવાનું નથી. હું–હું ખરેખર દલગીર છું કે મેં એ કામમાં ભાગ લીધોચ." અને તે ઉઠીને ઉશકેરાટથી ઓરડામાં ફેરા ખાવા લાગી.

"જ્યારે લડાઇ ખતમ થઇ ત્યારે મીલાડી હીંમત હારવા માંડેચ," લગાર તીરસકારથી તે દારી બબડી. "પણ એમાં કાંઇ ડહાપણ નથી. શું મેડમોઝેલ સદા-સદા સુધી માટે ચાલી નથી ગયાં?"

"હું ધારૂંચ કે તે જલદીજ પાછી ફરશે, ને આપણી સજા હવે નજીકજ તૈયાર થતી હશે, લોર્ડ નોરમન મુરખ નથી. તે કાંઇ ઠગાય એવો કે કોઇથી મહાત થાય તેવો માણસ—"

"મહાત નહીં થાય, પણ ઠગાય તો ખરાજ," જોઝીન હસીને વચ્ચે પડી. "બૈરાંઓ કરતાં માતીડાઓને ઠગવાનું વધારે સહેલ છે."

"આપણે જોઇશું." તે ખબરી. "પહેલે તો તેણીની ગેરહાજરીનું કાંઇ બહાણું આપવું પડશે. તું ગઇ તે વખતમાં મેં બધી બાબદોનું તોલ કીધું અને મેં ખરે મને ઇચ્છીડું કે મેં એ બાબદમાં કશો ભાગ લીધો નહીં હતે!"

તે બનાવ પાર ઉતારવાના ઉશકેરાટમાં તેણીએ સઘળું ભુલી ગઇ હતી, પણ હવેજ તે ઉશકેરાટ સમી જવા પછીજ તેણીને તે સઘળાંની યાદ થઇ અને હબત ધસ્કે તેણીની છાતી ગુંગળાઇ જતી હતી.

"મેડમોઝેલની અચાનુચ ગેરહાજરીનું કારણ જણાવવાનું તદન સહેલ છે. પહેલું તો આય." અને તેણીએ પેલો તેલેગ્રામ ઉઘાડીને ટેબલ પર મુકયો.

તે ઉપર નજર દોડાવતાં લેડી બ્લાંશ ફીકકી પડી. એક પળ તે ગરીબ છોકરીને વાસ્તે તેણીનાં કઠણ હૈયાંમાં દયાની લાગણી થઇ.

"લોર્ડ નોરમન અત્રે પાછા ફરતાં તુરત તેણીની પુઠે જશે." થોડે વારે તેણી બોલી.

"આહ વેલ, ત્યારે એ તેલેગ્રામ તેવણને બતલાવવો નહીં જોઇશે. અને હવે ત્યારે બીજું કારણ. મેડમોઝેલ મીલોર્ડ કલીફર્ડ સાથ ચાલી ગયાંચ એમ આપણે કહીએ તો—"

લેડી બ્લાંશ ચોંકી. તે છોકરીનું ભેજુ જવા માંડયું હતું એમ તેણીએ ધાર્યું.

"લોર્ડ કલીફર્ડ સાથે! એવા જુઠાણામાં શું ફાયદો છે? શું તે વીશે જુસ્તેજુ નહીં થશે?"

"પણ એ જુઠું નથી." તેણીની અજાયબી અને ઉશકેરણીથી ગમત પામતાં જોઝીન ઠંડે કલેજે બોલી. "એ ખરૂં જ છે કે મીલોર્ડ કલીફર્ડ મેડમોઝેલને સ્ટેશન પર મલ્યા, કારણ મેં પોતે તેવણને જોયા."

લેડી બ્લાંશ તીરસ્કારથી હસી.

"તે કોઇ માનવાનું નથી, છોકરી."

"માહરૂં તો કદાચ નહીંજ, છતાં તે ખરૂં છે અને બીજાઓએ મેંને જોયોચ તેઓ તે પુરવારી આપશે. સ્ટેશનનો પોરટર, ગાર્ડ કે જે તેવણને ઓળખતો હતો—"

લેડી બ્લાંશ કુદકો મારી ઉછલી. "શું એ બનવા જોગ છે?" તેણીએ ઉંચે દમે પુછયું.

જોઝીન હસી. "તદન ખરૂં, મીલાડી! ઘણો અજબ સંજોગ થયો, અને આપણુને ઘણો ફાયદાકારક. હવે ત્યારે શું આય સહેલું કામ નથી કે આપણે જાણે તેલીગ્રામનો આય રસ્તો કર્યો," અને તે તેલેગ્રામને ત્યાં બલતી સઘડીમાં ફેંકયો. "અને પછી આપણે માત્ર એટલુંજ જણાવ્યે કે એક તેલેગ્રામ મેડમોઝેલ વાસ્તે આવ્યો હતો ખરો, પણ કયાંથી અને કોણુનો તે કોણ જાણે, અને તે વાંચી તેવણ તુરત લંડન જવા ઉપડયા, અને સ્ટેશનપર મીલોર્ડ કલીફર્ડ તેવણુની સાથે થયા. અલબતાં, હું કાંઈ એમ નહીં કહેવશ કે તેલેગ્રામ મીલોરડ કલીફરડનો હતો અથવા તે લોકની-મુલાકાત આગમચની ગોઠવેલી હતી, પણ બધાં બૈરાંઓ, જે લોકને નીંદાનું પુછવું નહીં પડે તે લોક બેને બે ચાર મેલવશે ને મીલોર્ડ નોરમન તે લોકને માનશે."

ઉંચે દમે લેડી બ્લાંશ એ બધું સાંભલતી ઉભી.

"હું કાંઇબી જુઠું નહીં બોલસ." તે કપાત્ર છોકરીએ દડે પણે આગલ ચલાવ્યું, "કાંઇબી નહીં, ફકત આય તેલેગ્રામ સીવાય. તે આવ્યો હતો તે સીવાય બીજું હું જાણતીજ નહીં. એ મુજબ, મીલાડી, બધો દાવ આપણી તરફેણમાં છે, ફકત જરા હીંમત રાખવાનીજ ખોટી છે!"

લેડી બ્લાંશ નીસાસ થઇ ખુરસીમાં બેસા પડી.

તાર દાબી દેવો! બીજા વધુ ગુનાહ! યા ખુદા, કદમે કદમ તેણી કુકર્મોના ઉંડા ગારમાં તણાતી ચાલતી હતી! પણ હવે પાછા હટવાનો રસ્તોજ કયાં હતો? તેણી મકકમ ઠરાવ કરીને એં ખાહીમાં ગબડતી થઇ હતી, તો હવે છેક તળયે સુધી પહોંચવા સીવાય બીજો છુટકોજ શો હતો?

પણ હવે જે તે નકકી થવું જોઇએ. કલાક બે કલાકમાં પીકનેકે ગયલાંઓ આવી લાગશે અને ફ્લોરીસની ગેરહાજરી જણાશે. તેણી ઉઠીને કબાટ આગલ ગઇ, અને તે ઉઘાડી થોડીક 'નોટો' નું એક બંડલ કાઢી જોઝીન બણી ધર્યું જે લોભી છોકરી ચળકતી આંખો સાથ મોંહ મટમટાવતી તે ભણી નજર કરી ઉભી હતી.

'લે આય આપણા વચ્ચેના કરાર મુજબનો એ અવેજ છે ને તે હું ખુશીથી આપુંચ કારણ તેં તે વાસ્તે વાજબી મહેનત લીધીચ. પણ આય ઘડીથી હું એ બાબદ પરથી હાથ ઉઠાવુંચ. તુંને ગમે તેમ જુઠું બોલજે. પણ મને તેમાં મદદ થવાની આશા ના રાખની. મીસ કારલાઇલની ગેરહાજરી યા બીજાં કશા બાબે હું કશું જાણુતી નથી. આ ઘડીથી હું એ બાબદ પરથી તમામ હાથ ઉઠાવુંચ." અને એટલું બોલતાં તે ત્યાંથી ફરી ગઇ.

જોઝીન નફટાઇથી હસી. "તદન ખરૂં કહયું. મીલાડી હવે હાથ ઉઠાવવામાંજ સાર છે, જ્યારે બધું પુરૂ થયું ત્યારે! હા બધું

પુરૂં થયુંચ, એટલે તમે કાંઇજ નહીં જાણો તેમાંજ ડહાપણુ છે. જોઝીનબી કાંઇજ જાણુતી નથી, અને મોંસ્યોર રેમડે–" લેડી બ્લાંશ ચોંકી. તેને તો તેણી અત્યાર તક ભુલીજ ગઇ હતી !

"તેવણુ પોતેબી ભુલી જવાજ ખુશી થશે. હવે હું જાઉંચ, મીલાડી કાંઇ કામ છેજી ?"

તેણીએ ડોકું ધુણાવી ના પાડી, એટલે તે ત્યાંથી સટકી ગઈ. બે કલાક પછી પેલી પાર્ટી પાછી ફરી. તે લોકના હસ્વાના અને ખુશાલ ઠઠા મશકેરીના સાદ તેણીના કાન પર પડયા, અને ધાસ્તીની એક ધ્રુજરી તેણીનાં બદનમાંથી પસાર થઇ ગઈ. પાપના આવા ભારી બોજ સાથ તેણી કેમ તેઓની સામે થઇ શકશે ?

જોઝીન લેડી બેટીનો 'ઇવનીંગ ડ્રેસ" કાઢીને સરખો કરવામાં રોકાયલી હતી, તેણીને તેઓનો અવાજ કાન પર પડતાં સહેજ હસ્વું આવ્યું. તે લોકે રચેલો નાટક તેણીને મનસે તો રમુજનું એક સાધન હતું ! ફ્લોરીસની ગેરહાજરી જાણતાં લેડી બેટીની અજાયબી અને ગભરાટનો ખ્યાલ થતાં તેણી મલકાટથી હસી.

લેડી બેટી રૂમમાં આવી.

"જલદી કર, જોઝીન," આવતાં સાથ તે બોલી. "હમોને ઘણું લેટ થયું ?"

'મીલાડીએ ઘણો ખુશનુંમા દીવસ પસાર કીધો ?"

"ઘણોજ." તેણીએ ખુશાલીથી જવાબ દીધો. "ઘણોજ સરસ. ફ્લોરીસ હમારી સાથ નહીં હતી તેથી હું ઘણી દલગીર થઇ, એ હમાણાં કેમ છે ?"

"બેટર છે, મીલાડી. મેડમોઝેલ બહાર ગયાંચ." ઠંડે કલેજે તેણીએ જણાવ્યું.

"બહાર ગયાંચ ! ચાલ સારૂં, એને ખુલ્લી હવાથી ફાયદો થશે. પણ અત્યારે એણે પાછું ફરવું જોઇએ. ડીનર પર એને લેટ થશે."

"મીલાડી સમજવામાં ભુલ કરેચ, મેડમોઝેલ 'એલીફી' છોડી ગયાંચ,"

લેડી બેટીએ ચોંકીને તેણી તરફ જોયું.

"એલીફી છોડી ગયચ ? મીસ કારલાઇલ ? તું કાંઇ ઘેલી તો નથી થઇ ? તું શું કહેવા માંગેચ ?"

જોઝીને પોતાની લાગણી દુઃખાતી હોવાના ઢોંગ કીધા.

"જેટલું હું જાણુંચ તેટલુંજ કહુંચ, મીલાડી, મેડમોઝેલ બપોરની ત્રેનમાં 'એલીફી' છોડી ચાલી ગયાંચ.."

લેડી બેટી ગભરાટમાં ફ્લોરીસના રૂમ ભણી દોડી. ત્યાં તે હતી નહીં. ગભરાટની એક બુમ સાથ તેણી પાછી ફરી,

"તું જુઠું બોલેચ, મને સતાવેચ, મને કહે છોકરી, કે ફ્લોરીસ ક્યાં છે ?" તેણીએ તકાજો કર્યો, અને જ્યારે તે નાસીપાસ થયલી હાંફતી હુફતી પાછી અંદર આવી ત્યારે જોઝીન હસ્તી ઉભેલી હતી.

"એ ખરૂંજ છે, મીલાડી." તેણીએ જણાવ્યું, "મેડમોઝેલ આંજે બપોરે ઉપદી ગવાં. હું પોતે તેવણને સ્તેશન સુધી મુકી આવી."

"ખરેખર! શું આય મશકેરી નથી? પણ ત્યારે એ ગઇ કાંય ?"

જોઝીને અણુકાથી ખભાં હલાવ્યાં.

"પણ માહરે વાસ્તે કાંઇ સંદેશો– એકાદ ચીઠી તો મુકી ગઈ હશે ; તે ક્યાં છે ?" તેણી કલવાઈ.

"નહીં. ચીઠી તો કાંઇ નથી, તેવણે તમોને કહેવા કહયુંચ કે તેવણ કાગજ લખશે."

"લખશે! પણ એ ગઇ કાંય? કાંય ગઈ?" તેણી ગુંચવાવા લાગી. વળી પાછાં જોઝીને ખભાં હલાવ્યાં.

"એને કોઇએ બોલાવી, વારૂ?" તેણીએ પાછી પરપુછ ચલાવી.

"હા, મીલાડી, તેવણને એક તેલીગ્રામ મલ્યો"

"પણ, ઇડીઅત, ત્યારે તે તું મને કહેતી કાંય નહીં." તે ચીચવાઇ.

"મીલાડીએ તે મને પુછયું નહીં." થડે કલેજેનો જવાબ મલ્યો.

"પણ બકી મરની તે કોણ તરફનો હતો?"

"તે હું કેમ જાણી શકું, મીલાડી?" જોઝીને છણકો કરતાં જવાબ દીધો, "હું શુ જાણું? મેડમોઝેલે તે બાળી નાંખ્યો, ઘણી સંભાલથી તેણે તે બાળી નાંખ્યો."

"બાળી નાંખ્યો? ને વા: પછી?"

"ને મેડમોઝેલે મને કપડાં પેક કરવા કહયુ, ગાડી જોડાવી સ્ટેશન પર ગયા, ને સાથે હું મુકવા ગઈ.

"ને એ લંડન સુધી તદન એકલી ગઇ?" લેડી બેટી ગુંચવાઇ. "લોર્ડ નોરમન જાણશે તો શું કરશે?"

"પણ મેડમેઝેલે લંડન સુધીની મુસાફરી એકલીએ નથી કીધી." જોઝીને તાપસી પુરી. "નહીં, તે ગ્રહસ્થ તેવણને તે સ્ટેશન પર મલ્યા'તા."

"ગ્રહસ્થ? રાન ચકરમ ગૃહસ્થ કોણ મલ્યો વલી?"

"મીલોર્ડ કલીફર્ડ!"

લેડી બેટી એકદમ ચોંકી અને તેણીનો ચહેરો લાલ ભુંડ થઇ ગયો.

"જુઠી બદમાશ!" તેણીએ ચીરડાઇને બરાડ પાડી.

જોઝીન થરસાથી તેણીની સામે ઉભી.

"જુઠી!" લેડી બેટી પાછી બબડી. "માહરી સામે ઉભા રહી આવાં જુઠાં તરકતો જોડવાની સરકશી કરેચ? મીસ કારલાઇલ લોર્ડ કલીફર્ડ સાથ ચાલી જાય!"

"મેં કાંઇ એમ નથી કહયું. મીલાડી પોતેજ એમ બોલેચ. મેં તો ફકત કહયું કે મીલોર્ડ મેડમોઝેલને સ્તેશન પર મલ્યા-નહીં કે તેવણ મીલોર્ડ સાથ ચાલી ગયાં!"

લેડી એટીએ ગુસ્સાથી હોઠ કરડયો.

"તું ઘણી બદમાશ છુકરી છે. હું તાહરો એક બોલબી માનતી નથી, હું માનતીજ નથી કે લોર્ડ કલીફર્ડ તેણીને મળ્યો હોય!"

"પણ એ ખરૂંજ છે." ખરાપણાના હાવભાવથી જોઝીન ઉશકેરાઇ. "મેં પોતે તેવણને મેડમોઝેલ સાથ એક દબ્બામાં બેસતાં જોયા. તમે મને નહીં માનતા હોવો તો પોરટરને કે ગાર્ડને કે કોઇને બી પુછો. હું જુઠું શું કામ બોલું? મીસ કારલાઇલ પોતેજ તમોને લખીને માહરાં કહેવાની સચ્ચાઇ વીશે ખાત્રી આપશે!"

લેડી એટી ગભરાઇ, ગુંચવાઇ. શું આ છોકરી ખરૂં બોલતી હતી? એ તદન નહીં બનવાજોગ હતું છતાં એ જુઠું શા વાસ્તે બોલે? એને તેમાં શી હાંસલ હોય?

તેણીની શેઠાણીનો ડીનર ડ્રેસ તેણીની સામે ધર્યો.

"હું મીલાડીને ડ્રેસ પહેડાવવામાં મદદ કરૂં?"

"ચુપ, મુગી થા, પણ નહી, જોઝીન. મને ખરૂં કહે, તાહરી ચોકકસ ખાત્રી છે કે લોર્ડ કલીફર્ડજ તેણી સાથે હતો?"

"તદન ખાત્રી." જોઝીને સહેજ હસીને જણાવ્યું, "મેં તેવણ સાથ વાત વટીક કીધી—પણ આહ, માહરે બધું નહીં કહેવું જોઇએ. કદાચ હું મેડમોઝેલના વીશવાસનો ભંગ કરતી કહેવાવું."

"એમાં કાંઇ વીશવાસનો ભંગ કરવા જેવું નથી. મને કહે."

"આહ, ત્યારે કાંઇ નહીં." છુટકારાનો દમ ખેંચતાં તેણી બોલી. "કારણ મને વીશવાસમાં લેવા માટે મીસ કારલાઇલે એક મોહટી રકમની બક્ષીસ કરવા ચાહી હતી જો કે મેં તે લીધી નહીં."

લેડી એટી ફીકકી પડી ગઇ. ફ્લોરીસ કાંઇબી જણાવ્યા વગર બર્ટી સાથ—તેણી પર ફીદા થયલા તે જવાન સાથ—નહાસી જાય, ને વળી જોઝીનને લાંચ આપવા માંગીને? અરે ખુદા, શું એ ખરૂં હતુ? પણ ત્યારે તેલેગ્રામ કયાંથી આવ્યો? ને વળી આવી જગ્યામાં આગળ

ગોઠવણ કર્યા વગર અચાનક તેઓનો મેલાપ થાય તે તદન નહીં બનવા જોગ હતું.

અને અરે! એ જો ખરૂંજ હોય તો ધ્રુસનું શું થશે? તેને કોણ કહેશે?

ધુમતાં મગજે, તદન બેધ્યાનપણે તેણી જોઝીનની મદદથી તઇયાર થઈ.

"જો જોઝીન, સમજ." થોડા વારની ચુપકીદી પછી તે બોલી "ફ્લોરીસ કાંહાં ગઇચ તે મને ખબર નથી, પણ કાંઇબી મજબુત કારણ હોવું જોઇએ. પણ હું ઇચ્છુંચ કે તું એ બાબે નોકર નફરો આગલ તાહેલાં નહીં મારશે."

"મને તાંહેલાં મારવાની આદતજ નથી, મીલાડી." જોઝીન હસી.

"તું ડાહી છોકરી છે." લેડી બેટીએ તેણીને ચહડાવી "ને પેલો પીરી શાનીનનો ડ્રેસ તુંને ઘણો ગમેચ તે તું લેજે—"

"ઓ, મીલાડી!" ઉપકારના ઉભરાથી જોઝીન વચ્ચે પડી.

"હા, ખુદા ખાતર, લેડી બ્લાંશ તુંને ગરમાં લેવા નહીં માંગે તેની સંભાલ રાખજે."

"જરૂરજ.", ખુશાથી તે એકમત થઇ.

"ને હવે હું નીચે જાઉંચ, પણ હું શું બહાણું આપું તે ખુદા ખબર."

દુઃખથી તે મનસે બબડી. "હું ઇચ્છુંચ કે ધ્રુસ ઘરમાંજ હતે, પણ નહીં, સારૂંજ છે કે તેમ નથી."

નીચે પહોંચતાં સાથ સર્વેએ ફ્લોરીસ બાબેના સંવાલોથી તેણીને ગુંચવાવી નાખી. લેડી બેટીએ મુશકેલીથી હસ્તું મોંહ કીધું.

"હું દલગીર છું કે મીસ કારલાઇલને ઘેરથી એકદમ તેડું આવ્યું ને એ આજે બપોરે ઉપડી ગઇચ." ગરીબ બાપડી ! તેણીને થોડીજ ખબર હતી કે ખરેખર તો ખરો મામલો એજ હતો!

ફ્લોરીસ બધાંની ઘણી માનીની હતી, અને સર્વે તેથી દલગીર થયાં. લેડી બ્લાંશ, તેવામા, માંહે દાખલ થઇ.

"આય કેટલું દલગીરી ભરેલું થયું, લેડી રીમુર!" - તેણીને જોતાં એક જવાન તુરત તેણી આગલ જઇ બોલ્યો.

"શું થયું ?" તેણીએ અંજાણપણું બતાવ્યું. "કાંઇ અકસમાત તો નથી થયો ?"

"નહીં નહીં?" લેડી બેટી વચ્ચે પડી. "ફ્લોરીસને અચમુચ ઘરથી તેડું આવ્યું ને એને જવું પડયું."

"ઓહ એમ! હું ઘણી દલગીર છું. પણ આવી લાંબી મુસાફરી એવણ એકલાં કેમ કરશે?" તેણી અટવટ કરતાં બોલી.

લેડી બેટીએ તેણીના ચહેરા સામે નજર કીધી, પણ તે ચહેરો તદન શાંત અને બચ્ચાં જેવો નીરદોષ માલમ પડયો, જ્યારે બીજી પળે તો ડીનર તૈયાર હોવાનો ઘંટ થતાં તેઓ ત્યાં ગયાં. ખાણા પછી ફ્લોરીસની ગેરહાજરી સબંધી થોડીક વધુ ચર્ચા થઇ. પોતાની દાસીઓ મારફને કાંઇક ઉડતી અફ્વા સાંભલેલી હોવાથી કોઇક બાનુઓ લગાર શકમંદ થઇ હતી.

લેડી બ્લાંશે હમેશ મુજબ પોતા આસપાસ ભમતાં મરદોનાં ટોળાં સાથ ભેળાઇ થોડુંક ગાયું વજાડયું. થોડેકવારે કંટાલીને ખુલ્લી હવામાં લટાર મારવા તેણી બાગમાં ઉતરી.

તે એક શાંત ખુશનુમા રાત હતી—કે જ્યારે ગરીબ ફ્લોરીસ દુઃખી જીગરે મુસાફરી કરતી હતી, અને લોર્ડ નોરમન બેહોશ હાલતમાં તેઓથી દુર પડેલો હતો—ત્યારે લેડી બ્લાંશ એકાયક ચીતે તેના વીચારોમાં લીન થયલી ત્યાં ઉભી હતી.

તેણી ખરેખર લોર્ડ નોરમનને પરણવા ભાગ્યશાલી થશે કે આય બધાં તરકટો કીધેલાં ફોકટ જશે તેજ બાબે તેણીને વીચાર આવતો હતો. ફ્લોરાસ માટે તેને તલમાંત્ર પણ વીચાર કે દયા હતાં નહીં. તેણીનો એકલો વીચાર માત્ર બ્રુસ માટે હતો.

ફ્લોરીસ તો માત્ર તેઓ વચ્ચે એક નડતલ સમાન હતી, અને હવે તે દુર થવાથી તેણી હવે તેનો પ્યાર જીતવાની પાછી કોશેશ કરશે. આહ, તેમાં તેણી ફતેહ પામશેજ, તેણીને ખાત્રી હતી. અચબુચ, તેણી પોતાના વીચારોમાંથી ચોંકી, કોઈ તેણીનું નામ ધીમે સાદે પુકારતું હતું. તેણીએ તે અવાજ ઓળખ્યો. તે ઓસકાર રેમંડનો હતો.

તેણી ખરે મને તનગહનમાં કમકમી. બીજી પળે તે તેણી નજીક આવી ઉભો. તે હજી લોર્ડ નોરમનને મલતાંજ પોશાકમાં હતો. અને તેના હાથમાં ઘોડાનો ચાબુક પકડેલો હતો. તે એટલો બધો તો લોર્ડ નોરમનને અત્યારે મલતો આવતો કે જાણે બ્રુસનોજ ભુત સામે આવી ઉભો હોય તેમ બ્લાંશ કમકમી.

"આપણી રચેલી ગોઠવણોની ફતેહ વીશે તમારો ચહેરો ગવાહી પુરેચ, લેડી બ્લાંશ." તેણે ટોપી ઉતારતાં કહયું. "નહીં તો અત્યારે તમે આટલી શાંતીથી અત્રે ફરતાં નહીં હતે!" તેણે ઠઠા કીધી.

તે ચુપ ઉભી. એક શબ્દબી તેણીના મોંહમાંથી નીકલ્યો નહીં. "આહ બધું પાર પડી ગયુંચ, અને મને માહરો કીનોબી મળી ચુકોચ. અને તમારી ધારણાબી પુરી પડીચ." અને લેડી બ્લાંશના પેટમાં ચુંઠાઇ આવે તે રીતે તે તુચ્છકારથી હસ્યો.

"હવે બાકી ફકત એકજ ચીજ રહીચ, લેડી સીમુર, અને તે માહરાં કામ માટેનો બદલો!"

લેડી બ્લાંશે તેના ચહેરા ભણી નજર કીધી. બ્રુસને મળતો હોવાથી તે ચહેરો જો કે .ખુબસુરત તો હતોજ, છતાં તેમાં કાંઇ

એવું હતું કે જે જોતાં સાથ ધીક્કાર ઉત્પન્ન કરે. તેની કાળી આંખો મજાકથી તેણી તરફજ તીકાયલી હતી.

"હું તમારી હુશીઆરી અને મહેનત વાસ્તે બદલો આપવા તૈયાર છું." તેણી ઠંડાઇથી બોલી. "પણ આય જગ્યા તેને લાયકની નથી. કોઇબી ઓય આવી લાગવાનો સંભવ છે."

તે હસ્યો. "મને એ તાઇમ સ્યુટ થાયચ, લેડી સીમુર. ખરી વાત એજ છે કે હું આવતી કાલે ઇંગ્લાંડ હમેશ સુધી છોડી જાઉંચ. હ્યાં મને જાહજી ટક મલી નથી, પણ કોઇ કદાચ કોઇ બીજા દેશોમાં હું આગલ વધી શકું, ને મોહટો માણસબી થઇ રહું. પણ માહરૂં શું થાય તે બાબે જાણવાની તમોને જરાબી દરકાર નહીં હશે, લેડી બ્લાંશ."

"જરાબી નહીં."

તે હસ્યો. "હું તે જાણુંચ, પણ હવે માહેરે વધારે અગતની બાબદ પર આવવું જોઇએ. મીસ કારલાઇલ તો લોર્ડ નોરમનના રસ્તામાંથી દુર થયાંચ. ગરીબ નીર્દોશ બાનુ! હું તેવણ વાસ્તે દલગીર છું. તેવણ ઘણાં ખુબસુરત છે. નહીં વારૂ?"

લેડી બ્લાંશે હાકારમાં ડોકયું ધુણાવ્યું.

"મેં તેવણુને એકજ વખત અછડતાં જોયાંચ એટલે ફરીથી જોઉં તો મુતલગ ઓળખું નહીં. પણ તેથી હું ખુશીજ છું. પણ હવે માહરા બદલાની કીંમતની વાત કર્યે. તમે કબુલ કરશો, લેડી બ્લાંશ કે મેં ઘણી ચાલાકી વાપડી દરેક તકનો બનતો ઉપયોગ કીધોચ. તેથી" અને તેણે અવાજ સહેજ ધીમો કર્યો. "તમે મને ઘણો હદ સુધી ગયલો નહીં ધારશો, હું આશા રાખુંચ, કારણ હું ફક્ત તમારી પાસે વીસ હજાર પાઉંડની માંગણી કરૂંચ!"

એક ઝટકા સમેત લેડી બ્લાંશ ઉછલી.

તેણી માલેતુજાર હતી–અત્યંત માલેતુજાર–છતાં, વીસ હજાર પાઉંડ તે કાંઇ પટ દઇને કાઢી આપવા ખુશી થાય એવી નાહની સુની રકમ નહીં હતી!

# પ્રકરણ ૨૪ મું.

"વીસ હજાર પાઉંડ!" લેડી બ્લાંશે અજાયબી અને ગુસ્સાથી પડઘો કીધો. તે તેણી તરફ જોઈ હસ્યો.

"એ એક મોહટી રકમ છે," તે બોલ્યો. "તમારા તરફથી જોઝીનને મેં બે હઝાર પાઉંડ પ્રોમીસ કીધાચ તે બાદ કરતાં બી, કેટલાંકોને મનસે એ એક ઘણી મોહટી રકમ—નજદીક એક મોહટી જેવી દોલત કહેવાય, પણ તમો લેડીશીપને એટલી રકમ શી બીસાડમાં? તમો અતી ઘણાં દોલતમંદ છો. હમણાંજ આયજ ઘડીએ તમે એ કરતાં બમણી રકમનું ઝવેરાત ઘણી આસાનીથી ખરીદી શકો! અને હું ધારૂંચ, લેડી બ્લાંશ, કે તમારે કબુલ કરવું જોઇએ કે આજના દહાડાના પાર પડેલાં કામ વાસ્તેની તમારી ખુશાલી બેશક તેટલાં ઝવેરાત કરતાંબી તમોને કીંમતી હશે."

લેડી બ્લાંશનાં સફેદ કપાલ ઉપર ગુસ્સાનો ચીલ્લો ચઢયો. તે જે રકમ માંગતો હતો તે ઘણી ગંજાવર હતી, અને તે છતાં, તેણી કેમ ના કહી શકે? બ્રુસ અને ફ્લોરીસને છુટાં પાડવાનું જયારે તેણીને તદન નહીં બનવા જોગ લાગ્યું હતું, ત્યારે તેણીએ આ પુરૂષને, જે માંગે તે આપવા કબુલ્યું હતું, અને હવે જયારે તેણે તેણીનું માગેલું પાર પાડયું, તો પછી તેણી શી રીતે ના પાડી શકે? તેણીએ આગમચથીજ વીચાર્યું હતું કે તેની કીંમત ઘણી મોહટી હોવી જોઇએ.

"હું શા વાસ્તે એટલી મોહટી રકમ માંગુચ તે હું તમોને કહું, લેડી બ્લાંશ?" તેણે સીગારનો બાકી રહેલો છેડો આગ્નુમાં ફેંકતાં સવાલ કીધો. "તમે ધારોચ તેમ કાંઈ હું રસ્તેનો રવડતો બદમાશ નથી કે જે એવાં કોહતાં કાવત્રાં કરીનેજ પોતાનો ગુજારો કરેચ. મને હયાં કશી ફાવત થઈ નથી, અને હું એ રકમ એટલાજ વાસ્તે માંગુંચ કે હું ઇંગલાંડનો કીનારો સદા માટે છોડી દઈ દુન્યાના કોઈ બીજા ભાગમાં માહરૂં નસીબ અજમાવું.

વીસ હજાર પાંઉંડ હું સારી રીતે "ઇનવેસ્ટ" કરૂં તો, મને કાંઈ કામ ધંધો નહીં મલે તે છતાં હું આબરૂ દરકારથી માહરૂં ગુજરાન કરી શકું, અને ઇંગલાંડના કીનારાપર તો પાછો પગ મુકવાનો માહરો ઇરાદોજ નથી. કે જ્યારે હું જો નાહની રકમ માંગુ તો મને વારંવાર તમો પાસ માંગણી કરવા ફરજ પડે, જે આપણુ બંધે વાસ્તે અણુગમતું થઇ પડે."

લેડી બ્લાંશનો ચહેરો લાલ થયો, અને તેણીએ ઉંડા ખબળાટમાં પોતાનો હોઠ કરડયો.

"ઘણુંજ અણુગમતું. અને તેથીજ હું એ મોહટો લુમકો માંગુંચ. અને પછી હું ઇંગલાંડ છોડી દઇશ, તમે કદી મને પાછો જોઇ શકશો નહીં સીવાય કે તમો કદાચ તમારી "કોન્ટીનેન્ટ"પરની એકાદ મુસાફરીમાં મને મલી જાઓ. બનવા જોગ છે કે લોર્ડ નોરમનની સાથની હનીમુનની મુસાફરી—"

લેડી બ્લાંશના ચેહરા પર ફરી પાછું લોહી ધાઇ આવ્યું, જેવી તેઓની નજર મલી કે તેના ચહેરાપર ઠઠ્ઠારૂપી હસ્વું પ્રગટ થયું.

"માહરા તરફની ફરીની સતાવણી વીશે તમે ભુલી જજો, અને વખત જતે તમોને એમજ લાગશે કે એ બનાવ બનવાજ નથી પામ્યો, અને તમારાં તપતાં મગજનો તે માત્ર એક ધખારો

હતો. તમે અજાણતાં મને તદન ભુલી શકશોજ નહીં, મગર ખાત્રી રાખજો કે હું કદી પાછા તમોને સતાવવા—"

તેણીએ તેને વધુ બોલતાં અટકાવ્યો.

"મને તેની ફીકર નથી." તે બોલી. "તમે ગમે તેવા હશો, ગમે તેટલી હલકી પંકતીપર હાલ ઉતર્યા હશો, પણ એક વખત તમે ગ્રહસ્થ હતા—"

"અને એક વેલા ગ્રહસ્થ તે હંમેશ બી તેમજ રહેવો જોઇએ" તેણે ધીમાં હસ્વાં સાથ પુરૂં કર્યું.

"હું તમારેથી નથી બ્હીતી, પણ તમારી સાથી–જોઝીનનો હજી પક્કો રસ્તો થવો જોઇએ."

"જોઝીન તમોને સતાવશે નહીં, લેડી બ્લાંશ" તેણે ખાત્રી પુર્વક જણાવ્યું. "એના બે હજાર પાઉંડ, એ પરણીને એક નાહનું 'કાફે' ઉઘાડવામાં રોકવાની છે, અને એ પણ આય બનાવ સદાબરો ભુલી જશે. વળી, એ માહરા હાથમાં એવી દબાયલી છે કે એ કાંઇ બી કરવા હીંમત કરશે નહીં."

થોડીક પળની ચુપકીદી પછી લેડી બ્લાંશે તેના ભણી જોયું. "તમારી માંગેલી રકમ તમોને મલશે" તેણીએ ગંભીરતાથી જણાવ્યું "પણ માહરે તે વાસ્તે શું કરવું? કોઇનુંબી ધ્યાન ખેંચ્યા વગર એવી મોહટી રકમનો ચેક હું કેમ ભરી શકું?"

"તમે બે ચેક દસ દસ હજારના ભરજો" તેણે સલાહ આપી, "અને કોઈ સવાલ ઉઠાવે તો કહેજો કે તમોને ઝવેરાત ખરીદવાનું છે"

તેણીએ ડોકયું હલાવી 'હા' પાડી.

"આય એદરેસ પર તે મોકલી આપવા મહેરબાની કરજો." એક કાગજની કાપલી, કે જેની ઉપર એક મોહટાં હોટેલનું સરનામું હતું તે તેણીને સેરવી દેતાં તે બોલ્યો. "તે મલતાં સુધી હું ત્યાં

ઘોભીશ, અને પછી તુરત ઇંગલાંડ છોડી જઇશ. હવે તેથી લેડી બ્લાંશ, આપણે છેલ્લી સલામ કરીશું, હું ધારૂંચ."

તે તેણીની વધુ નજીક આવ્યો, અને તેણી સામે પોતાનો હાથ ધર્યો જેમાં તેણીએ પોતાના ઠંડા બરફ જેવાં આંગળાં મુકયાં. એકાએક કાંઈ ચોક્કસ લાગણીને આધીન થઇ, તેણીએ વાંકી વળી અત્યંત ધીમા અવાજે સવાલ કીધો.

"તમે જે કીધુંચ તેને માટે તમો સહેજબી પસ્તાતા નથી?"

"પસ્તાવો? સહેજબી નહીં," શાંતીથી હસ્તે ચહેરે તેણે ઉત્તર વાલ્યો, "મને થયલાં અપમાન અને દુ:ખાયલી લાગણીનો આજે બદલો મલેલો હોવાથી મને પુરતો સંતોષ મલ્યોચ. આહ, કદાચ પેલી જવાન બાનુંનાં સંબંધમાં પુછતા હશો! નહીં, તેણીને વાસ્તેબી નહીં. તેણી ઘણી જવાન છે અને જલદીથીજ એ બધું ભુલી જઇ શકશે. જોઝીન કહેતી હતી કે તેણી સારા દેખાવની છે. અને હું ધારૂંચ તેણી ઘણી ખુબસુરત છે."

"તમે તેને જોઇચ?"

તેણે ખભાં હલાવ્યાં "ફકત એકાદ પળ; મેં તેણીને પુરી પાધરી જોઇ નથી, અને હું નહીં ધારતો કે હું તેણીને પાછો મળું તો ઓલખી શકું. વેલ તેણી જુવાન અને ખુબસુરત છે એટલે જલદી ભુલી શકશે, પ્યાર શું ચીજ છે? હું તેમાં માનતો નથી. અને હવે છેલ્લી સલામ લેડી બ્લાંશ. હું તમોને દરેક સુખ ઇચ્છું છું." અને સહેજ નમન કરી તે ત્યાંથી ઝાડોની ઘટા વચ્ચે ગુમ થઇ ગયો.

લેડી બ્લાંશના બદનમાંથી કમકમાટની એક ધ્રુજરી પસાર થઇ ગઇ.

"બુરા માણસના આશીરવાદ તે ભલા માણસના શ્રાપ સમાન છે," એમ એક સ્પેનીશ કહેતી છે, અને તેણીને કોઇએ શ્રાપ દીધો હોય એવુંજ તે ઘડીએ તેણીને લાગ્યું,

ખભાં પર નાંખેલી 'શાલ' વધુ મજબુતીથી ગળાં આસપાસ વીંટાળી તેણી અંદર ગઈ, અને ડ્રોઇંગ રૂમમાં દાખલ થતાં સર્વથી પહેલી તેણીની નજર લેડી બેટી પર પડી, કે જેણી આતુર અને ફીકકે ચહેરે, સઘડી નજીક વીચારવંત બેઠી હતી.

લેડી બ્લાંશ જેવી અંદર દાખલ થઈ કે તેણીએ ઉપર જોયું અને સહેજ હસ્વાની કોશેશ કીધી પણ તે બાપડીની આંખમાં તુરતના લુછેલાં આંસુની નીશાની પ્રગટ હતી અને તે જોઇ લેડી બ્લાંશ ફતેહની મગરૂરીથી મલકાઇને હસી.

"આ ઓરતે થોડાજ વખત પર માહરી ઉપર ફતેહ મેળવી હતી." તે દાંત્યા પીસી મનમાં બબડી "અને ફ્લોરીસને ખુસ સાથ જોડી આપી મનમાં ફુગરાતી હતી. પણ હવે, હવે માહરી ફતેહ થઇચ. મેં તેઓને છુટાં પાડવાંચ અને હજીબી હું માહરા ખુસને જીતી શકીશ."

બીજી સહવારે તેણી નાસ્તા વાસ્તે ડાઈનીંગ રૂમમાં દાખલ થઇ ત્યારે તેબલ નજીક છએક જણાનું મેજરૂ મલ્યું હતું અને લેડી બેટી તેઓની વચમાં હતી.

ગરીબ લેડી બેટી! તેણી ફીકકી અને કંટાળેલી દીસતી હતી અને બ્લાંશને હસીને ડોકું કરતી પોતા સામે આવતી જોઇ તેણીના ગળાં પર લોહી ધાઈ આવ્યું.

"માસ કારલાઇલ તરફથી કાંઈ ખબર મલી કે?" તે લુચ્ચી અબળાએ ભોળાપણાના દેખાવથી સવાલ કીધો.

લેડી બેટીએ 'ના' નું ડોકયું ધુણાવ્યું. તે બાપડીનાં ગળાંમાંથી એક શબ્દ વટીક નીકળી શકયો નહીં.

"ખરેખર!" દેખાઇતી અજાયબીથી બ્લાંશ બોલી. "કેવું અજબ જેવું?"

"જરા બી નહીં." લેડી બેટીએ રહોંસો કર્યો. "મેં આજ રાત સુધી એના તરફથી સાંભળવાની આશા રાખીજ નથી. એ બીચારીને લખવાની ફુરસદ મળી નહીં હશે."

"મેં તો ધાર્યું કે એકું પોસ્તકાર્ડ બી પણ લખશે." થંડેપણે તેણીએ પાછું પાકવ્યું. "હમે બધાં ઘણાંજ આતુર અને ઇંતેજાર છીએ, પણ અલબત્તાં, તમારા જેટલાં તો નહીંજ હશે. તમોને તો ઘણુંજ લાગતું હશે !"

"હું બી એમજ ધારૂંચ" તેણીએ રહોંસા ભેર જવાબ દીધો, અને બીજી થોડીક મીનીટમાં તો તે ત્યાંથી ઉઠીને ચાલી ગઇ.

તેણીના રૂમનાં બારણા આગળ જોઝીન એક ઉંઘાડું કાગજ પકડી આંખ નુછતી ઉભેલી હતી.

"એ વળી શું છે?" તેણીએ ફફડાતમાંજ સવાલ કીધો,

"ઓ મીલાડી, મને ખરાબ ખબર મલીચ. માહરો એકપુરો ભાઇ મીલાડી! ને મેં તેને કેટલાં વરષ થયાં જોયોબી નથી !"

"આંહ, ને તું તેથી હમણાંજ ચાલી જવા માંગતી હશે !"

જોઝીને પોતાની લાગણી દુઃખાઇ હોય તેવો દેખાવ કીધો.

"ઓ નહીં, મીલાડી ! તુરતજ નહીં. હું એટલી બધી નગુણી નથી કે તમોને અગવડ આપી ચાલી જાવું. હું ત્યાં લખ્યુંચ કે જો હાલત વધારે બગડે તો મને જણાવે, જો તેમ નહીં તો મને હાલ તુરત જવાની જરૂર નહીં રહેશે. પણ જો તેમજ હશે તો—" અને તેણી દચકાં ખાવા પડી.

"વારૂ ચાલ મુંગી રહ." લેડી બેટીએ કહયું. "તાહરા અને માહરા ફાયદાને ખાતર આપણે આશા રાખશું કે તે જલદી સારો થાય."

જોઝીન ઉપકારથી નમી.

"મને પુછવાની રજા છે, મીલાડી, કે મીસ કારલાઇલ તરફથી કાંઇ કાગજ આવ્યું કે? મીલાડી માહરી એઅદબી માફ કરશે!"

અત્રે વાંચનારે જાણવું જોઇએ કે તે નાપાક દુકતીએ ટપાલના બધાં કાગજો જોઇ તે વીશેની ખાત્રી કરી લીધીજ હતી, અને એ માત્ર ઢોંગ હતા.

"કાંઇજ નહીં" એક નીસાસા સાથ લેડી એટીએ જવાબ દીધો.

"અરર, ઘણુંજ ખોટું થયું," તે દાસી દલગીરીથી બબડી.

"મુંગી મર એકદમ!" તેણીની શેઠાણીએ બરાડ પાડી. "ને નીકલ હયાંથી." એમ કરતાં સહવાર પસાર થઇ. પહરોણાંઓ માહેલાં કોઇક સવારીએ ગયાં, તો કોઇ તેનીસ રમવા લાગ્યાં, અને સઉ કોઇ પોત પોતાનો વખત ગાળવાં લાગ્યું. છતાં કોઇનાબી જીવને જાણે ચેન નહીં પડતુ. અને શીકારે ગયલી પાર્ટીનાં પાછાં ફરવાની આતુરતાથી સર્વે રાહ જોતાં હતાં.

લેડી એટી સઉથી ગમગીન હતી, અને ફલોરીસના અચમુચ ચાલી જવા બાબે બ્રુસને જણાવી દેવા, અત્યંત આતુરતાથી તેણી કલાકો ગણુવા લાગી.

બપોર પણ પસાર થઇ ગઇ અને રાતનાં ખાણાંનો વખત આવી પહોંચ્યો

જો તે શીકાર પાર્ટી ધારવા મેજે વખતસર નીકળે તો રાત પડતાં ત્યાં આવી પુગવી જોઇએ, અને તેજ બાબે વીચાર કરતી લેડી એટી તેરેસ પર ઉભી રહી, 'પાર્ક'ની બહાર જવાનો રસ્તો નીહાળતી હતી જેવામાં તેણીની નજરે એક ઘોડેસ્વાર સામેથી આવતો જણાયો.

તે ઘણોજ જોરમાં ઘોડો દપતાવતો હતો અને તે બાપડું જાનવર હાકથી ફીણફીણ થઈ ગયું હતું.

તેને જોતાંજ એકાએક તેણીને કાંઇ ખરાબ આગાહી થઇ. અને ગભરાતથી મદદ માંગની ઢબે તેણીએ આસપાસ નજર કીધી. અને

જાણે તેણીના જવાબમાંજ હોય તેમ લેડી બ્લાંશ, કે જેણી પણ એજ મીસાલ રાહ જોતી બીજી બાજુ ઉભી હતી, તેણી તુરત તેણીની નજીકમાં આવી.

"એ કોણુ આવેચ?" લેડી બેટીએ ઉશકેરાતથી પુછયું.

"કોઇ પેગામચી લાગેચ." તેણીએ શાંતપણે જવાબ દીધો.

"કાંઇ બન્યું હશે!" લેડી બેટીએ ગભરાતાં અટકળ કાધી.

લેડી બ્લાંશ તીરસ્કારથી સહેજ હસી.

"તમે એવોજ કાંય વીચાર લઇ જાઓચ?" તેણી બોલી, "એ તો સર જોસફે ખાણું એકાદ કલાક ખોટી રાખવા જણાવવા અગાઉથી એક માણસને મોકલ્યું હશે. બીજું શું?"

"હું ઇચ્છુંચ કે હુંબી તાહરા જેવું ઠંડું માટલું હતે." લેડી બેટી બોલી અને સહેજ હસ્વાની કોશેશ કાધી.

"એમાં થંડા માંટલા જેવું કાંઇ નથી, ફકત સાધારણ અકકલની વાત છે" લેડી બ્લાંશે લગાર ટકોરથી કહયું "વળી બીજું શું બનવા પામે?"

"તે તો કોણ જાણે. હમણાં ખબર પડી જશે."

તેઓ તુરત બહાર દોડી ગયાં, અને હવે બીજાં થોડાંઓનુંબી તે ઉપર ધ્યાન ખેંચાતાં તેઓબી ત્યાં ભેગાં થયાં.

તે ઘોડેસ્વાર યાહોમ તેઓ તરફ ધસી આવ્યો, અને ત્યાં આવતાં સાથ થોભી ગયો. તે ગરીબ પ્રાણી ઠાકથી તદન આજેજ થયું હતુ. તે માણસ એક કુદકા સમેત તેઓના પગ આગળ કુદી પડયો.

તે ડોનાલ્ડ હતો.

"લેડી પેનહર્સ્ટ માટે એક ચીઠ્ઠી લાવ્યોચ" તે હાંફતો હાંફતો બોલ્યો.

તે બાપડોબી પોતાના જાનવર જેટલોજ ઠાકથી આજેજ થયેલો હતો.

"લાવ જલદી." અધીરતાની તાપથી તપતાં લેડી બેટીએ તેના હાથમાથી તે ઝુંટવી લીધું,

તેણીને તે વાંચવા દેવાની મકસદથી બધાંએ તેણી આગળથી થોડેક દુર જઈ ઉભાં. ફક્ત લેડી બ્લાંશ જ્યાં તેણીની લગોલગ ઉભી હતી ત્યાંજ ઠંભ થઇ ઉભી.

લેડી બેટીએ ઝડપથી તે કાગજ વાંચી લીધું અને એક ધીમી બુમ સાથ લઠડતે હાથે બાજુમાંનો એકાદ થાંભલો પકડી લીધો. સહેજ પણ અચકયા વીના લેડી બ્લાંશે તે કાગજ તેણીના હાથમાંથી લીધું, અને શાંતપણે વાંચ્યુ.

ન તો તેણી સહેજ પણ લઠડી કે ન તો તેણીના મુખમાંથી ચીસ નીકલી. બીલકુલ શાંતીથી તેણીએ વાંચ્યું, મગર ત્યાં ઉભેલા સર્વેએ જોયું કે તેણી તદન ફીકકી પડી ગઇ હતી, ભયભીત હદ સુધી ફીકકી.

એક પળ પથ્થર મીસાલ, ખાલી જમીન પર તીકતી સ્થંભ થઇ ઉભી. ફકત એક પળ, અને પછી આસપાસ નજર કરી કરડા ઘાડા અવાજે બોલી.

"લોર્ડ નોરમનને એકસીડંટ થયોચ, અને તેવણ ઘણા જોખમમાં છે."

દલગીરી દરશાવનારો એક ધીમો ગણગણાટ ચાલુ થયો, અને તેઓ સઘળા લેડી બ્લાંશની નજીક ભેગા થયા.

એક દયાજનક બુમ સાથ લેડી બેટીએ બંધે હાથ લાંબા કીધા

"મને તે કાગજ આપો! ઓહ, હું શું કરૂં? ગરીબ, બુસ! હું વાંચી નહીં શકતી!" તે બાપડી કગરી. "કોઇ મહેરબાની કરી—"

એક ગૃહસ્થે તેણીના ધ્રુજતા હાથોમાંથી તે કાગજ લઇ મોહોટેથી વાંચવા માંડયું.

સર જોસફની ચીઠ્ઠી ઘણી ટુંકી હતી. તેણે ફક્ત એટલુંજ જણાવ્યું હતું કે લોર્ડ નોરમનને એક ગંભીર અકસમાત થયો હતો, અને તેના પહરોણાઓ માંહેલા એકે પણ તુરત જરૂર જોગી ચીજો લઇ ઉતાવલે નીકલી પડવું. તાજે કલમમાં ઉમેરવામાં આવ્યું હતું. "મીસ કારલાઇલને ગભરાવી નહીં મુકવા માટે તમોને ચેતવણી આપવાની જાહજી જરૂર જોતો નથી."

તે છેલ્લા શબ્દો જેવા બોલાયા કે લેડી બેટીના ગળાંમાંથી એક ધીમું ડચકું નીકળી પડયું. અને પોતાના બંધે હાથો વડે મોહું ઢાંકી દીધું.

"ઓ, હવે શું થશે ?" તેણી નીરાશાથી બબડી, "એ જીવતો હશે કે ખલાશ થઇ ગયો હશે? પણ નહીં, તેમ હોય તો એ લોક ડાકટરને નહીં બોલાવે ! ઓ, કોઇ ડોકટર ગ્રીનને બોલાવો."

એક જણ તે જવાન ડાકટરને બોલાવવા દોડયો કે જે બીલીઅર્ડ રમવાંમાં રોકાયલો હતો. તે એકદમ દોડતો આવી પહોંચ્યો. ગરીબ લેડી બેટી તો ગભરાતથી તદન ગાફેલ બની ગઇ હતી, અને કોઇબી ચીજનો વીચાર કરવાની શકતીજ જાણે ખોહી બેઠી હતી.

એક ધીમી ધ્રુજરી લેડી બ્લાંશનાં આંગમાંથી પસાર થઇ ગઇ, અને જાણે સ્વપ્નામાંથી જાગૃત થઇ હોય તેમ ચોંકી તેણી ડૉ૰ ગ્રીનબણી ફરી.

"એક પળબી ખોહી શકાય એમ નથી." ધાડા ખોખરા અવાજે તેણી બોલી.

"તમે એકદમ ઉપડી જવા તઇયાર છો, ડૉ૰ ગ્રીન? એક ગાડીમાં તમોને જોઇતી દરેક ચીજો અબઘડી રવાના કરી દઇશ."

તેણે તેના ચાદરના જેવા ફીકકા ચહેરા ભણી નજર કીધી અને ડોકું ધુણાવ્યું.

"મને જોઇતી ચીજોનું હું એક લીસ્ટ કરી આપુંચ," તે બોલ્યો, અને સહેજ અચકાઇને વધાર્યું, "એ જગ્યા હું ધારુચ કે તદન એકાંત ટેકરીઓ વચ્ચે આવેલી છે. નહીં વારૂં? મારા કહેવાની મતલબ એમ છે કે ત્યાં કોઇની વસ્તી નહીં હશે, લોર્ડ નોરમનને 'નર્સ' કરી શકે એવી કોઇ અબળા જાતી ત્યાં મળી નહીં શકશે!"

"હા, તદન ઝુંપડાં જેવી અને ઘણીજ એકાંત જગ્યા છે." કોઈએ ઉતાવળે તાપસી પુરી.

"ઠીક ત્યારે" તે ઠરાવથી બોલ્યો. "કોઇ એક વીશવાશુ ઓરતને મારી પાછલ ગાડીમાં રવાના કરજો." અને એટલો હુકમ આપી તે ત્યાંથી ઉતાવળે ચાલી ગયો.

પોતાનું તન અને મનનું સઘળું જોર એકઠું કરતી હોય તે મીસાલ ઠરાવ કરતી બ્લાંશ થોડીક પળ ત્યાંજ થોભી અને પછી ત્યાંથી ચાલી ગઇ.

તેણી ત્યાંથા પાધરી તબેલા ભણી ગઇ જ્યાં બે સઇસો ડોનાલ્ડના થાકેલા ઘોડાને માલીસ કરી તેની ઠાક ઉતારતા હતા, જ્યારે ડોનાલ્ડ એક દારૂનું ગલાસ પીતો બાજુમા મુકેલાં એક સ્ટુલપર બેઠો હતો.

તેણી પાધરી ડોનાલ્ડ નજીક ગઈ. "અકસમાત કેમ બનવા પામ્યો, તે મને વીગતે જણાવશો?"

તેણે પોતાની ભાંગી ટુટી ઇંગ્રેજીમાં પોતાથી બનતી સમજ પાડી જણાવ્યું. "એ બધું પેલા છોકરાને ખાતર થયું, મીલાડી, તે છોકરાને ખાતર એણે પોતાનો જીવ આપ્યો, ગરીબ છોકરો, તે તો જાણે દીવાનાં જેવો થઇ ગયોચ, એટલું બધું તેને લાગેચ. ખરેખરૂં ભલાઇભરી બહાદુરીનું તે કામ હતું, મીલાડી અને એવાં પહેલવાન જેવા માણસને લોહી લુહાન પટકાઇ પડેલો જોવાનું ઘણું કમકમાટ

ઉપજાવનારૂં હતું ને વળી અજબ જેવું એ, મીલાડી, કે ગઇ રાતે તેવણને એવા ખરાબ બનાવની આગાહી થઇ હતી તે એવણને ઉંઘ નહીં આવી, ને મને પુછતા હતા કે હયાં પાછા ચાલી આવવા બની શકે તેમ છે કે? ઘણું અજબ જેવું!” અને તેણે ગંભીરતાથી ડોકયું ધુણાવ્યું. બીડેલા હોઠો સાથ તેણી સઘળું સાંભળતી ઉભી.

“અને-અને તું ધારેચ કે તેવણ નહીં જીવશે?” ખોખરા અવાજે તેણીએ પુછયું, અને તે સવાલ કરતાં તેણીના હોઠો સફા ધોયલી ચાદર સમાન ફીકકા અને ધ્રુંજતા હતા.

ડોનાલ્ડે શકથી ડોકું ધુણાવ્યું.

“તેવણ બેહાલ તો છે.” તેણે દલગીર અવાજે જણાવ્યું.

પોતાના જીગરમાં કોઇએ એકાંદ કટારી ભોકી દીધી હોય તેવું તેણીને લાગ્યું અને તેણીએ ગભરાટથી પોતાની છાતી ઉપર હાથ મુકયો.

“ડોનાલ્ડ.” તેના ભણી જોતાં તેણીએ મકકમ અવાજે કહયું. “એક ડોકટર-ડોકટર ગ્રીન હમણાજ ત્યાં જાયચ, અને તેવણની પછવાડે ગાડીમાં બીજો સામાંન આવેચ. તું જરા ઘોડાઓ માટેની ગોઠવણ કરેશે? અને ડોનાલ્ડ, એક ઘોડા પર એક “લેડીઝ જીન” નાખવાની ગોઠવણ કરશે?”

“કાંય વારૂ?” તેણે ચોંકતાં સવાલ કીધો.

“માહરે વાસ્તે,” તેણીએ ધીમે અવાજે જવાબ દીધો.

“તમારે વાસ્તે?” તેણે અચરતીથી બુમ પાડી. “પણ આવી અંધારી રાતે ત્યાં સુધી જવાનું તમારે વાસ્તે—”

“મેં જવાનો પકકો ઠરાવ કીધોચ, હું ઘણી સારી ઘોડેસ્વારી કરી જાણુંચ ને વળી મજબુત છું” તેણી દ્રઢતાથી બોલી. “જો ડોકતર ગ્રીન જઇ શકે તો હું કાંય નહીં જઇ શકું?

૨ન કાંઇ એટલી બધી અંધારી નથી. લોડ નોરમન ત્યાં આવી સ્થીતીમાં એક અબળાની મદદ વગર પડેલા——"

"બસ, મીલાડી." તેણે તેણીને અટકાવી. "હું તમારી ઇચ્છા મુજબ કરીશ. એટલુંજ નહીં, પણ હું પોતેબી તમારી સાથે આવવા અબઘડી તૈયાર થાવુંચ."

બીજો એક પણ શબ્દ બોલ્યા વગર તેણી ત્યાંથી ચાલી ગઇ, અને પોતાના રૂમમાં પુગતાંજ, બીછાનાં નજીક ગુંઠણે પડતાં તેણીએ બંધે હાથોમાં પોતાનું માહડું છુપાવ્યું.

અને આ ત્યારે તેણીની ફતેહ હતી,? તેણીએ આટલાં બધાં કાવતરાં કરી, પાપની ઉંડી ખાહીમાં ડુબકી મારી હતી તે આય વ્હાલા જવાનને મરતો જોવા વાસ્તેજ? ઓ ખુદા, તેણી ત્યાં પહોંચે તે અગાઉ તે મરણ પામે તો! તેને ચહેરો જોયા વગર તેનાં ગળાંમાંથી એક શબ્દબી સાંભળવા આગમચ તે ખલાસ થઇ જાય તો!

દુ:ખનાં એક દચકાં સમત તેણી ઉઠી. અત્યંત ઉતાવળે છુસ આગળ જવા માટે તૈયાર થવા લાગી. જેવી તેણી તૈયાર થઇ રહી કે તેણીનાં રૂમનું બારણું ઠોકાયું અને લેડી બેટ્રી અંદર દાખલ થઇ. તે પોતેબી તૈયાર થઇ હતી, અને ઉશકેરાટની ધ્રુજરીથી તેણીના હોઠ ઉડતા હતા.

"તેં ગાડી માટે હુકમ આપ્યો કે, બ્લાંશ—" પણ હયાં એકાએક અચકી જઈ તેણીએ ચોંકીને લેડી બ્લાંશ બણી નજર કીધી. "તું તૈયાર કાંય થઇ? કયાં જાએચ?"

"હું 'સ્કારફ્રોસ' જાઉચ." લેડી બલાંશે ઠંડો જવાબ કર્યો.

"સ્કારફ્રોસ? કાંય? તું કાંય ત્યાં જાય?"

"કારણ માહરી તેવી મરજી છે." ગુસ્સાથી નેણ કકડાવી તેણીએ જવાબ દીધો.

"પણ તુને જવાનું કાંઈ કારણ નથી, હું જાવુંચ—"

"તેનું મને શું?" છેડાયલી વાઘણની પેઠે તેના ભણી દોળા કકડાવતાં તેણીએ તરારો કર્યો. "તું જાય કે નહીં તેનું મને શું? હું અલબત જઇશ."

"પણ આવી રાતે તું ઘોડાપર કેમ જશે." તેણીનાં ઘોડેસ્વારીનાં કપડાં ભણી નજર કરતાં લેડી બેટીએ પુછ્યું. "ગાડીમાં કાંય નહીં આવતી?"

"ગાડીમાં?" તેણી તુચ્છકારથી બોલી. "ગાડીમાં કેટલો વીલંબ લાગશે તેનો તુંને ખ્યાલ છે? ને તે કીઠણ કીઠણ ચાલી શકે તેટલો વખત હું શાંતી ને ધીરજ રાખી શકું એમ તું ધારેચ. નહીં, હું ઘોડા પરજ જાઉચ. બીજો કાંઈ ઉપાય નહીં હોતે તો હું ચાલતી બી જતે. બીજું કોણ આવેચ તેની મને શું દરકાર છે? હું તેની સઉથી અતલગની છું— "

લેડી બેટીની આંખમાં પાણી આવી ગયાં

"તું ફ્લોરીસને ભુલી જાયચ." તેણી ધીમેથી બોલી.

એક અચબુચ ફટકો લાગ્યો હોય તેમ લેડી બ્લાંશ ચોંકી. તેણીના ચહેરા પર લોહી ધાઇ આવ્યું.

"ફ્લોરીસ-ફ્લોરીસ કારલાઇલ!" ધીકકાર અને કીનાથી તે બબડી. "હા તેને મનસે તે દુકતી માહરા કરતાં વધારે હોય! તું મને તેને વાસ્તે તાણા મારેચ, નહીં! પણ બોલ ત્યારે, તે કયાં છે? તે હયાં કાંય નથી? કદાચ તું જાણતી નહીં હશે—પણ નહીં તું બી માહરી માફક જાણેચ કે તેણી તેને છોડી ગઇચ હા, છોડી ગઇચ. જ્યારે હું—હું કે જે તેને ખરાં દીલથી હમેશ ચાહતી આવીચ, તેજ તેની ગરજની વેળાએ તેની આગળ જાઉંચ!"

ગરીબ લેડી બેટી! તેણી શું બોલી શકે? મુંગે મોહડે રડતી તેણી ઓરડામાંથી ચાલી ગઇ.

# પ્રકરણ ૨૫ મું.

---

વસ્તબરી ગામડાંના તે નાહનાં કોટેજના તેવાજ નાહના ડ્રોઇંગ રૂમમાં, જમણા હાથ પર માથું ટેકવી. સળગાવેલી સઘડી સામે ટીકતી, ફ્લોરીસ ગમગીન અદાઓથી બેઠી હતી.

ઘમઘોર ચુપકીદી તે નાહનાં ઘરમાં પંથરાઈ હતી. ત્યાં મુકેલુ મ્હોટું ઘડીઆળ પણ જાણે ત્યાંની ગમગીનીમાં ભાગ લેતું હોય તે મીસાલ પોતાની ટીક ટીક બંધ કરી ચુપકીદી અખત્યાર કરી બેઠું હતું.

ઉંડા શોકનાં તમામ કાળાં કપડાંમાં પત્થર પેરે સ્થંભ બેઠેલી તે દુઃખી છોકરી, એક જીવતાં જાગતાં સ્મશાન કરતાં, મારબલમાંથી કોતરી કાઢેલાં એકાદ પુતળાંને વધુ મલતી આવતી હતી.

'બેલીફી'થી પાછી ફરવાને તેણીને એક આખું અઠવાડીઉ પસાર થઈ ગયું હતું, અને હાલમાં તે આ ધર્તી ઉપર તમામ એકલી પડી હતી. તેણીની ગરીબ બીમાર માતા સદાની શાંતીમાં પોઢી હતી, અને હાલમાં કે જ્યારે તેણીનાં દુઃખની ચીસ પાડતાં જીગરને એક માવીતરના મીઠા પ્યાર અને સંભ્યારાની ખરેખરી જરૂર હતી ત્યારે—એ ત્યારેજ તે બાપડી આ દુન્યામાં માતપીતા વીનાની તમામ એકલવાઇ થઈ ગઈ હતી! અરેરે! તમામ એકલી!

એકલી! એ તે માત્ર એકજ શબ્દ તેણીનાં દુઃખી મગજમાં એક હજાર વાર વાગી ચુકયો હતો, અને તેણીએ કેવું ઇચ્છયું કે અજલનો ફીરેસ્તો તેણીને તે મહોબતવંતી માતાની ગોદમાં લઈ જવાની રહેમદીલી કરે!

તેણીની આસપાસનાંઓ, તેણીનાં આગલા વખતનાં મીત્રો તેણી તરફ ઘણાં ભલાં થયા, અને તેણીને સંભ્યારો આપવાને પોતાથી

બની શકતું તે સઘળાંઓએ કીધું. પણ તેણી પર આવી પડેલાં તે મ્હોટાં દુ:ખમાં તે દીલાસો તેણીને કશી શાંતી આપી શકયો નહી. તેઓની માયાળુ લાગણી તેણીની ગમગીનીનો એક કતરો માત્ર પણ કમી કરી શકી નહી.

તેણીએ એકજ મ્હોટો સધ્યારો પોતાનાં દીલ સાથ મનાવ્યો અને તે એજ કે બરાબર વખતસર તે માતાને મલવા તેણીની આગળ આવી શકી હતી. તેણીના મરતી વખતના છેલ્લા શબ્દો સાંભળવા, તેણીના છેલ્લા આશીશ મેળવવા તે કટોકટ વખતે હાજર થઈ શકી હતી!

વધુ કાંઇપણ બોલવા ચાલવાનો તો વખત મજબુજ નહતો, અને મીસીસ કારલાઇલ તો, ફલોરીસને એક ઘણાંજ સુખી ભવીષ્ય સાથ છોડી જવાંનાજ ખુશ અને સુખી ખ્યાલોમાં આનંદી મ્હોતે મરણ પામી હતી. તેણીના છેલ્લા શબ્દો વટીક લોર્ડ નોરમનને વાસ્તે હતા અને ફલોરીસને તે જરૂર સુખી કરશે અને કાઉન્ટેસ ઓફ નોરમન તરીકે એક ઝળકતું ભવીશ ફલોરીસને વાસ્તે તૈયાર હતું એ શબ્દો સાથેજ તે મહોબતવંતી માતાએ આખેરીનો દમ ભર્યો હતો અને ખરો ખુલાસો કરી તે માવીતરની છેલ્લી પળો દુ:ખી કરવાને ફલોરીસનું જીગર ચાલ્યું નહી.

અને હમણા, જ્યારે તેણી સુકકી તસ આંખ્યોએ તે સઘળાંનો વીચાર કરતી સઘડી ગમ જોઈ બેઠી હતી, ત્યારે તેણીને ક્રુસની અને તેની સાથ ગુજારેલા ટુંક પણ સુખી દીવસોની યાદ થતી હતી.

તે આખાં અઠવાડયાં દરસ્યાન તેના તરફથી કાંઈ પણ સાંભળવાની તેણીએ આશા કીધી હતી. તેમ થતાં વધારે દુ:ખી તો તેણી થઈ શકેજ નહી, તેણીએ વીચાયું, કારણ જે તેણીએ પોતાએ નજરેનજર જોયું અને અનુભવ્યુ હતું તેના સીવાય વધુ બીજું શું હોઇ શકે?

છતાં તેણીએ ઘણીજ આતુરતાથી રાહ જોઇ. તેણીએ વીચાર્યું કે પોતાનો ગુનાહ કબુલ કરવા વીશેની એકાદ લાઇન વટીક તો તે લખશેજ; અને તેણી તેને માફી બક્ષવાનું લખી વાળશે અને તેને સુખ ઇચ્છશે. મગર દહડાઓ પસાર થયા અને એક પણ કાગજ આવ્યું નહી. એક લીટી-એક શબ્દો વટીક તેણીએ તેના તરફથી મેળવ્યો નહી.

કોણ તેણીને કહી શકે? એ સઘળો વખત તે પોતે તો બાપડો મોહત સામે લડત ચલાવતો બીછાણે પડેલો હતો, અને આ બની ગયલા બનાવ વીશે બીલકુલ બેખબર હતો!

તેણીને મનસે તેની વર્તણુંક નહી સાંખી શકાય એવી ઘાટકી અને ખરાબ હતી, અને તેણીને પોતાની એકલવાઇ હાલત બેવડાં જોશથી ઘાઇ હતી.

કલાકો સુધી એ મીસાલ તેણી પોતાના દુઃખી વીચારોથી એટલી લીન્ન થઇ રહી કે તેણીની દાસી રૂમમાં દાખલ થઇ અને તેણીને સાદ માર્યો તે વટીક તેણીએ સાંભળ્યું નહી.

તે છોકરી તેણીની નજીક આવી અને એક નરમ હાથ તેણીનાં ખભાં ઉપર મુકયો ત્યારેજ તેણીએ ચોંકીને ઉપર જોયું.

"મી૦ મોરેલ આવ્યાચ, મીસ." તેણીએ જણાવ્યું.

તે બુઝોર્ગ ગ્રહસ્થ અંદર આવ્યો. તેણી તેને આવકાર દેવા ઉઠી અને "શેકહેંડ" માટે હાથ લાંબો કર્યો.

તે ભલા ધારાશાસ્ત્રીએ તે લીધો, અત્યત દયાળુ લાગણીથી તેણીના ચહેરા ભણી જોયું. તે ગમગીન દુઃખી ચહેરો જોતાં તે ભલા ગ્રહસ્થને ચુઠાઇ આવ્યું.

"આવા કઢંગા વખતે તમોને ખલલ કરવા વાસ્તે દલગીર છું, મીસ કારલાઇલ" તે બોલ્યો, પણ એક ફીકકાં હસ્વાં સાથ તેણીએ તેને વધુ બોલતાં અટકાવ્યો.

"હું તમોને જોઇ ઘણી ખુશી છું, મી૦ મોરેલ, મને ઘણું એકલું લાગતું હતું."

"હા, હા. હું સમજું છું, વગર શકે ઘણો કમનસીબ બનાવ બન્યો છે."

"મારે માટે, હા." ફ્લોરીસે હીંમત જમાં કરતાં કહ્યું. "પણ–પણ મારા મ–મા વાસ્તે નહી. તમે તેવણના એક માયાળુ મીત્ર હતા, મી૦ મોરેલ" તેણીએ મીઠાશથી ઉમેર્યું.

"નહી નહી મીસ કારલાઇલ, મેં કામકાજ સીવાય વધુ કશું કર્યું નથી, ખરેજ નહી. તમારાં ભલાં માવજી હંમેશ મને બને એટલી ઓછી મહેનત આપવા કાળજી કરતાં હતાં. હું એક બતી મંગાવું ?"

"હા. થેંક્સ." તેણી બોલી. તેણીને એ મીસાલ અંધારામાં બેસવાની જાણે તમેહ પડી ગઇ હતી. તેણીની દાસીએ બતી લાવી ટેબલ પર મુકી. તેણીએ ચાહ મંગાવી અને તે આવી પુગતાંજ હંમેશની શાંત અદાઓથી તેણીએ એક કપ બનાવી તેને આપ્યું, તેણીને પોતાની લાગણી જાહેર કરતાં અટકાવી અને જો કે તેણીનું જીગર ડચકાં ખાતું હતું છતાં તેણી શાંતીથી તેણી સાથ વાત કરતી હતી.

"તમોને બીજી ખાંડ જોઇશે?"

"નહીજી થેંક્યુ" તે બોલ્યો. તેણીની હીંમતભરી વર્તણુંકથી તે ઘણો સધ્યારો પામ્યો. બલ્કે ખુશી થયો, કારણ તેને જે કહેવાનું હતું તે કહેતાં તે અત્યાર સુધી અચકાયા કરતો હતો. "હું છેલ્લો હ્યાં આવ્યો, મીસ કારલાઇલ," ખંખાર મારી ગળું સાફ કરતાં તેણે જણાવ્યું, "ત્યારે મીસ કારલાઇલના કામકાજની ખબર–તપાસ લેવાનું મેં કબુલ્યું હતું અને તે પ્રમાણે મેં કીધું છ."

"આહ તમે હંમેશ ઘણાં ભલાં છો. હું ખ્યાલ નહીં કરી શકતી કે હું તમારા વગર શું કરી શકતે?"

"જરાબી નહીં. જરાબી નહી." તેણે ભલાઇથી તેણીને અટકાવી. "મારી ફરજ બજાવવા સીવાય વધારે જરાબી નહીં, મીસ તમારા જનમ અગાઉથીજ હું તમારા પીતાનો ધારાશાસ્ત્રી છું. ખા પુછાવો તો હું આ ધંધામાં દાખલ થયો ત્યારથીજ કારલાઇલ ખાન દાનનું કામકાજ મારા હાથમાં આવેલું છે."

ફ્લોરીસે સહેજ ડોકુ ધુણાવ્યું. જો કે તેણીની નજર તેન તરફજ ટીકાયલી હતી. છતાં તેણીનું બધું ધ્યાન સઘળુ બીજેજ- બ્રુસની યાદમાં રોકાયલું હતું.

"હું નહીં ધારતો કે નોરમન વીરૂધ કારલાઇલના દાવા સંબંધ મારા સીવાય કોઇ બીજાને વધતી ખબર હોય." તેણે ચાહે 'સીપ કરતાં પાછું શરૂ કીધું. "ઘણોજ જાણવાજોગ એબી બનાવ થા ગયો." 'નોરમન' નામ સાંભળતાં ફ્લોરીસના ચહેરા પર લોહી ધાર આવ્યું, અને વળી બીજીજ પળે તે પાછો ફીકકો થઇ ગયો. ખરેખ જાણવાજોગ! હમણા તેણી અને તેના વચ્ચેનો બનાવ તે ધારાશાસ્ત્ર જાણતો હતે તો!

"પણ હવે આપણે કામનીજ બાબદ ઉપર પાછા ફરશું." તેણે એક ખંખાર મારતાં ચલાવ્યું. "મ મીસીસ કારલાઇલનાં દરેક ઓચરયાઓની તપાસ લીધાચ, અને મને કહેવાને ઘણી દલગીરી ઉપજેચ કે મને તેમાં સહેજબી સંતોષકારક માલમ પડતુ નથી."

ફ્લોરીસે પોતાની શોકાતુર આંખો એક પળ તેના ભણી ફેરવી. તે શું કહેવા માંગતો હતો તે તેણી બરાબર સમજી શકી નહીં.

તેણીની માતાના મરણ પછી તેઓ વચ્ચે એકાદ બે વાર એ બાબદ ઉપર વાત થઈ હતી, પણ તે બોલતો હતો અને દુઃખમાં ગીરફતાર થયલી મુંગે મ્હોડે સાંભળતી ફ્લોરીશે તેનો કશો અર્થ ઉપજાવ્યો ન હતો. તેણીએ બીલકુલ બેધ્યાનપણે તેને સાંભળ્યો હતો

"હા, હું દલગીર છું, મેં તો આશા રાખી હતી કે આખરે એ ન્હાની મીલકતની ઘણી સારી ઉપજ થશે. મામલો ઘણો ગુંચવાવલો હતો. અને પેલા મોટા દાવાએ આપણને ઘણાં ખોટમાં ઉતાર્યાં હતાં. વળી કેટલાંક 'મોર્ટગેજો' પણ હતાં, છતાં મેં ધાર્યું હતું કે છેવટે તે સઘળુ બરાબર પાર ઉતરી-પણ જશે. માફ કરજો, મને ફીકર થાયછ કે હું તમોને બરાબર સમજાવી નથી શકતો." ફ્લોરીસને એધ્યાનપણે સઘડી ભણી ટીકતી જોઇ તે બોલ્યો.

"હા, હુ સમજુંચ." તેણી ધીમેથી બોલી, "તમે કહેવા માંગતા હતા કે તમે ધારતા હતા તેવી હું પૈસાવાળી નથી નીકળી."

"તદન બરાબર; હું એજ મતલબનું કાંઈ કહેવા માંગતો હતો, મીસ કારલાઇલ. પેલા દાવાના કારણ તમારી એસ્ટેટ એટલી ગુંચવાડામાં આવી ગઇ હતી કે તમારાં માતાજીને પોતાને પણ ખ્યાલ નહી હતો કે તેવણની હાલત કેવી હતી."

"મારાં ગરીબ મમા!" તેણી ધીમેથી બબડી.

"આપણી મુશકેલી વધારવા, જે આપણા મોર્ટગેજોનો મુખ્ય માંગનારો છે તે હમણાં પોતાનો હીસાબ કરવા માંગેચ. હમણાં મીલકતોના ભાવો જરા નબળા છે અને આપણને કરજનાં પેટાંમા જે રૂપ્યા જોઇએચ તેનાથી અરધાબી જવલેજ ઉપજશે. પણ તમોને સમજ નહી પડતી હશે!"

"નહી, નહી, હું સમજુંચ." તેણી બોલી, છતાં ખરી રીતે તેણીને જાહજું સમજ પડતું નહી હતું.

"મેં તે માંગનારને હાલમાં જરા દપટ પડવા સમજાવ્યો, પણ તે માનતો નથી. તે પૈસા માંગેચ ને મીસ કારલાઇલ, તેને તે મલવાજ જોઈએ. તેથી હવે એ જરૂરનું છે કે આપણે હવે એ એસ્ટેટતો વેચી નાખવી જોઇએ."

"હા." ફ્લોરીસે કહ્યું, "મહેરબાની કરી બધું વેચી નાંખો, પણ ફક્ત આય 'કોટેજ' રહેવા દો, મને એ રાખીને એમાંજ રહેવા ગમેચ."

મી૦ મોરેલ સહેજ ઠાંસ્યો, અને સહેજ ભવાં ચઢાંવ્યાં. ફ્લોરીસને સમજાવતાં તે બાપડાનું દહીનું પાણી થયું હતું.

"પણ, મારાં વ્હાલાં મીસ કારલાઇલ, મને ભય છે કે 'કોટેજ'બી વેચી નાંખવુંજ પડશે." તેણે જેમ તેમ હીંમત કરી કહ્યું.

આખરે તે શબ્દો બોલાયા! ફ્લોરીસે ચોંકીને ઉપર જોયું.

"કોટેજ વેચી નાંખવું પડશે? પણ - પણ, મી૦ મોરેલ, હું ત્યાં રહેવા માંગુચ, જેમ માંહરાં માતાજી રહેતાં હતાં તેમ."

વળી પાછો ધારાશાસ્ત્રીને જરા ઠાંસો થઇ આવ્યો.

"હું ઘણો દલગીર છું. પણ હું ધારૂંચ કે આપણને 'કોટેજ' બી વેચવુ પડશે. અલબતાં તમારી પોતાની સ્થીતી જોતાં એ તમોને જાહ્વું મુશકેલ નહીં થઇ પડશે. થોડાજ વખતમાં તમો મોટી દોલતના માલેક થશો, જોકે હાલમાં તમે તેમ નથી, અને ત્યારે તમે પોતેજ એ કોટેજ પાછું ખરીદી લઇ શકશો."

"હું સમજી નહીં શકતી." ફ્લોરીસ ગુંચવાઇ.

"એટલે એમ. મીસ કારલાઇલ, કે તમારાં માતાજીની તમામે તમામ મીલકત વેચી નાંખતાં આપણે માંડ માંડ મોર્ટગેજનું કરજ ફીતાડી શકીશું—અને—અને તમે લોર્ડ નોરમન સાથ અદરાયલાં છેઓ, તેમ નહીં હતે તો તમારી સ્થીતી એક પાઈ વનાની મુફલેસ થઇ પડતે." ફ્લોરીસ એકદમ ઉઠીને ઉભી થઈ. તેણીનો ચહેરો બીલકુલ ફીકકો છતાં તદન શાંત અજબ હદ સુધી શાંત હતો.

"શું? તમે શું કહ્યું?" તેણીએ પાછો સવાલ કીધો.

"એમજ કે કરજ ફીટાડવા દરેક મીલકતનો ભોગ આપવો પડશે."

"પણ—પણ મારું પોતાનું થોડું નાણું છેની?" હાથે એક ટેબલનો ટેકો લેતાં તેણી સહેજ ધ્રુજતે અવાજે બોલી.

"તમે ભુલી જાઓચ, મીસ કારલાઇલ કે નોરમન વીરૂધ કારલાઇલના દાવા સંબંધી બાબતમાં છેલ્લી વેળા તે તમામ ખલાસ થઇ ગયું હતું."

"ત્યારે—ત્યારે હું એક કોડી વગરની કઢંગી હાલતની થઇ ગઇચ?"

"હા, જો તમો એમજ બોલવા માંગતાં હોવો તો, પણ," અને તે પાછો સહેજ હસ્યો "પણ ભવીષ્યના કાઉંટેસ ઓફ નોરમનને વાસ્તે એ એક ઘણી તુંચ્છ બાબદ છે."

ફ્લોરીસનો ચહેરો મહોત જેવો ફીકકો થયો.

"મી૦ મોરેલ," હીંમત અને શાંતપણે તેણીએ જણાવ્યું, "તમે ભુલમાં ગોટું ખાવોચ. હું ભવીષ્યની કાંઉટેસ ઓફ નોરમન નથી.

"ત-ત-તમે-તમે-ભવીષ્યનાં કાઉંટેસ ઓફ નોરમન નથી? પણ માહરાં વ્હાલાં મીસ કારલાઇલ, આખી દુન્યા જાણેચ કે તમે લોર્ડ નોરમન સાથ અદરાયલાં છો!"

"આખી દુન્યા જાણતી હતી," ધ્રુજતા હોઠે તે બોલી. "આખી દુન્યાને હજી ખબર નહિ થઇ હશે, હું ધારૂંચ, કે તે કારજ તુટીગયુંચ."

"તુટી ગયુંચ?" તેણે ગભરાતથી બુમ પાડી. "તમે શું ખરેખર એમ કહેવા માંગોચ મીસ કારલાઇલ, કે તમે વધુવાર લોર્ડ નોરમનનાં અદરાયલાં મોહોરદાર નથી?"

ફ્લોરીસે ડોકું ધ્રુણાવ્યું, તે બુઢ્ઢાની અજાયબી અને ગભરાટ જોતાં આટલાં દુઃખમા પણ તેણીને સહેજ રમુજ ઉપજી.

"હા. મી૦ મોરેલ અને તેથી માહરી સાથના સંબંધમાં લોર્ડ નોરમનને નહિં ગણવા જોઇએ."

"પણ હું તો એજ ગણત્રીમાં હતો. તમે લોડ નોરમન સાથ અદરાયલાં છેઓ તે જાણીને તો મને ધીરજ હતી અને તેથી-પણ માહરા ખુદા. એ બનાવ કેમ બનવા પામ્યો ?"

"તેની સાથ શું કામ છે?" તેણી બોલી. "માહરા વચ્ચેનું કારજ તુટી ગયુંચ એટલુંજ તમોને જાણવાને પુરતું થશે. માહરાં-મમાં ગુજરવા આગમજ તેમ થયું હતું."

"માહરા ખુદા!" તેણે અટવટ કીધી. "ઘણુંજ ખોટું થયું. ત્યારે તમે ખરેખર ઘણી કઢંગી સ્થીતીમાં આવી પડયાંચ."

તેણી ફીકકું હસી.

"હા, હું ધારૂંચ." તેણી એટલું શાંતપણે બોલી કે તે બુઝોર્ગ અહસ્થ અજાયબીથી તેણીને ટીકતો રહયો. "એ બોલવું, ને સાંભળવું જેટલું બધું ભયંકર લાગેચ તેટલું ખરેખર કદાપી નહિં હશે. હું ધારૂંચ."

તે એક પળ ચુપ રહયો, અને પછી મનસે બડબડતો સંભળાયો.

"એની ખાનગી દોલત લો: નોરમન કદાચ એને પાછી આપી દેશે." તેણીએ તે શબ્દો સાંભળયા અને તેણી લગાર ઝનુનથી તેના ભણી ફરી.

"મી૦ મોરેલ, મને બરાબર સમજી લેવો," તેણી બોલી. "તમે જો લોર્ડ નોરમન પાસે કાંઇબી માંગણી કરવા ચાહતા હોવો તો તે વિચાર એકદમ પડતો મેલજો. તેવણ પાસેનો એક રોટલીનો ટુકડો વટીક કબુલ કરવા કરતાં હું મરવાનું હજાર વાર પસંદ કરીશ." તેણી ધાડા ખોખરા અવાજે બોલી. "તેવણ વાસ્તેનો વિચારજ ના કરતા. હું માત્ર ફલોરીસ કારલાઇલ છું—એક પાઇ વગરની મુફલીસ છોકરી; પણ કોઇ સાથ કાંઇબી કારણથી બંધાયલી નથી એટલું યાદ રાખજો."

પોતાની સામે દસ્સામાં ઉભેલી તે મગરૂર તોરવંતી છોકરી ભણી તેણે જોયા કર્યું અને તેને તે સાંજ યાદ આવી કે જ્યારે એજ છોકરીએ પેલી કાગળની કાપલી લોર્ડ નોરમનને વાસ્તે એટલાજ ગુસ્સાથી ચીત્રી આપી હતી.

તેણે માથું ધુંણાવ્યુ.

"તમે બરાબર વીચાર કરો," તે બોલવા ગયો, પણ તેણીએ અટકાવ્યો.

"મી૦ મોરેલ. તમે મારા વકીલ છો, નહિં કે તેવણના—"

"ખચીતજ" તે વચ્ચે પુરાયો.

"ત્યારે તેવણ સાથ કાંઇબી પત્ર વહેવાર કે વાતચીત ચલાવવા હું તમોને મનાઇ કરૂંચ, સખત મનાઇ કરૂંચ. યાદ રાખજો, ગમે તે થાય તે થવા દેવો, એકે એક ચીજ વેંચી નાખો, મને પાઇ વગર રવડતી થવાનું હોય તો થવા દેવો, પણ લોર્ડ નોરમનને કાંઇબી રીતની માંગણી ના કરતા!"

"માહરાં વ્હાલાં લેડી," તે કગળ્યો. "તમોને કાઇ ખટપટ થઇચ?"

"હા, જેબી હોય તે, મગર તે જીંદગીના છેડા સુધી ચાલુ રહેશે."

શું કરવું તે તેને સુઝ પડયું નહીં. તેને તો ઘણી ધીરજ અને સંતોષ હતો કે કારલાઇલ એસ્ટેટ જતી રહેશે પણ તેણી કાઉન્ટેસ ઓફ નોરમન થઇ સુખીજ થશે, જ્યારે આ તો સઘળું ઉંધુજ બનવા માંડયું હતું.

"મને જાણવાની રજા છે, મીસ કારલાઇલ," તે ઉઠીને ઉભો થતાં બોલ્યો, "કે તમે શું કરવા ચાહોચ?"

"તે હું જાણુતી નથી." બની શકતી હીંમત એકઠી કરતાં તે બોલી. "પણ હું કાંઇબી ઠરાવ પર આવીશ તો તમોને જણાવીશ કોઇબી રત્તેશે મને ત્યાંથી તો જવુંજ પડશે." તે વ્હાલાં ઘરમાં આસપાસ નજર ફેંકતાં તેણીએ એક નીસાસો ફેંકયો.

મી૦ મોરેલે એક લાંબો દમ ખેંચ્યો.

"મીસ કારલાઇલ" તે બોલ્યો, "હું એક બુઢો આદમી થવા આવ્યોચ, અને તદન એકલો છું, મને માહરા સિવાય કોઇનો વિચાર કરવાનો નથી, તમે મને તમોને મદદ થવા દેવો–હું તમારા કુટુંબના સમાગમમાં નાનપણથી આવેલો છું, અને મેં તમારાં કુટુંબીઓનું ઘણું નીમક ખાધેલું છે. મને તમોને મદદ થવા દેવાનું માન આપો તો—"

ફ્લોરીસે પોતાનો હાથ તેના ભણી લાંબો કરયો, અને તેની સાથ વાત કરતાં આ પહેલીજ વાર તેણીની આંખમાંથી આંસુ પડયાં.

"નહીં, નહીં!" તેણી બોલી. "હું–હું તે કબુલ કરી શકતી નથી. હું જુવાન અને જોરાવર છું. અને હું માહરૂં પોતાનું ભોગવવા શકતીવાન થઇશ. એક સ્ત્રી પણ ઘણું કરી શકેચ, તેમ હું બી કરીશ. પણ હું ખચ્ચીત તમારી ઘણી ઉપકારી છું–ઘણીજ. અને હવે મને એકલી છોડવા મેહેરબાની કરશો? હું ઘણીજ થાકી ગઇચ."

તેણે તે હાથ પોતાના હાથમાં લીધો.

"ગુડ-બાવ મીસ કારલાઇલ, તમોને કાંઇબી રીતની મદદ જોઇએ તો તમે મારી ઉપર લખી જણાવશો તો હું ઘણોજ આભારી થઇશ. હું–હું–હા ખચ્ચીત ઘણું દલગીરી ભરેલું." અને તે ઉમરાવી દીલનો ગ્રહસ્થ તેણીના દુઃખ વાસ્તેનાં પોતાનાં આંસુ છુપાવવા મોંહા પર રૂમાલ ફેરવતો ત્યાંથી બહાર પડયો.

ફ્લોરીસને તેણીનાં આગલા દુઃખમા આ છેલ્લી આફત દમ વગરની લાગી. તેણીએ તે બાબદ પર સહેજબી ખ્યાલજ નહીં કીધો. પોતાના આશકની બેવફાઇ અને માતાનાં મ્હોતે તેણીના મગજ પર એટલી અસર કીધી હતી કે હવે પાઇ વગરની થવાથી તેણીનું શું થશે તેનો તો તેણીએ વિચાર માત્રબી કરવાની પરવાહ કરી નહિં

મી૰ મોરેલ લગભગ રોજ તેણીને મલવા આવતો હતો, અને તેણીની ધીરજ અને સહન શકની જોઈ હેરત રહેતો હતો. ફરીથી

અને ફરીથી તેણે તેણીને કાકલુદી કરી, કોઈબી તેણીનાં ફ્રેંડ હોય કે જે તેણીને મદદ કરી શકે તેવાંને યાદ કરવા કહયું; પણ ફ્લોરીસ હંમેશ ફીકકું હસી ડોકુ ધુણાવી ના પાડતી.

"એવું એકબી જણ નથી કે જેને હું જણાવી શકું." તેણી બોલતી, "અને મ્હારાં મીત્રોમાંનો–" અને ત્યારે તેણીને લેડી બેટીને યાદ થતી. તેણી ત્યાં તો જઈ શકે નહીં. લેડી બેટી સાથ કોઇબી સંબંધ રાખતાં તો તેણી ફરી લોર્ડ નોરમનનાં સમાગમમાં આવવા પામે. બીજાબી થોડાંક તેણીના માતાનાં મીત્રો હતાં કે જેઓ તેણીને બની શકતી કાંઇ મદદ આપવા ખુશી થતે, પણ તેઓને વડીક મલવા તેણીએ સાફ ના પાડી. તેઓ તેણીનું કારજ શા માટે તુટી ગયું તે જાણવા ઇનતેજારીના વલખાં મારતાં હતાં, અને તેણીને તે બાબે સવાલો કરી કંટાળો આપે તેનો તેણીને બ્હીક હતી.

"નહીં, હું મદદ માગી શકું તેવું કોઇબી નથી." તેણીએ જણાવ્યું.

"હું ધારૂચ કે તમે ઘણાંજ—માફ કરજો, મીસ કારલાઇલ—પણ તમે ઘણાંજ મગરૂર છો." મી૦ મોરેલ નાચારીથી બોલ્યો.

"ખરેખર!" તેણી સહેજ હસી. "કદાચ હું હોઉંબી બધાં કહેતાં હતાં કે હું ઘણી મગરૂર છું, અને કદાચ હજુબી તેમ હોઇશ. પણ હું બ્હીતી નથી. હું જવાન અને મજબુત બાધાની છું, આ બોહળી દુન્યામાં માહરે લાયક કોઇબી કામકાજ મળશે"

"હા" તેણે ટેકો દીધો. "તમે જુવાન છો, અને મજબુત તો કોણ જાણે પણ તમે ઘણાં–" તે 'ખુબસુરત' બોલવા જતો હતો. પણ અચકી ગયો.

"હું કમ્પેનીઅન તરીકે તો પાછી જઇ નહી શકું" સહેજ લાલ થતાં તે બોલી. "તે લોક બીજે ઠેકાણે ભલામણ પત્ર માંગશે જે હું રજુ કરી શકીશ નહિં."

તે ઘણું દુખ પામ્યો. શું બનવા પામ્યું તે તેને ખબર નહીં હતી, પણ કાંઇબી ઘણું હદ સુધીનું ખરાબ થયલું હોવું જોઇએ કે જેથી તેણી આટલી હદ સુધી તેઓથી અલગ થઇ જવા માંગતી હતી.

"મને સમજ નહીં પડતી કે તમે શું કરશો?" તે ગુચવાડાથી બોલ્યો.

"કાંઇબી કરવું તો જોઇએજ."

"જો મને તમોને તમારા સારા દીવસો આવે ત્યાં સુધી તમારો 'એન્કર' થવાની રજા—" ફ્લોરીસે ડોકું ધુણાવી તેને અટકાવ્યો.

"નહિં નહિં," તેણી બોલી. "તમે જાણોચ કે તેમ બની શકશે નહી; જો કે તમારી ઘણીજ ઘણીજ આભારી છું. ફક્ત મને ઇંગલાંડની બાહર કાંઇ કામ મલે તો બસ."

"પણ ઇંગલાંડની બહાર કાંય, મીસ કારલાઇલ?"

ફ્લોરીસની આંખો નીચી ઝુકી પડી, અને તેણીના હોઠ સહેજ ધ્રુજ્યા, "કારણ મને ઇંગ્લાંડ છોડી જવા ગમેચ, બની શકે તો સદા માટે." તેણીએ ધીમે અવાજે જવાબ કર્યો. "હું આય કોટેજમાં કેટલો વખત રહી શકીશ?"

"ઘણામા ઘણું પંદર દહાડા." તે લગાર આનાકાનીથી બોલ્યો.

"એટલું જલદી?"

"તમોને ગમે તો તમે હંમેશ માટે રહી શકસો." તે બોલ્યો, "તમે મને રજા આપો તો હું પોતે એ કોટેજ ખરીદી લઉં, અને તમોને એક નાની સ્કુલ ઉઘાડવા માટે નાણું આપી શકું. મ્હારી ખાત્રી છે," તે અત્યંત આતુરથી અને ઉલટથી બોલતો હતો, "કે તમે થોડા વખતમાં મને તે પાછું ભરપાઇ કરી શકવા ભાગ્યશાળી થશો."

"તમારે તેવો વીચાર કરવોજ નહી, મી૦ મોરેલ," તેણીએ મક્કમતાથી જણાવ્યું. "એકબારગી હું તમારી ભલાઇભરી માંગણી

કબુલ કરતે તો બી તે ફઝુલ થતે; કારણ હું એક "સ્કુલ-મીસ્ત્રેસ" તરીકે ફતેહમંદ થઇ શકુંજ નહી. હાલની છોકરીઓને લાયકની કેળવણી આપતાં મને આવડતુંજ નથી, અને વળી એ બાબદ બનવા જોગજ નથી. તમે ઘણા ભલા છો. માહરા તરફ ઘણા મહેરબાન અને માયાળુ છો. બહાર ગામના કાંઇ ન્યુસપેપરો માહરે માટે મેળવી શકશો ? તેમાં મહરે લાયકની એકાદ જાહેર ખબર નીકળી આવે."

તેણે ઉલટથી તે માંગણી ઉપાડી લીધી. પોતાની દર મુલાકાત વખતે તે પોતાના આય ખુબસુરત જવાન અને આફતો વચ્ચે એકલવાયાં થઇ પડેલાં કુલ વાસ્તે વધતો અને વધતો કાળજીવંત થતો જતો હતો. તે ખચ્ચીત તેણીના એક મુરબ્બીની જગ્યા રાખતો હતો.

એક અઠવાડયું પસાર થઇ ગયું જે અરસામાં ફ્લોરીસ સહેજબી ઘરની બહાર નીકળી નહી. સાહજને છેડે લગાર અંધારૂં થવા પછી પોતાના થાકેલાં મનને રાહત આપવા તેણી તે નાના બગીચામાં લટાર મારતી.

કેટલાંકો-તેણીનાં ખયરખ્વાહો-તેણીને મળવા આવ્યાં હતાં, પણ તેણીની દાસી તરફથી એકજ જવાબ મળતો કે મીસ કારલાઇલિની તબીઅત બરાબર નહી હતી અને તેવણ કોઇને પણ મળી શકવાની હાલતમાં નહી હતાં.

એક અઠવાડીઆં પછી મી૦ મોરેસ તેણીને મળવા આવ્યો. તેના હાથમાં કાગળોનું એક બંદલ હતું. તે ટેબલ ઉપર મુકી તેણે એક ખુરસી પર બેઠક લીધી.

"તમે હમણા જરા ઠીક લાગોચ. હું તે જોઇ ખુશી છું. છેલ્લા આવ્યો ત્યારે તમે એટલાં ફીકકાં અને સીક જેવા દીસ્તાં હતાં કે મને પાછું આવવાની બ્હીક લાગી. પણ આપણે આશા રાખીશું કે હવે સઉ સારૂંજ થશે, ત્યારે બહાર જવાનો તમારો ઠરાવ હજી મક્કમ છે?"

"ખચ્ચીતજ !" તેણીએ હસીને જવાબ વાલ્યો.

"સારૂં ત્યારે જો તેમ હોય તો મેં એક ખબર તમારે વાસ્તે મેળવીય." અને એમ કહેતાં પેલું કાગજનું બંદલ છોડવા માંડયું.

ફ્લોરીસનો ચહેરો આશાથી ખીલી નીકલ્યો.

"એ એક અજબ સંજોગ હશે." તેણે બોલવા માંડયું. "પણ આપણી જીંદગી એવા સંજોગોથી હંમેશ ભરપુર રહેચ. કોઇક વાર તો આપણે વાર્તામાં વાંચ્યેચ તેના કરતાંબી વધારે અજબ જેવા સંજોગો બરપા થાયછ."

"બનવા જોગ છે, પણ શું થયું ? કાંઇ તમે એમ શોધી કાઢયું કે કોઇ મોટા ઉમરાવની હું કોઇ ખોવાવલી દીકરી મલી આવીચ યા તો કાંઇ માહરા નહી જણાયલા મામા કાકાએ મને મોટો વારસો આપ્યોચ ?" અને તેણી મોટેથી હસી પડી.

તે બી હસ્યો. તેણીને આવા ખુશ સ્વભાવમાં જોતાં ઘણોજ રાજી થયો. તે બાપડો થોડુંજ જાણતો હતો કે તે બાવાજી ગૃહસ્થનું દીલ રાજી રાખવાજ તેણીએ માત્ર ખોટો દેખાવ ધારણ કર્યો હતો.

"નહીં નહીં" તે બોલ્યો "હું ઇચ્છુંચ કે તેમ હતે, પણ વારૂં તમોને કાંઇ ફુલ અને ઝાડ પાન વીશે થોડી ઘણી સમજણ છે કે ?" ફ્લોરીશે પોતાની મોહટી ભુરી આંખ્યો અજાયબીથી ઉંગાડી.

"બોટેની કે એવું કાંઇ ?" તેણે પાછું પુછયું.

ફ્લોરીસે ડોકું ધુણાવ્યું. "નહીં, તેવું તો કાંઈ નહીં."

"હં !" લગાર નાસીપાસીથી તે બબડયો, પણ બીજીજ પળે તે પાછો ખુશ થયલો દેખાયો.

"પણ તેની કાંઇ હરકત નથી, હું ધારૂચ." તે બોલ્યો. 'તમે જલદીજ શીખી શકશો—"

"બોટેની શીખું, ઝાડપાનની સાયન્સ !" તેણી અચરત થઇ. તેણીને લાગ્યું કે પોતા વાસ્તેની આતુરતાભરી કાળજીથી ને ડોસાનું ભેજું તો જરા નબળું નથી પડયું !

"હા. કાંય નહીં ! તમારાં જેવાં એક જુવાન બહોશ બાનુંને કાંઇબી શીખવું મુશકીલ થાય નહીં."

"હું એક જંગલી ઢોર છું, મી૦ મોરેલ, તમે ધારોચ તેવું જરાબી નથી."

તેણે હસીને ખભાં હલાવ્યાં.

"હું માનતોજ નથી કે એવી એક બી ચીજ હોય કે જે તમે નહીં શીખી શકો. !"

"પણ તમે મને હજી કહ્યું નહીં કે તમે શાને વાસ્તે એ સવાલો પુછયા ?"

"જેવોની વાત આમ છે, મીસ કારલાઇલ," ખુરશી પર ફરાગત થઇ બેસતાં તે બોલ્યો—"તમે ગયે વખતે હું આવ્યો ત્યારે તમે બહારગામના પેપરોની જાહેર ખબરોને વાસ્તે બોલ્યાંતાં તે વિચાર મને બી ઠીક લાગ્યો. તે પરથી હું એક મિત્રને ત્યાં ગયો જે ઘણાખરા બધા મુલકોમાં ફરેલો છે અને ઘણી ભાષાઓ જાણેચ. અને તેને મેં કાંઇબી તમારે લાયકના જાહેર ખબર વિષે તલાસ કરવા કહ્યું. તેણે તેમ કીધું અને કેટલીક જાહેર ખબરના તરજુમાઓ ઊતારી મોકલ્યા. તેનાં ઘણાખરા તો ઇંગ્લીશ ગવરનેસને વાસ્તેની માગણીઓ હતી. હું નહીં ધારતો હતો કે તે તમોને માફક આવે."

"મને એ બાબતની મુદલ સમજ નથી." તેણીએ નીસાસો નાંખ્યો.

"મેં તે તો પડતીજ નાખી, એક લગાર અજાયબ જેવી જાહેર ખબર હતી. હું તમોને વાંચી સંભળાવું." અને તેણે એક કાગજ કાઢી વાંચવા માંડયું.

"જોઇએચ એક ઇંગ્લીશ લેડી કે જે એક બાનુંને ઝાડપાન વીશેની એક ચોપડી તૈયાર કરવામાં મદદ કરી શકે. ઝાડપાન વીશેની બધી સમજણ હોવી જોઇએ એવું કાંઇ ખાસ જરૂરનું નથી, પણ સારા હરફ અને સારી રીતે સર્વે વીગતોનો ચોપડી પર ઉતારો કરી શકે એવાં એક લેડીની જરૂર છે. લખો પોસ્ટ બોકસ સી૦ બી૦ ફ્લોરન્સ."

ફ્લોરીસે નાસીપાસીથી ડોકું હલાવ્યું.

"નહીં, એક પળ થોભો." તેણે તુરત વધાર્યું "મેં ધાર્યું કે એ તમોને માફક આવશે તેથી તમોને કંટાળો આપવા આગમચ લખીને મેં બધી વીગત પુછાવી. અને તેનો મનમાનતો જવાબ આવ્યો. સમજો, તે બાઇને એક સારા ખાનદાનની બાનુ જોઇએચ, એ ચોકકસ બાબદ વાસ્તે તેવણ ઘણાં ખંતી છે, અને ઝાડપાનની સમજ ધરાવવા કરતાં, ઘણાં સારા હરફ લખી જાણનાર જોઇએચ હવે, મીસ કારલાઇલ, તમે બી એક ખાનદાની બાનુ છો, અને બોલવાની રજા આપો તો તમારા હરફ ઘણા સુંદર છે."

"વેલ ?" પોતા માટે આટલી બધી કાળજી વાસ્તે આભાર દરશાવતી મુગી ચશમો તેના ભણી ફેરવી તેણીએ આતુરતાથી પુછ્યું.

"મેં તેથી તમારે વિષે જણાવી તેવણને પોતાને લગતી વધુ ખબર મંગાવી અને તે પણ મને દરેક રીતે સંતોષકારક માલમ પડી, અને ટુંકમાં મેં તમારા તરફથી તે જગ્યા વીષેની ગોઠવણનું નક્કી કીધું. પગાર જો કે ઘણો મોટો નથી પણ સુખ સગવડનું સાથે છે. અને ફ્લોરન્સ એક ખુબસુરત જગ્યા છે. હું પોતે તો ઇંગ્લાંડની બહાર કદી ગયો નથી, અને જવબીશ નહીં. પણ કહેય કે જગ્યા ઘણી ખુશનુમાં છે, અને વળી બાનુઓને સુંદર ફુલનો ઘણો શોખ હોયચ, એટલે—"

ફ્લોરીસની આંખમાં પાણી ભરાઈ આવ્યા.

"તમે માહરા તરફ ઘણાજ ભલા થયાચ, મી૦ મોરેલ. તમે તે દહાડે મને પુછ્યું હતું કે અમારાં કોઇ ખરાં દીલના મીત્રો હતા કે ત્યારે માહરે તમોને કહેવું હતું કે હા, એક ઘણાજ ઘણાજ સાચ્ચા દીલનાં માહરા મિત્ર છે, ખચ્ચીતજ તમે તેવાજ છેવો, અને ત્યારે ખરેખરૂં શું તમે માહરે વાસ્તે તે મેળવી ?"

"હા એટલે કે જો તમને ગમતું હોય તો તમે આય કાગ જ્યાંઓ તપાસી લઈ વિચાર કરજો. કામ જાહજું ભારી નથી. ફકત તેવણ તમારી પાસે લખાવે તે લખ્યા કરવાનું ને એટલુંજ કે હું તમારી જગ્યે હોવું તો એકાદ એ બાબદની ચોપડી લઇ મુસાફરી દરમ્યાન સહેજ સાહજ અભ્યાસ કરૂં, અને માહરા સાંભળવા પ્રમાણે મીસીસ સીંકલર એક ઘણાં ભલાં બાનું છે. હવે હું એક કપ ચાહ લઊ તેટલાં તમે આય કાગજો તપાસી જાવો."

ફ્લોરીસ તે લઇ બાજુમાંની તેબલ નજીક ગઈ અને સઘળાં કાગજ્યાં વાંચ્યાં.

મી૦ મોરેલના કહેવા પ્રમાણે સઘળુ સંતોશકારક હતું, અને પગાર જો કે મોહટો નહીં પણ તેણી વાસ્તે પુરતો હતો, અને વળી સુખકારક રહેવાનું હતું.

મગર એક ચીજ તેણીને સર્વથી વધુ એ જગ્યા લેવા લલચાવનારી હતી, તે એ કે ઇંગ્લાંડ છોડી બહાર જવાનું હતું.

ફ્લોરન્સ ! કેટલું બધું ખુશબોદાર ફુલોથી ભરેલી તે સુંદર જગ્યા વાસ્તે તેણીએ સાંભળ્યું હતું ! લોર્ડ નોરમને પણ વારંવાર તેણી આગળ તે જગ્યા બાબે વાત કરી હતી, અને તેઓ પરણ્યા પછી તેણીને જરૂર ત્યાં લઇ જવા કબુલાત આપી હતી, તે યાદ થતાં તેણીના બદનમાંથી દુઃખની એક ધ્રુજરી પસાર થઇ ગઇ.

મી૦ મોરેલ તેને બારીકાથી તપાસતો હતો.

"કાંઇ નહી, કાંઇ નહીં," તેણીના હોઠ ધ્રુજતા જોઇ તે તુરત પુકારી ઉઠયો. "તમોને એ વીચાર નહીં ગમતો હોય તો જરાબી ફીકર નહીં. આપણે કાંઇ બીજું શોધી કાઢશું."

ફ્લોરીસ ઉઠીને તેની નજીક ગઇ.

"એના કરતાં બીજુ વધારે સારૂં હું નહીં ધારતી કે કાંઇબી હોય." તેણી બોલી.

"ત્યારે તમે જશો?" તેણે પુછયું.

તેણી એક પળ અચકાઇ.

"ઇગ્લાંડથી એ ઘણું દુર છે," તે પાછું બડબડયો.

"અને તેજ તો મને વધુ લલચાવનારૂં છે," તેણીએ જવાબ દીધો. "હા, હું જઇશ, મી૦ મોરેલ."

અને એ રીતે તેણીની જીંદગી સાથ જોડાયલી સાંકળમાં એક વધુ કડી પરોવાઇ, ત્યાં બનનારા એક સર્વેથી અગત્યના બનાવ બાબે બીલકુલ બેખબર તેણી થોડા દીવસમાં ફ્લોરન્સ જવા ઉપડી ગઇ.

## પ્રકરણ ૨૬ મું.

તે એક ઘણી કંટાળા ભરેલી સ્વારી હતી અને લેડી બ્લાંશ પોતાની જીંદગીના છેડા સુધી તે કદી ભુલી નહીં.

તેઓ જેવાં ત્યાં પહોંચ્યાં કે તેઓના ઘોડાનો અવાજ સમજી સર જોસફ તુરત બારણા આગળ આવ્યો. લેડી બ્લાંશ પર તેની નજર પડતાં તે ચોંકયો અને તેની આંખો કોઇ બીજા એક જીવની-ફ્લોરીસની શોધમાં આસપાસ ફરી.

"લેડી બ્લાંશ," તે બોલ્યો, "આટલે લાંબે વેરથી તમે—"

તેણી એક કુદકો મારી ઘોડા પરથી ઉતરી પડી.

"મને--મને ખરૂં કહી દેવો," તેને અટકાવી તેણીએ હાંફતાં હાંફતાં કહ્યું.

"તેવણ—"

તેણીના સફેદ પુની જેવા ચહેરા અને ધ્રુજતા હોઠોએ તેને ચોંકાવ્યો. "લોર્ડ નોરમન ખુદાની મેહરથી હજી જીવેચ," તેણે તેણીને ધીરજ આપી.

એક પળ તેણી આંખ પર હાથ ઢાંકી, મનપર કાબુ મેળવતી પુતળાં પેરે સ્થિર ઉભી, અને પછી સર જોસફે લંબાવેલો હાથ પકડી ઘરમાં દાખલ થઇ.

"અને તમે આવી અંધારી રાતે આટલી લાંબી ઘોડેસ્વારી કરી આવ્યાં!" લેડી બ્લાંશને જોઇ તેની અજાયબી ભાંગી નહીં, અને તે બોલ્યો. "તમે તદન ભીણાઇ ગયાં હશો, લેડી બ્લાંશ, અને મને ભય છે કે તમોને હું બીજાં કપડાં પુરાં પાડી શકીશ નહીં. કમનસીબે હયાં ઓરત જાત નથી."

"તેની હરકત નહીં. હું કાંઇ જાહજી ભીણાઇ નથી; અને મને તે વીશે જરાબી દરકાર નથી, સર જોસફ હું—હું તેવણ આગળ જઇ શકીશ? પણ અલબતાં, તેમ થવુંજ જોઇશે. કારણ હું તેવણને નર્સ કરવા આવીચ."

સર જોસફ ડઘાઈ ગયો. જો કોઇબી તે જગ્યા લઇ શકે તો તે ફલોરીસ, તેની અદરાયલી મહોરદાર હોવી જોઇએ!

"તમે- તમે મીસ કારલાઇલને જણાવ્યું કે? હું આશા રાખુંચ કે એ માહી ખબરથી તેવણ બીમાર નહીં પડી ગયાં હશે!" તે બોલ્યો.

લેડી બ્લાંશે ગભરાઇને તેના ભણી જોયું. ફલોરીસને તો તેણી અત્યાર સુધી લગભગ ભુલીજ ગઇ હતી.

"હમે —તેવણુને જણાવ્યું નહીં." તેણીએ જવાબ દીધો. "લોડ નોરમનની ખરેખરી હાલત જાણ્યા વગર તેણીને જણાવવાનું હમે વાજબી ધાર્યું નહીં. તેથી હુંજ આવીચ."

તે અજબ થયલો દેખાયો.

"તમે તેવણુને જણાવ્યું નથી." તેણે ગંભીરાઇથી કહ્યું. "હું દલગીર છું. તેવણે જાણવું જોઇએ, હું ધારૂંચ. પણ કદાચ તેવણ લેડી પેનહર્સ્ટ સાથ પછવાડે ગાડીમાં આવતાં હશે."

"કદાચ હોય બી. અને હવે મને અંદર લઇ જવા મહેરબાની કરશો, સર જોસફ? ડો. ગ્રીનને કદાચ માહરી જરૂર પડશે."

તે ખબર કાઢવા ઉપર ગયો; અને થોડીક પળમાં પાછો આવ્યો. "હા, ડો. ગ્રીન કહેચ કે તમો સાથ એવણ વાત કરવા માંગેચ, પણ પહેલે તમોને થોડીક આરાયસ લેવા જણાવેચ."

તેણીએ તેમ કરવા ના પાડી. તેઓ તે બેડ—રૂમમાં દાખલ થયાં અને ધડકતાં જીગરે લેડી બ્લાંશ બ્રુસનાં બીછાંના નજદીક સટકી ગઇ. તે ત્યાં પડેલો હતો, મહોત જેવા ફીકકા ચહેરા સાથ તે હીંમતવાન જવાન લાઇલાજ બનેલો ત્યાં બીછાનાપર બેભાન પડેલો હતો.

બીછાનાની લગોલગ ડો. ગ્રીન ઉભેલો હતો. અને થોડેક દુર કમનસીબ હેરી કે જે આ માઠા બનાવનું મુલ કારણ હતું તે ગમગીન ચેહેરે અને રડેલા લાલ ડોલા સાથ ઉભો હતો.

તેણી નજીક આવતાં ડો. ગ્રીને ધારી ધારીને તેણી ભણી જોયુ.

"નહીં," તે બોલ્યો. "તમે બેફીકર બોલો, લેડી બ્લાંશ એવણ તદન બેભાન હાલતમાં છે ને હજી લાંબો વખત એમ રહેશે એવી મને ફીકર છે."

"એવણને ઘણી ઇજા થઇછ?" તેના સફેદ ચહેરા પર નજર દોડાવતાં તેણીએ સવાલ કીધો.

"ઘણીજ," તે ગંભીરાઇથી બોલ્યો. "તે જાનવરે પુશકલ જોર એવણ પર વાપડયુંચ. ગરીબ બીચારા -"

તેણીએ નીરાશીથી તે બેભાન આકાર ભણી ટીકયા કર્યું.

"સર જોસફ મને જણાવેચ કે તમે મને મદદ કરવા માંગોચ, લેડી બ્લાંશ," ડો. ગ્રાને થોડીક પળ પછી કહયું "તમે નહીં ધારતાં કે તેમ કરવા અગાઉ તમને થોડી આશાએશ લેવી જોઇએ? એક બાનુને વાસ્તે આવી જાતની મુસાફરી ઘણી સખત કહેવાય."

તેણીએ ડોકું ધુણાવ્યું.

"હું આશાયસ નહીં લઇ શકશ; શું કરવાનું છે તે મને ફરમાવો?"

તેણે જોઇ લીધું કે વધારે તકરાર કરવી ફોકટ હતી.

"એવણને બાંધેલા પાટાઓ ભીણવેલાજ રાખજો. હું બીજા નવા તૈયાર કરવા નીચે જાઉંચ. એવણ હુશીઆર થવાની સાંહુ-જબી હીલચાલ કરતા જણાય તો મને તુરતજ બોલાવજો."

જેવો તે રૂમમાંથી ચાલી ગયો કે લેડી બ્લાંશ તુરત બીછાનાં નજીક ધુંઠણુએ પડી અને તેના ઠંડા સફેદ હોઠપર પોતાના ધ્રુજતા હોઠ દાબ્યા.

"ઓ, માહરા ડારલીંગ, માહરા પ્યારા, તમારે મરવું નહીં જોઇએ. નહીંજ. ઓ ગ્રુસ, માહરે ખાતર તમે પાછા સાજા થજો, માહરા જાન!" લોર્ડ હેરીએ ફાતેલે ડોળે તેણી ભણી ટીકયું, અને પછી ગભરાયલો ત્યાં તેણીને એકલી છોડી ચાલી ગયો.

સહવારૂં પડી ચુકયું, તે પસાર થઇ બપોર પણ પડી અને તે પછી સાંહજ વટીક પસાર થઇ, છતાં લોર્ડ નોરમન એક મુરદાં મીસાલ પડી રહયો, અને લેડી બ્લાંશ જેવી ને તેવી ખંતથી તેની ચોકી કરતી રહી.

રાત પડતાં 'બેલીફ્રિ'થી એક ગાડી આવી પુગી. તેમાં લેડી પેનહર્સ્ટ અને એક નર્સ હતાં અને સર જોસફની અજાયબી વચ્ચે હજી ફ્લોરીસ આવી ન હતી.

"તમે મીસ કારલાઇલને જણાવ્યું કે?" લેડી પેનહર્સ્ટનો ધ્રુજતો હાથ 'શેકહેંડ'માં લેતાં તેણે જવાબ દીધો.

"નહીં," સહેજ લાલ થતાં તેણીએ જવાબ દીધો. "હમોને ખબર મલી તે અગાઉ કાંઇ અગતનાં રોકાણસર એવણને 'બેલીફ્રિ' છોડી જવું પડયું હતું."

"આહ, ત્યારે એમ છે!" છુટકારાનો દમ ખેંચતાં તે બોલ્યો, "એ બી ઠીકજ થયું, જોકે આપુને તેવણને જણાવવું તો પડશેજ. પણ હવે રડો ના, લેડી બેટી. ડો. ગ્રીને હજી આશા તદ્દન છોડી નથી, અને વળી લેડી બ્લાંશ એક ઘણા સરસ નર્સ પુરવાર થયાંચ."

લેડી બેટીનો ચેહરો પાછો લાલ થયો, પણ હજી તેણી કાંઇ જવાબ આપે તેટલાં બારણું ઉઘડયું અને લેડી બ્લાંશ અંદર દાખલ થઇ. સર જોસફ તેઓને મલવાની ટક આપવા, તેઓને એકલાં છોડી ચાલી ગયો.

"ત્યારે તમે આવ્યાં ખરાં?" લેડી બ્લાંશ બોલી. "બધો સામાન કયાં છે?"

"નર્સ પાસે છે!" લેડી બેટીએ થંડાઇથી જવાબ દીધો.

"નર્સ પાસે!" લેડી બ્લાંશે પડઘો દીધો. "તમે નર્સને કાંય લાવ્યાં? હું હયાં નર્સ છું, લેડી પેનહર્સ્ટ."

લેડી બેટી ધ્રુજવા પડી. "તુંને હયાં શું હક છે?" તેણીએ નરારો કર્યો? "તું શું એમ ધારેચ કે ફ્લોરીસ એમ સમજશે ત્યારે—"

"ફ્લોરીસ—ફ્લોરીસ! મને તે નામ સાંભલતાં કાંઇ થઇ આવેચ," લેડી બ્લાંશ ઝનુનથી બોલી. "સાંભળો," અને તે ધ્રુજતી અબળાની લગોલગ આવી બોલી. "ફ્લોરીસ કારલાઇલ હયાં નથી.

અને આવશેબી નહીં, કાંય તે તમે જાણોચ. માહરા જેટલું બલ્કે મ્હારાથી વધારે સારી રીતે, તું એમ ધારેચ કે તે તેને તરછોડીને ચાલી ગઇ તેથી હું બી તેમ કરશ? થોભો, મને સાંભલી લેવો. હું નીચે આવી તે એટલાજ વાસ્તે કે માહરે તમોને કાંઇ કહેવુંચ. મહેરબાની કરી યાદ રાખજો કે હું લોર્ડ નોરમનની સગી થાઉંચ. તમારી એવી હજાર ફ્લોરીસ કરતાં હું તેની વધારે અતલગની છું. અને તેથી તેણી તેને કેવી રીતે તરછોડી ગઇચ તે હું અને એકલી હુંજ તેને જણાવીશ. મીસ કારલાઈલ સીવાય તેમ કરતાં મને અટકાવનાર કોઇજ નથી, અને તે પોતે તો મને અટકાવવા આવી શકનારજ નથી તેની મને ખાત્રી છે." અને દમામથી તેણી તે ઓરડો છોડી ગઇ.

દીવસો પસાર થયા; મોઝમજ્જાહ માટે બાંધવામાં આવેલું તે નાહનું પથ્થરનું મકાન એક હોસ્પીટલમાં ફેરવાઇ ગયું હતું.

પાંચમાં દીવસની સાહજે, ડા. ગ્રીન, બહારનો રમણીય દેખાવ નીહાલતો, ગંભીર આતુર ચહેરે બારી નજીક ઉભો હતો. જેવામાં લેડી બ્લાંશને ધીમે અવાજે પોતાનું નામ પુકારતાં સાંભલી તે તુરત ધીમે પગલે બીછાણા નજીક ગયો.

લોર્ડ નોરમન આંખો ઉઘાડી લેડી બ્લાંશ બણી ટીકતો હતો. તે કાંઇ યાદ કરતો હોય એમ લાગ્યું.

"ફ્લોરીસ!" તે બડબડયો.

તેણીએ જવાબ દીધો નહીં, પણ તેને ઓઢાડેલી ચાદરની અંદરથી પોતાનો હાથ લઈ તેનો તાપથી તપતો ગરમ પાટલો હાથ લઇ માથાથી દાબ્યો.

"ફ્લોરીસ! તું હયાં? એ શું થયું? આહ મને યાદ આવ્યું" ફીકકું હસતાં તે બોહલ્યો. "હેરી—તે સલામત છે કે?"

"લોર્ડ હેરી તદન સારી પેઠે છે," ડો. ગ્રીને જણાવ્યું, "તેવણ શેર ગયાચ."

"ગરીબ બીચારો! ચાલો સારૂં, હું ખુશી છું. હું ઘણો ઠાકી ગયોચ હું કેટલો વખત થયાં હયાં પડી રહયોચ? આખો દહાડો થયો કે?"

તેના તપતાં મગજ પર ડો. ગ્રીને ભીનો રૂમાલ ફેરવ્યો.

"હમણા વાત ના કરો, નોરમન." તેણે કહ્યું. જરા ઉંઘાવાની કોશેશ કરો. "સહવારે હમે બધું તમોને કહીશું."

હજી બ્લાંશનો હાથ પકડેલોજ રાખી, તાબેદારીથી તેણે કોર વાલી.

આખી રાત લેડી બ્લાંશ તેનો હાથ પકડી ત્યાંજ બેસી રહી કે જ્યારે તે તો બધો વખત તે હાથ ફ્લોરીસનો હતો એમજ ધારતો હતો. સહવાર પડતાં જ્યારે તે જાગૃત થયો ત્યાર તે પુરતો સાવધ થયો હતો.

"કાંય, બ્લાંશ? તું હયાં!" તે અજાયબીથી બોલ્યો. "ફ્લોરીસ કયાં છે? નીચે આશાએશ લેવા ગઇચ કે?"

જવાબમાં તેણીએ માત્ર ડોકયું ધુણાવ્યું.

"હું ખુશી છું. ગરીબ બીચારી, ખચ્ચીતજ તેને થોડીક આશાએસ જોઇએ, બીચારી આખી રાત મ્હારી આગળ તપાસ કરતી બેસી રહી, નહીં વારૂ!"

તેણીએ મુંગે મોંઢે તેનું બીછાનું સરખું કીધું.

"હમણાં વાત ના કરો, નોરમન" તેણીએ તેને પટાવ્યો.

"બ્લાંશ, હું કેટલો વખત થયો હીંયા પડી રહયોચ?"

"છ દહાડા થયા, નોરમન." તેણી ધીમેથી બબડી.

"છ દહાડા! છ—અને ફ્લોરીસ મ્હારી ચોકી કરતી આખો વખત બેસી રહી? મ્હારી ગરીબ ડારલીંગ!" તેની આંખોમાં પાણી ભરાઇ આવ્યાં. તે ઘણો નબળો પડી ગયો હતો, એટલે સહેજમાં તેને લાગી આવ્યું! "છ દહાડા સુધી બેભાન પડી રહયો! ને અલબતાં, તમે બધાં તો સમજ્યાં હશો કે હું મરી જવસ? મ્હારી મીઠી વ્હાલી, તેણીએ કેટલું બધું ખમ્યું હશે! ઘણી બીમાર થઇ ગઇચ કે. બ્લાંશ?"

લેડી બ્લાંશે ડોકું હલાવી ના પાડી, તેણી એક પણ બોલ બોલી શકી નહીં. ફ્લોરીસ અને ફ્લોરીસ વીશેનીજ કાળજી માટેનો તેનો એકેએક શબ્દ તેણીને એક કાતીલ ખંજર મીસાલ લાગતો હતો.

"નહીં. ઓ, હું ઘણોજ ખુશી છું, પણ તેણી ફીકકી અને પાટલી થઇ ગઇ હશે, બ્લાંશ, નહી? મ્હારી ગરીબ ફ્લોરીસ! હવે આપુને તેની મેનીજ કરવી પડશે, બ્લાંશ. મ્હારી ડારલીંગ! આહ, ખુદા સાહેદ છે કે મેં તેણી સાથ વાત કરવા કેવું ઇચ્છીઉં; જોકે હું જાણતો હતો કે તેણીનો હાથ મ્હારા હાથમાં પકડાયલો હતો ને કોઇકવાર તો તેણીના ચાલતા સ્વાશની હવા વડીક મને લાગતી છતાં હું બોલી નહી શકતો, હું ધારૂંચ કે હું અરધી બેભાનીમાં હોવશ, નહીં બ્લાશ?"

"હા, ડીઅર."

"હું ઘણો ખરાબ થઈ ગયોચ કે?"

તેણી ચુપ રહી.

"ઓહ, તું એમ ના ધારતી કે મને માહરા દેખાવને વાસ્તે કાળજી છે" તે નબળાઇથી ફીકકું હસતાં બોલ્યો, "પણ હું પુછવા માંગુચ કે માહરાં લગન વડીક ઢીલમાં નાંખવા પડે તેટલો બધો હું ખરાબ થઇ ગયોચ કે. હું જેવો ચાલતો થાવું કે લગન કરવા ઇચ્છુંચ. હું, બ્લાંશ? મજેનું કેની?"

તેણીએ જવાબ દીધો નહી, અને તેણે આગળ ચલાવ્યું.

"હા, તેણી ના કહેશે નહીં. બીમાર માણસને તો બધું 'હાજી હા,' કરવું પડે. ખરૂંની? એ કેટલો વખત થયો સુવા ગઈચ? જોકે હું એને ઉઠાડવા મરતાં રાજી નહી થાઉં, પણ એને મળવામાં મ્હારો જીવ ઘણો ભરાયોચ. ડોકટર, તમે એમ ધારોચ વારૂ કે હું પાછો બીમાર થઇ જવશ?"

"તમોને ઉશકેરાવા નહી દેવાની સંભાલ રાખ્યે ત્યાં સુધી નહીજ." ડા૦ ગ્રીને જવાબ દીધો, અને તેણે કાંઇક અર્થસુચક રીતે લેડી બ્લાંશ ગમ નજર કરી,

લોર્ડ નોરમન હસ્યો.

"ઓ મને ઉશકેરાવાની જરા ફીકર ના કરો." તે બોલ્યો. "પુરતી ઉશકેરણી મને મલી ચુકીચ ને હવે વધારે તેમ થવાની જરાબી ધાસ્તી નથી. તે નાદાન છોકરાને મહોતનાં દાચાંમાં ઘસી જતો જોયલો હું કદી ભુલી શકીશ નહી. પાક ખુદાનું લખ્યા હેશાન કે હું વખતસર તેની બાજુમાં જઇ શકયો. ગરીબ છોકરો! ઘેર ગયોચ, નહી વારૂ? મ્હારે બનતી ઉતાવલે તેની ઉપર કાગજ લખવુ પડશે. હું આજેજ ફ્લોરીસ પાસે લખાવીશ કે હું તદન સારી પેંઠ છું, ને પણ્યા પછી તેને હું જરૂર બોલાવીને થોડો વખત મ્હારે ત્યાં રાખીશ." તે દમ ખાવા સહેજ થોભ્યો, અને પછી લેડી બ્લાંશ બણી ટીકયા કીધું.

"બ્લાંશ, તું ઘણી ભલી છોકરી છે. મને નર્સ કરવામાં તું મ્હારી ફ્લોરીસને મદદ કરતી હતી, નહી? તું હંમેશની એવી છે. પણ તું બી ફીકકી ને ડાકેલી દીસેચ. તેં જોઇએ તે કરતાં વધારે મેહેનત કાધીચ. ફ્લોરીસ આવશે ત્યારે હું કહેવશ કે તુંને એ બહોંસ કરી આખો દહાડો આશાએશ લેવા મોકલે."

અંતે તેણીને વાચા આવી.

"હા" અત્યંત ધીમા અવાજે તેણી બોલી. "ફ્લોરીસ આવશે ત્યારે હું જતી રહેવશ, ને આશાએશ લેવશ. પણ—પણ તે મ્હારા કરતાં વધારે ડાકેલી છે, બ્રુસ, અને ડાકટરે તેના રૂમમાંથી બહાર નીકળવા ના કહયુંચ."

"મ્હારી ગરીબ ડારલીંગ!" તેણે બટવટ કાધો, "જા, તેની આગળ જા, બ્લાંશ, ને મ્હારો ઘણો ઘણો પ્યાર તેને આપી કેહ કે જ્યાં સુધી પુરતી આશાએશ તેને મલે નહી ત્યાં સુધી મુદ્દલ હયાં આવવું નહી."

લેડી બ્લાંશ ઉઠી અને પોતાને પડી જતી બચાવવા એકાદ ખુરસીનો ટેકો લીધો. માત્ર એક પળ અને બીજી પળે સઘળી હીંમત એકઠી કરી તેણી ત્યાંથી બહાર પડી.

અફસોસ, તેણીને થતી સગ્ન તેણી ખમી શકે તે કરતાં ઘણી વધારે ભારી હતી! તેણીએ તેને ખાતર કેટલું ખમ્યું હતું, જ્યારે તેના મોહાંમાં ફ્લોરીસ—માત્ર ફ્લોરીસનેજ નામની તાહી હતી.

# પ્રકરણ ૨૭ મું.

લેડી એટી તેણીના રાહ જોતી સીટીંગ રૂમમાં બેઠી થતી હતી. ભય, ચીંતા, અને બ્રુસના સારા થવાની ખુશાલીની ભેગી લાગણીઓથી તેણીની હાલત ઉશ્કેરાવલી હતી.

"ઓહ, બ્લાંશ, બ્રુસ ખરેખર સારી પેડ છે કે?" તેણી તરફનો વેરભાવ ભુલી જતાં તેણીએ આતુરતાથી પુછ્યું.

"હા," લેડી બ્લાંશે દમામમાંજ જવાબ દીધો. "તેવણ બેટર છે, પણ તેવણને તેથી હું જાણવા માંગુચ કે તમે શું કરવા ધારોચ."

"શું કરવા માંગુચ?"

"હા. તમે તેવણને મલવા માંગોચ કે? તેમ જો હશે તો તેવણ તમારાં મોહડાં પરથી ચેતી જશે કે કાંઇબી ખોટું થયુંચ ને તમોને ફ્લોરીસ–મીસ કારલાઇલ માટે સવાલો કરશે. તમે માહરી માફક શાંત ચહેરો રાખી થોડું જુઠું બોલી શકશો કે? મેં તો જણાવ્યુંચ કે તે ઠાકી ગઇચ ને આશાએસ લેચ."

"ઓ, તું કેમ એમ કહી શકી?"

લેડી બ્લાંશ મોહટેથી હસી પડી. તે એક તુચ્છકાર ભરેલું ભયબીત હસ્વું હતું જે સાંભલતાંજ લેડી બેટી કમકમી.

"તેને આવી હાલતમાં ફટકો મારવા કરતાં હું ગમે તેટલું જુઠું બોલી શકીશ. પાછલથીબી તે પડવાનો ખરેજ, પણ જો તેને મારી નાખવા નહીં માંગતા હોવો તો પાછલથી તે કહેવા ઘણો વખત મલશે."

"ઓ એ ઘણું ભયંકર છે!" લેડી બેટી કગળી. "મને કાંઇ સમજ પડતું નથી. તું તેણી માટે જે કહેચ તે હજી હું માની શકતી નથી."

"તેને તરછોડી, બર્ટી કલીફર્ડ સાથ નાહસી ગઈ અને તોબી તેણીમાં તમારો વીશવાસ છે?" તેણી તુચ્છકારથી બોલી. "હું ધારૂંચ કે તમે તેણીપર લખ્યું હશે."

"મે હયાં આવવા આગમચ તેણીપર તેણીની માતાને શરનામે વેસ્તબરી ખાતે લખ્યું," લેડી બેટીએ જણાવ્યું, "મે માહરી બેહેન મતીલડા, જેણે એની ભલામણ કરી માહરી આગળ મોકલી'તી તેની પરબી લખ્યું. પણ હજી કોઇનો જવાબ નથી."

લેડી બ્લાંશ હસી. તેણીએ તુરતા તુરત પારખી લીધું કે લુચ્ચી જોઝીને તે કાગજો ટપાલમાં જવા જ નહીં દીધેલાં હોવાં જોઇએ.

"તમે જવાબની આશા શું આધાર પર રાખી, જયારે તમે જાણતાં'તાં કે ફ્લોરીસ કારલાઇલ તો બર્ટી કલીફર્ડ સાથ ચાલી ગઇચ અને લેડી મટીલડા તો કોનતીનેન્ટ પર ફરવા ગયાંછ?"

"એ હું શું કરૂં?" લેડી બેટી નાચારીથી બબડી.

"પાછાં 'બેલીફ્રા' ચાલી જાઓ. તમે હયાં છેઓ તે તેવણ જાણતા નથી. તમે ચાલી જાઓ, ને હું તેવણને કહીશ કે તમોને ઉશકેરવાની ડોકટરની મનાઇ હોવાથી તમે ફ્લોરીસને લઇને ચાલી ગયાંચ," તેણીએ ડરાવથી જણાવ્યું.

"હા. હું જવશ. હું હમણાંજ ચાલી જાઉંચ, પણ ગરીબ બીચારો બ્રુસ!"

"તમારી દયા જેને જોઇતી હોય તેનેજ માટે સાચવી રાખો" ચહેરામાં લાલ થતાં સ્હેજ ગુસ્સાથી લેડી બ્લાંશ બોલી. "ગરીબ બાચારો બ્રુસ' ઘણા ભાગ્યશાળી છે કે લગન અગાઉથીજ ઠગાઇ જતાં બચી ગયાચ." અને તેણી જોસ્સાભેર ત્યાંથી ચાલી ગઇ.

એ પછી લોર્ડ નોરમનની હાલત જલદીજ સુધરવા માંડી. બીજું એક અઠવાડીઉં પસાર થયું કે ત્રણ ઘણી સરસ સુખકારક મોહટી મુસાફરીની ગાડીઓ 'બેલીફ્રા'થી આવી પુગી, જેમાં તને માટેની સર્વે સામગ્રી અને સગવડ મોજુદ હતી, અને તેઓ સઘળાં ઘરે જવા ઉપડયાં.

સહવારે સકાળેથી ઉપડયાં. લોર્ડ નોરમન અને ડો૦ ગ્રીન સર્વેથી મોહટી અને વધુ સુખકારક ગાડીમા બેઠા અને બાકીનાઓ જેમ જેને ગમે તેમ ગોઠવાઇ ગયાં.

રાત પડવા આવતાં તેઓ 'બેલીફ્રા' આવી પુગ્યાં, જ્યાં સર જોસફ અને લેડી લીંચે તેમને ઘણોજ હર્ષભર્યો આવકાર દીધો.

પોતા વચ્ચે સલામત પાછો ફરેલો જોઇ સર્વે જણા અત્યંત ખુશી થયાં હતાં, જેથી બધાંએ તેને આવકાર આપવા સામટો ધસારો કીધો. સર્વે કોઇની માયાળુ પુછપરછના જવાબ કરતાં; અને શેક-હેંડમાં હાથ આપતાંબી લોર્ડ નોરમનની આંખો તો ચોપાસ કોઇ બીજાંનીજ શોધમાં ફરતી રહી.

"ફલોરીસ કયાં છે?" અંતે તેણે લેડી લીંચને સવાલ કીધો.

તેણી કાંઇ પણ જવાબ આપે તે આગમચ લેડી બ્લાંશે આવી નરમાંશથી તેનાં ખભાંપર હાથ મુકયો.

"બ્રુસ, ડૉ○ ગ્રીન કહેચ કે તમારે તુરત અંદર જતું રહેવું જોઇએ, આવ ઠંડી હવા તમોને સારી નહીં."

"જોયું કે લેડી લીંચ, હજી એ લોક મને બીમારની માફકજ સાચવ્યા કરેચ, ને હું ધારૂંચ કે નમવા વગર મને છુટકોજ નથી." તે હસ્યો "હું ડીનર પર તમોને મળીશ."

"આજની રાત તહારા ઓરડામાંજ જમે તો ઠીક, નોરમન, ડૉ○ ગ્રીન બોલ્યો. "આડલી ઠાક તુંને જોનએ તે કરતાં વધારે છે" દરેક આગતા સ્વાગતાથી તે માનીના જવાનને તેના રૂમમાં લઇ જવામાં આવ્યો, અને તેને ત્યાં છોડી લેડી બ્લાંશ પોતાના રૂમમાં ગઇ. ત્યાં જોઝીન ખોટી થતી ઉભી હતી.

તેણીને જોઇ બ્લાંશ ચોંકી અને ચહેરામાં લાલ થઇ. તેણીએ સંભાલથી બારણું બંધ કીધું.

"કેમ કાંઇ ખબર છે કે, જોઝીન?" તેણીએ સવાલ કીધો.

"નહીં, મીલાડી."

"તેણી–તેણીએ કાંઇ કાગજ લખ્યું કે?"

"નહી મીલાડી, કાંઇબી કાગજો આવ્યાં નથી, જો હતે તો હું તે કહાડી લેવાની અને મીલાડીને આપવાની સંભાળ રાખતે."

લેડી બ્લાંશે છુટકારાનો એક દમ ખેંચ્યો.

"ત્યારે બીજુ કાંઇજ તેં સાંભળ્યું નથી?" હજી તેણીએ શકા દેખાડી.

"મીસ કારલાઇલ મરે કાંઇજં નહીં, જરાબી નહીં. મીસ કારલાઇલ મીલોર્ડ ક્લીફર્ડ સાથે બેલીકો છોડી ગયાં તે સીવાય હું કશું વધુ જાણતી નથી." તેણે ડાવકેપણે જવાબ દીધો.

હાથના એક લહેકા સાથ તેણીને પોતાની હાજરીમાંથી રૂખસદ આપી, અને પછી એક ખુરશીમાં ફસડાઇ પડી.

તેણી જાણતી હતી કે લોર્ડ નોરમન જરૂર તેણીને બોલાવશે, અને તેજ મુજબ થોડી મીનીટમાં તેના નોકરે આવી દરવાજો ઠોકી જણાવ્યું કે તેના શેઠ તેણીને બોલાવતા હતા.

તેણી ઉઠી, આરસીમાં જોઇ ચહેરો બનતો એટલો શાંત કર્યો, અને તે માણસની પુંઠે ગઇ—અને તે ભયભીત પળ આવી પુગી હતી!

લોર્ડ નોરમન ઓરડામાં આમથી તેમ ફેરા ખાતો હતો. તેનો મુસાફરીનો ગરમ કોટ તુરતનોજ કહાડીને બાજુમાંની ખુરશીપર ફેંકેલો હતો અને હજી તેણે કપડાં બદલ્યાં નહી હતાં.

"બ્લાંશ" તેણી આવતાં સાથ તેણે પુછ્યું, "ફ્લોરીસ હયાં આવતી કાય નથી? એ કયાં છે? એનું નામબી કોઇ બોલતું સંભલાતું નથી. એ ઘરમાં છેની? અત્યારે હોતી તો જોઇએજ. મેં મહારા માણસનેબી પુછ્યું પણ મને સંતોષકારક જવાબ મળતો નથી."

તેણી તેને ટીકતી ચુપ ઉભી. એક બોલબી તેણી બોલી શકી નહીં.

"બ્લાંશ!" તેણે પુકાર્યું, "એ શું કહેવાય? ફ્લોરીસ બીમાર છે કે? જેબી ખબર કહેવી હોય તે તુરત કહી દે. વીચારથી હું ઘેલો થઇ જાઉંચ. ખુદા ખાતર બોલી દે, શું છે?"

"ફ્લોરીસ હયાં નથી, બુસ." અંતે તેણીએ જબાં ખોલી.

"હયાં નથી ?" અજાયબીથી ફાટેલે ડોળે તેણે પડઘા કાધા "ત્યારે કયાં છે ? માહરા ખોદા, ત્યારે હું ત્યાંથી નીકલ્યો તેજ વખતે તેં મને જણાવ્યું કાંય નહી ? હું બહારો બહારથી બીજે રસ્તો લેતે. તું જાણેચ તો ખરી કે તેને મળવા હું અધીરો થઇ રહગોચ."

"તેણી કયાં છે તે હું જાણુતી નથી, પ્રુસ," હીમતથી તેના ચહેરા ભણીં ટીકતાં તેણીએ શાંતીથી જણાવ્યું.

"જાણતી નથી ? એટલે તે શું ? એ કયારે ગઇ ને કયાં ગઈ?"

"એ તો ત્રણ અડવાડીઆં થયાં હયાંથી ચાલી ગઇચિ. પ્રુસ, તમે હયાંથી ગયેલા તેજ દીવસે."

"શું ?" તેણે બરાડ પાડી, 'ગઇ—કયાં ? ને માહરી પર લખ્યુંબી નહી ? આહ! હું સમજ્યો— હું રીક હતો તેથી તમે તે મહારાથી છુપાવ્યું, પણ હવે ખુદા ખાતર મને તે આપી દે—બધા કાગજ આપી દે." અને તેણે આતુરતાથી હાથ લંબાવ્યો.

તેણીએ માથું ધુણાંવ્યું. "કાંઈ કાગજ નથી, પ્રુસ. એણે કોઇ પરબી લખ્યુંજ નથી.

"કોઇ પર લખ્યુંજ નથી?" ચહેરામાં તમામ ફીકકો પડતા તે બોલ્યો. 'એ શું બધો ભેદ છે? ત્યારે તે દહાડે તું જુઠ્ઠું કાંય બોલી ?"

"એ ત્યાં હતીજ નહી. તમે ગયા તેજ દીવસે એબી હયાંથી ગઇ, ને ત્યાર પછી એક શબ્દબી એના તરફથી સંભલાયો નથી."

તે એકાએક તેણી નજદીક આવ્યો અને જોરથી તેણીનો હાથ પકડયો. "કહે મને જલદી કેહ. શું એ મરી ગઇચ. હા, તાહરા ચહેરામાંજ વંચાયચ. જલદી બોલ," તે ઘેલાની માફક બડબડયો.

"નહી. પ્રુસ. હું જાણુંચ ત્યાં સુધી એ મરી તો નથી ગઇ. પણ—પણ ઓ પ્રુસ, તમે ખમા શકશો કે?"

"આવી રીતના વહેમ અને વસવસા કરતાં બીજું કાંઇબી હું ખમી શકશ." તેણે બરાડ પાડી. "તું જોતી નથી કે ત્હારી આવી વ્હેમી રીતભાત મને ઘેલો કરી નાંખેચ?"

'ઓ પ્રુસ!" તેણી એક જુઠું દયકું ખાતાં બોલી. "એ તમોને જણાવવાનું મને કેટલું બધું કઠણ લાગેચ પણ કોઇ બીજાં કરતાં તો મારા તરફથીજ જાણો તો વધારે સારૂં. પ્રુસ, હીમત રાખજો. ઓ તમે એ રીતે મ્હારા ભણી ના ટીકો, નહી તો હું કાંઇ બોલી શકીશ નહીં." તેણીનું જીગર ઉંડાણથી વાંચી લેતો હોય તે મીસાલ તેને પોતાનો ચહેરો ફેરવી નાંખ્યો અને તેણીને આગળ બોલવા ઇશારત કરી.

"પ્રુસ," ધાસ્તીથી ધ્રુજતા ધીમાં અવાજે તે બોલી. હા, ધાસ્તી કારણ તેણી ખરે મને બ્હીધી કે તે શબ્દો તેણીના હોથમાંથી બહાર પડતાં સમેતજ પ્રુસ તેણીને ઠાર કરશે. "પ્રુસ, ફ્લોરીસ કારલાઇલ તમારે વાસ્તે સહેજબી લાયક નથી. તે એક ઘણીજ પાપી છોકરી—"

"શું ઉંઉં!" તેણે બરાડ પાડી અને તુચ્છકારથી હસ્યો, "આગળ ચલાવ, આગલ ચલાવ. તું ઘેલી તો નથી થઇ. ફ્લોરીસ કેવી છે?"

"તે તમેજ વીચારી લેઓ." તેણીએ હવે હીંમત એકઠી કરી તણકો કીધો. "ફ્લોરીસ કારલાઇલ તમોને છોડી ગઇચ, પ્રુસ, અને બર્ટી કલીફર્ડ સાથે નહાસી ગઇચ."

એક પળ તે ગુમતાં મગજે તેણીને ટીકતો ઉભો.

"આટલી હદ સુધીની ઘાટકી મશકરી, બ્લાંશ?" તે બોલ્યો. ત્યાર પછી તેણે તેણીના ચહેરામાં બારીકીથી ટીકયું. તેણીનો પકડેલો

હાથ વધુ જોરથી દાબતાં તેણીને પોતાની વધુ નજીક ઘસડી, અને નીકળી પડતા ડોળા સાથ તેણે તેણીને સવાલોથી ગુંગળાવી નાખી.

"શું? તું શું બોલી? પાછું બોલ, પાછું બોલ, મેં સમજ્યુ નહી. હું કદાચ હજુ બેભાનીમાં હોઇશ. એ તેમજ હોવું જોઇએ! ફ્લોરીસ—ફ્લોરીસ મને—કેમ બોલાતું નથી કે?" તેણે વધતા જોરથી બરાડ પાડી.

"બ્રુસ, એ તદન ખરૂં છે. હું ઇચ્છુંછ કે એ ખોટું હતે! તેણી ખરેખર તમોને છોડી ગઇચ, અને બર્ટી કલીફર્ડ સાથ નાહસી ગઇચ."

ફમકમીને તેણીનો હાથ છોડી દેતાં તે બે ડગલાં પાછળ હટ્યો.

"એ એક હડહડતું જુઠ્ઠું હોવું જોઇએ." શાંત થતાં તે ધીમેથી મકકમપણે બોલ્યો. જે મુજબ પંદર દીવસ પર ફ્લોરીસે પણ જોઝીનું બોલવું મકકમતાથી જુઠું માની લીધુ હતું.

"પણ—એ સાચ્ચુંજ છે, બ્રુસ" તેણીએ હુજત કીધી.

"તે તું કેમ જાણી શકે? તેણીનું કાગજ આવ્યું નથી. તેણી· એ ખુદા! મહારૂં માથું ફરેચ, બ્લાંશ, ખુદા ખાતર મને બધું વીગતે જણાવ. કાંઇભી ભયંકર ગેરસમજુતી થઇચ, જે શોધી કહાડવીજ જોઇએ, બધું મને કહે, બધું!" તે બોલ્યો.

"જેટલું હું જાણુંચ તેટલુંજ એજ છે કે તમે ગયા તેજ દીવસે એને એક તાર મલ્યો ને એ સ્ટેશન પર ઉપડી ગઇ જ્યાં બર્ટી કલીફર્ડ એને મલ્યો."

"જુઠું, હડહડતું જુઠું."

"બ્રુસ, હું જુઠી નાલેશી નથી કરતી. જોઝીને તેઓને સાથે જતાં જોયાં"

"જોઝીન? જોઝીન કોણ?" તેણે ખોખરા અવાજે સવાલ કીધો.

"લેડી બેટીની દાસી, ને—ને ફ્લોરીસની ગાઢી મીત્ર."

"તેને અતરઘડી લાવ. ને લેડી બેટીનેબી" દરવાજા તરફ આંગળી કરતાં તેણે ગગડાટ કર્યો.

તેણી બહાર ગઇ, અને બીજી બે પાંચ મીનીટમાં, તે બંન્નેને લઇ પાછી ફરી, જ્યારે તે એક ખુરસી પર બેસી બેધ્યાનપણે બારીની બહાર ટીકતો હતો.

"ઓ પ્રુસ!" ગરીબ લેડી બેટી એક ડચકાં સાથ તેની નજીક ધસી ગઇ. પણ તેણે હાથની ઇસારતથી તેણીને અટકાવી.

"છોકરી," જોઝીન તરફ જોતાં તે કરડે અવાજે બોલ્યો. "આએ શું બાબત છે? સાચ્ચુંજ બોલજે નહીતો—"

એક પળ તે છોકરી દબાઇ ગઇ. તેનો કરડો ઝનુની ચહેરો કોઇને પણ ગભરાવવા પુરતો હતો. પણ તે બારે ગાંઠ પુરી હતી.

"મા લોડ હું ફક્ટ એટલુંજ જાણુંચ" અને તે ભણાવેલો પાઠ શાંત અવાજે પાછો બબડી ગઇ.

"ને તેં-એ માન્યું" તે હવે લેડી બેટી તરફ ફરતાં બોલ્યો.

"હું બીજું શું કરી શકું, પ્રુસ?" તેણી કગળી "એ ખરૂં છે, મેં સ્ટેશનના પોરટર, ગાર્ડ વીગેરેને મલી પુછપરછ કીધી-તે ને મેં તેણીને લખી જણાવ્યું કે ખુલાસો કરી હમારા જીવને નચીંત કરે, પણ કશો જવાબ નથી"

"મને એકલો છોડો." તે ખોખરા અવાજે બોલ્યો.

તેઓ બંધે ગયાં, પણ લેડી બ્લાંશ ત્યાંજ થોભી. તેણે તેણીની કશી દરકાર કીધી નહી, અને પાછો બેધ્યાનપણે બહાર ટીકતો બેઠો.

થોડે વારે તેણી હીમત કરી તેની નજીક ગઇ અને તેની આગળ ગુટણે પડી.

"બ્રુસ, વ્હાલા બ્રુસ, હીમત રાખો! એ બ્રુસ ડીઅર, તેણી એટલા તાહરા વીચારનેબી લાયક નથી. ખચ્ચીત, જરાની નહી."

તે તેણી સામે ફર્યો. તેનો ચહેરો જોતાં તેણી દહેસત ખાઇ ગઇ હતી. તે ચહેરો મોહત માસાલ તમામ ફીકકો પડયો હતો. તેની આંખો એક દીવાના પુરૂષને મલતી લાગતી હતી.

તેણી કોણ હતી તે વટીક તે જાણે એકાદ પળ ભુલી ગયલો લાગ્યો ત્યાર પછી તેણે એક હાથ તેણીનાં ખભાંપર મેલ્યો.

"બ્લાંશ," અત્યંત મુશકેલીથી તે બોલ્યો, "તું મને કાંઇ કરી શકશે નહી. મને એકલો છોડી જા."

"પણ–પણ–" અને તેણીએ એક ઝડપી નજર ત્યાં ટેબલ પર ફેંકી કે જે પર તેનો રીવોલ્વરનો દાબડો ઉઘાડો પડયો હતો

"નહી બ્લાંશ! તું બીહી ના. હું એ પગલું કદી નહી ભરીશ. હવે મને છોડી જવા મહેરબાની કરશે?"

તેણી લાચારીથી ઉઠી. ઓ તેને પોતાની હેતવંતી ગોદમાં લેવા તેણીના હાથો કેવાં વલખાં મારતાં હતાં! પોતાના જુસ્સાદાર પ્યારના મીઠા સખુનો તેનાં કાનમાં રેડવા તેણી કેવી તત્પર હતી! પણ નહી! તેણી તેટલી હીમત કરી શકી નહી. આજને માટે જે થયું તે જોઇએ તે કરતાં વધુ હતું.

તેણી ધીમેથી ઉઠી, અને આનાકાની સાથ તે ઓરડો છોડી ગઇ. જતાં જતાંબી તેણી, ઝુમી પડેલાં માથાં સાથના એકબી હીલચાલ વના બેઠેલા દુઃખી આકાર તરફ બીહીકની એક નજર ફેંકતી ગઇ.

થોડે વારે લોર્ડ નોરમનનો નોકર ત્યાં રૂમમાં આવ્યો ત્યારે તેણે પણ પોતાના શેઠને તેજ હાલતમાં બેઠેલો દીઠો. એક મુગી ઇસારતથી તેણે તે નોકરને ત્યાંથી ચાલી જવા ફરમાવ્યું. સહવારે જ્યારે તે પાછો ત્યાં આવ્યો ત્યારે વટીક, એકાદ પથ્થરનાં પુતળાં માફક તે તેજ હાલતમાં એકાગ્ર ચીતે બેઠો હતો અને ત્યારે તે

નોકરે બહીતાં બ્હીતાં તેની નજીક જઇ તેનાં ખભાંપર હાથ મુકી તેનું નામ પુકારવા જેટલી હીમત કીધી.

તે ચોંકયો. એક પળ તેણે તે નોકર તરફ બેધ્યાનપણે ટીકયું અને પછી કાંઇ ભાન આવતાં તે ઉઠયો. તેનાં શરીરનાં તમામ સાંધેસાંધા જાણે અકડી જતા હોય એવું તેને લાગ્યું.

"આપણે હમણાંજ પહેલી ત્રેનમાં લંડન ઉપડી જઇશું," ધાડા ખોખરા અવાજે તે બોલ્યો.

તે નોકરે ઝડપથી તેનો અસબાબ તઇયાર કરી નાંખ્યો. અને કોઇને પણ જણાવ્યા વગર ચોરની અદાથી તે બન્ને ત્યાંથી ઉપડી ગયા.

સહાંજ પડતાં તેઓ લંડન પહોંચ્યા, ત્યાં પોતાના રૂમમાં વરીક તે પોતાના દુઃખી વીચારો સાથ, એક બીને જમીન તરફ ટીકતો કલાકોના કલાકો સુધી બેસી રહયો. ઉંઘનો એક ઝોંકો વરીક તેને આવ્યો નહી.

બીજી સહવારે તે પોતાના સોલીસીટરને ત્યાં ગયો, અને તેઓ પાસથી મી૦ મોરેલનું 'એડ્રેસ' લઇ તેની ઓફીસ પર હંકારી ગયો.

એક વારના તે ખુબસુરત અને ખુશ મીજાજી ઉમરાવને આવી ફેરવાયલી હાલતમાં જોતાં તે બુઝોર્ગ ધારાશાસ્ત્રી હદ વગરનો અજાયબ થયો.

"હું—હું ધારૂંચ કે તમે બીમાર છો, મ્હારા લોર્ડ" તે બોલવા ગયો, પણ લોર્ડ નોરમને તેને ચુપ કીધો. એવાં વગર અગતનાં તાહેલાં વાસ્તે તેને વખતજ નહીં હતો.

"મીસ કારલાઇલને માટે તમે શું જાણોચ તેટલુંજ ફકટ હું જાણવા માંગુછ" મી૦ મોરેલ ધચુપચુ થયો. સઘળું ખરૂં કહી દેવા તેને ઘણી લાલચ થઇ, મગર નહી. તે તેણી સાથ વચનથી બંધા-

ચલો હતો, અને તે તેણીનો ધારાશાસ્ત્રી હતો એટલે તેણી છુપાવા માંગતી હોય તે આબદ કહી દેવાનો તેને હક નહી હતો.

"આય ખુરશીપર બેઠક લ્યો, માહરા લોર્ડ" તેણે આગતા સ્વાગતા કરી.

"હું મીસ કારલાઇલનું હાલનું 'એડરેસ' જાણવા માંગુચ" તેણે બેસવા ના પાડી શાંત અવાજે કહયું.

મી૦ મોરેલે ડોકું ધુણાયું.

"હું ઘણો દલગીર છું મ્હારા લોર્ડ, કે તે હું તમોને જણાવી શકતો નથી" તેણે ગંભીરાઇથી જણાવ્યું.

"તમે પોતે જાણોચ કે ?"

"હા મ્હારા લોર્ડ હું પોતે જાણુંચ."

"અને તમે મ્હારી માંગણી કબુલ કરવા ના પાડોચ ?" તેણે લગાર ડડરાવનારા અવાજે સવાલ કીધો.

"જી હા, મ્હારા લોડ. મીસ કારલાઇલને હું મજબુત વચનથી બંધાયલો છું કે તેવણની દરેક હીલચાલ માહરે છુપી રાખવી. અતી ઘણી દલગીરીની સાથ—" પણ તે અચકી ગયો.

લોર્ડ નોરમને ટેબલ પરથી પોતાની ટોપી ઉંચકી અને દરવાજા તરફ ગયો, પણ બારણાં તરફ પહોંચનાં તે સહેજ ઠોભ્યો, ધારી ધારીને મી૦ મોરેલના ગભરાયલા અને દબાવલા ચહેરા તરફ ટીકયું.

"તમે મીસ કારલાઇલ સાથ પત્ર વહેવાર ચલાવી તો શકતા હશો ?"

"હા, માહરા લોર્ડ તમારો પેગામ હશે તે હું ઘણી ખુશી સાથ—"

"તેવણને જણાવવા મહેરબાની કરજો," ધીમા ખુલ્લા અવાજે તે બોલ્યો, "કે મ્હારાથી તેવણને બ્હીવાની જરાબી જરૂર નથી. પેસો જો મ્હારા સપાટામાં આવશે તો હું વગર અચકાવે તેને તુરતજ

ગોળીથી ઠાર કરીશ. બસ એટલુંજ" અને તે દમામદાર કદમે ત્યાંથી બહાર પડયો.

મી૦ મોરેલે તે જતા આકાર તરફ ડઘાઇને બે પળ ટીકયું.

"ઉંહ:" તે પટપટયો. "અં અં! કેહું એમ દેખું! પણ આવી ખુબસુરત અને ભલી છોકરીને વાસ્તે એવું મોણુ ધારે? ને આય પેગામ! નહી, નહી; હું ધારૂંચ કે તે માટે ચુપકીદી અખત્યાર કરવામાંજ ડહાપણ છે, ગરીબ બીચારો! જાણે લગભગ દીવાના જેવો લાગતો હતો! તેણીએ પોતાનું નામ શા વાસ્ને ફેરવવા માંગ્યું તે હવે હું જરા સમજી શકુચ. ગરીબ બીચારી! ખુદા માલમ ખરેખરી બાબદ શું બની હશે? પેલાને ઠાર કરશ! પેલો તે કોણ હશે? જે હોય તે. મગર નહી, માહરા લોર્ડ, એવો તમારો પેગામ તેણી ઉપર હું કદી મોકલશ નહી!"

અને તે ભલું ચાહનારે તે બાબદ તેણીને જણાવવાના અખાડા કરવાનોજ નીશ્ચય કીધો અને એ રીતે ગરીબ ફલોરીસની જીંદગીમાં સુખના કીરણો ફરી કદાપી ફેંકી શકાતે તે વાસ્તેની ખુલાસાની એક વધુ બારી બંધ થઇ.

---

# પ્રકરણ ૨૮ મું.

---

મે માસનો તે એક ખુશનુમાં રળીઆમણો દીવસ હતો કે જ્યારે ફલોરન્સ–ખુદાની ઉત્તમ બક્ષેસ પામેલું ફુલોથી ભરેલું તે સુંદર ગામડું–પોતાના પુર બહારમાં ખીલી રહયું હતું.

વ્હેતી નદીનાં નીરમળ નીર તરફ એકાગ્રહ ચીત્તે તીકતી એક જવાન ખુબસુરત છોકરી, તે નદીપર બાંધેલા નાહના પુલનાં પથ્થરનાં બાંધકામને અઢેલી, વીચારવંત અદાએ ઉભેલી હતી.

તેણીએ નરમ કપડાંનો સાદો કાલો ડ્રેસ સજ્યો હતો જે તેણીનાં મનોહર બદનને ઘણો માફક આવતો હતો.

તે એક મીઠો દીલપઝીર ચહેરો હતો કે જે, તે ખુબસુરત લોકોથી વસાયલા ખુબસુરત ગામડાંમાં વડીક ઘણો વખણાયલો હતો, અને ત્યાંના લોકો તેણીનાં નામે-લીલીઅન વુડ તરીકે- નહીં પણ પેલાં સુંદર ઇંગ્લીશ બાનુનેજ નામે તેણીને ઓળખતાં અને બોલા-વતાં રહેલાં હતાં. તેઓ સઘળાં તેણીને ચાહતાં હતાં અને તેણીના મીઠા પણ અતી ગમગીન ચહેરાપર માત્ર એક ધીમું હસ્તું લાવવા પણ તેઓ તેણી માટે કાંઇબી કરવા તતપર હતાં

ફ્લોરન્સમા વસ્તાં ઇંગ્લીશ રહીશો વડીક, તે થોડુંક થયું ત્યાં આવી વસેલી છોકરી માટે તરેહવાર અટકલો કરતાં, મગર, કોઇને સ્વપ્નેબી ખ્યાલ નહીં હતો. કે મીસીસ સીંકલેરને ત્યાં લીલીઅન વુડ તરીકે આવી વસેલી તે છોકરી કોઇજ નહીં પણ ફ્લોરીસ કારલાઇલ હતી કે જેણી એકવાર કાંઉંટેસ ઓફ નોરમન થવાની અણીપર હતી!

તન અને મનની દુઃખી હાલતમાં ફ્લોરીસ નજદીક વરસ થયું ત્યાં આવી હતી અને મીસીસ સીંકલેરની માયાળુ પનાહ હેઠળ તેણીને જોઇતી શાંતતા અને આરામસ મલી હતી.

મીસીસ સીંકલેર એક એવી ફ્રાંટાબાજ ઓરત હતી, કે કોઇ ચીજ મનપર ઠસી તો કોઇબી ભોગે તે બજાવ્યા વના રહી શકે નહીં. હાલમાં તેણીનાં મનમાં ઝાડપાન ઉપર એક ચોપડી લખવાની મજ-બુત ઇચ્છા ઠસી ગઈ હતી, અને તેણી તનમનથી તે ઉપર વળગી હતી.

તેણીને ફુલોપર અતી ઘણો મોહ હતો, અને તેણી નાહનું બાળક હતી ત્યારથીજ તે ઉપર વીશેષ ધ્યાન આપતી હતી, છતાં,

અજબ જેવું છે કે નજદીક પાકેલા બાગની એક ઘરડી જેવી થવા છતાં હજી તેણી પોતાની ઇચ્છા પાર પાડી શકી નહીં હતી.

તેણીની આંખનું નુર દીવસે દીવસે કમી થતું જતું હતું: અને તે નબલાઇના સબબેજ તેણીને મદદ કરી શકવા લાયક એકાદ છોકરી વીશેની જાહેર ખબર આપી હતી, કે જેના જવાબમાં આવેલી ફલોરીસ તેણીને ઘણીજ મનપસંદ અને કીમતી થઇ પડી હતી.

ફ્લોરીસનું કામ કાંઇ ઝાઝું મુશકેલ નહીં હતું. દરરોજ સહવારે બે કલાક અને સાંજે એક કલાક, કાંઇક "નોટસ" લખવામાં યા લખેલા ભાગો ફરી સાહજા હરફે ઉતારવાના યા એવાંજ બીજાં કાંઇ લખવાના કામમાં તેણીને રોકાવું પડતું. ને તે સીવાય બાકીનો બધો વખત તેણીના પોતાના ઓરડાનાં એકાંતમાં ગુજારવાને યા તો તેણીની મરજી મુજબ ગમે ત્યાં ફરવા હરવાને વાસ્તે તેણી તદન છુટી હતી.

મીસીસ સીંકલેર ઘણી શાંત અને એકાંત જીંદગી ગુજારતી હતી અને તેણીના મીત્રો ઘણાજ જુજ હતા. કોઇ જાતનાં ઇંગ્લીશ ન્યુસપેપરો મંગાવવાનો તેણીનો રવૈઓ નહીં હતો, એટલે તે બહોલી દુન્યામાં બની જતા અસંખ્ય બનાવો વીશે તેઓ તદન બે ખબર રહેતાં. એ રીતે ફ્લોરીસને લોર્ડ નોરમનને થયલા અકસમાત અને તેની બીમારી વીશે જાણ થઇ નહીં: અને લેડી બ્લાંશે અને ઓસકાર રેમંડે કાઢેલાં કાવત્રાંના તેણી ભોગ થઇ પડી હતી એમ તેણીને સ્હેજબણી ખટકો થયો નહીં.

એજ મુજબ, આપણે જણાવેલી મજકુર સહવારે તેણીને પુલ ઉપર ઊભેલી જેઇએ છીએ, ત્યારે તેણી એકલી ફરવા નીકળી હતી.

થોડે વારે ધીમાં વાચાવંત કદમ લેતી તેણી આગળ વધી. અને લાયબ્રેરી ભણી ચાલી. ત્યાં જઇ તેણીને જે જરારતી કામ.

હતું તે આટોપી લીધું અને ત્યાંના લાયબ્રેરીયન સાથ-કે જેણે તેણી સાથ દોસ્તી પાડેલી હતી—થોડીક વાતચીત કરી પાછો ઘર તરફનો રસ્તો લીધો.

એક હાથમાં લાયબ્રેરીમાંથી લીધેલી ચોપડી પકડી તેણી ધીમી ચલણે એક લગાર સાંકડા મહોલ્લામાંથી તેણી પસાર થતી હતી. જેવામાં અચણુચ કોઇ મરદના ઘોઘારી અવાજે ત્યાંની શાંતતામાં ખલલ કીધી.

એકાદ બે બાળકો નજીકમાં ખેલતાં હતાં. અને એક ઓરત એકાદ બારણા નજીક ઉભી હતી તે શીવાય તે મહોલ્લામાં બીજું કોઇ હતું નહીં, અને તે અવાજ કયાંથી આવ્યો હશે તે બાબે ફ્લોરીસ વીચાર કરતી હતી, તેવામાં તેણી મેલી ગઇ હતી તેની સામેનાં એક ઘરમાંથી બે પુરૂષોને બહાર નીકળતાં તેણીએ દીઠા. તેઓ ઝડપથી બહાર આવ્યા. પહેલો તદન ચુપ હતો, જ્યારે બીજો ઇટાલીઅન ભાશામાં કાંઇ ગુસ્સાથી બડબડતો હતો.

પેલા પુરૂષના ચહેરામાં કાંઈ એવું હતું કે તેને તેણીનું લગાર ધ્યાન ખેંચ્યું, અને જ્યારે તેઓને રસ્તો કરી આપવા તે બાજુ હઠી ત્યારે તેણીએ જોયું કે તે એક ઇંગ્લીશમેન હતો.

તેણીને લાગ્યું કે તેણીએ આગળ તેને કેક જોયો હતો, જો કે કયાં તે તેણીને ધ્યાન આવ્યું નહીં, પણ કાંઇ અજબ પ્રેરણાથી તેણી તેને જોતાં સાથ ચોંકીને કાંઇક ગભરાતથી પાછલ હઠી.

કાળી ચમકતી આંખોવાળો તે એક ઘણો ખુબસુરત ચહેરો હતો અને તેની રીતભાત દેખરૂતી એક જુવાન પુરૂષ જેવી હતી, જો કે તેના ટુંકા કપાતી કાઢેલા બાલ લગભગ સફેદ થવા આવ્યા હતા, અને તેનો ચહેરો મુછ દાઢી વનાનો તદન સફા હતો.

તે ચહેરાએ ફ્લોરીસ પર કાંઇ અજબ અસર કીધી; જો કે શું તે તેણીને પોતાને વટીક સમજ પડી નહીં.

તેની તો તેણીપર નજર વટીક પડી નહીં, અને તે તો ઉતાવલે તેણી આગલથી પસાર થઇ જવા કરતો હતો, મગર તેવામાં પેલા બીજાએ એક કુદકા સમેત તેની નજીક જઇ તેનો હાથ બાજુમાંથી પકડયો.

"લેસ ! " શાંતપણે ને ઈજ્જત સામુ જોઈ તે બાશામાં કહ્યું "તાહરેથી જવાશે નહીં. સાંભલેચ કે ? હું કહુંચ કે તાહરેથી જવાશે નહીં !" પેલો બીજો ચીચવાયો, "તમે-તમે બધા ઇંગલીશમેન એવાજ છેઓ. તમે હમારા પૈસા પર જીવોચ ને પછી તે લઇને હીચકારાની કાની નાહસી જાઓચ ! ચાલ પાછો ચાલ !"

"નહીં, થેંકસ" ઠંડાઇથી હસતાં તેણે જવાબ કર્યો

"તું નહીં આવશે ?" પેલો દાંતમાં પીસતો બડબડયો.

"ખચ્ચીતજ નહીં. શાને વાસ્તે આવું ? હું તાહરા પૈસા જીતોચ તે વીશે તું ફર્યાદ કરેચ. પણ માહરા મીત્ર તું ભુલી જાયચ કે તું ઘણી વખત માહરા પૈસા લુંટી ગયેોચ."

પેલા ઇટાલ્યને ઝનુનથી દાંત કચકચાવ્યા.

"તું એક ઠગારો છે."

તે ઇંગ્લીશમેન હસી પડયો. "તું તાહરો એક બાઇબલ ઓળખા કાઢે તે તદન સ્વભાવીક છે. તું એ બાબદમાં એવો અથંગ છે કે તાહરી સાથ તકરાર કરવી ફોકટ છે."

તું શું એમ કહેવા માગેચ કે—"

"એટલુંજ કે હું જો અવારનવાર જરા જરા ઠગાઇ કરતે નહીં તો તું કે જે હમેશાંજ તેવું કરેચ, તેની સાથ માહરા આશરાજ નહીં હતા" તેને તુરત અટકાવી તેણે પુરૂં કર્યું ! "ગુડ ઇવનીંગ" અને એક આંચકા સાથ તેના હાથમાંથી પોતાનો હાથ છોડવી આગલ જવા લાગ્યો.

ફલોરીસને એક ખુણામાં દબાઇને ઉભું રહેવું પડયું હતું. તે હવે એ મારામારીનો નીવેડો આવેલો જોઇ પોતાનો છુટકો થવા

વાસ્તે હજી તો મનમાં ખુશી થતી હતી, તેવામાં પેલા ઇંટાલ્યને ઝડપથી ગજવામાંથી કાઇ ચળકતી ચીજ કાઢીને પેલા ઇંગ્લીશમેનની પીઠમાં ભોંકી દીધી, કે તે આપડો એક તીણી ચીશ સમેત, તે દગાઇને જ્યાં ઉભી હતી ત્યાંજ બાજુમાં તુટી પડયો.

મદદ માટે જોરથી બુમો પાડતી તેણી તે પડેલા આકાર નજીક ગુડણે પડી અને તેનું માથું પોતાના હાથો વડે સહેજ ઉંચક્યું.

થોડીક પળમાં તે એકાંત મહોલ્લો લોકથી ભરાઇ રહયો, અને તેઓ સઘળાં અજાયબીથી તે બંધે આકાર તરફ ટીકવા લાગ્યાં. તેવામાં પોલીસે તે પડેલા આકારનાં કબ્જો લીધો અને ગભરાયલી અકળાયલી ફ્લોરીન્ડ, મીસીસ સીંકલેરને તે આગ્રહથી વાંકડ કરવા ઘરભણી દોડી.

ઘર પહોંચ્યા પછી આશરે અરધા કલાક પછી, તેણી ડ્રોઇંગ રૂમમાં ચાહ પીતી બેઠી હતી, તેવામાં નોકરે ત્યાં પાદરીના પધરા-મણી પુકારી.

તે એક ઘણો વૃદ્ધ પુરૂષ હતો, અને ત્યાંનાં બધાં લોક તેને ઘણું માન આપતાં અને ખરાં દીલથી ચાહતાં હતાં. મીસીસ સીંક-લેરના 'વાયોલેટ વાલા'માં તેનો પગદંડો ઘણો હતો, અને એજ મુજબ આજે પણ તે ત્યાં ખબર અંતર લેવા આવ્યો હતો.

"આજે મને આવતાં જરા મોડું થયું, વ્હાલાં લેડી," ફ્લોરીસે આપેલું ચાહનું કપ સ્વીકારતાં, તેણે મીસીસ સીકલેર ભણી ફરી કહ્યું, "પણ મને રસ્તામાં રોકાવું પડયું. હું ઓસપીટલને રસ્તે પસાર થતો હતો તેવામાં ત્યાંનો પોરતર દોડી આવી મને અંદર તેડી લઇ ગયો. એક માણસ પર કોઇએ રસ્તામાં હુમલો કીધો હતો તેને તુરતનો ત્યાં લાવ્યા હતા."

ફ્લોરીસે ચોંકીને પોતાના હાથમાંનું કપ તેબલપર મુકી દીધું. "તે એક ઇંગલીશમેન હતો, અને તેથીજ મને એઓએ બોલાવ્યો.

હું ગયો ત્યારે તો ત્યાંનો ડાકતર તે આપડાને કાંઇ કરતો હતો. અને તે ઘણોજ હાંફેલો અને કંટાળેલો દીસતો હતો. એમ ધારવામાં આવેચ કે એકાદ મહોલ્લામાંથી પસાર થતાં કોઇએ પાછલથી તેના પર હુમલો કીધો હતો. જુગાર રમવા બાબેની કાંઇ ખટપટ હોવી જોઇએ એમ હું ધારૂંચ. કારણ તેને વાસ્તે તેવું બોલાવય છાણું અને વળી તે પોતે એ બાબદપર ઘણોજ હાંકાપીછોડો કરવા ચાહેચ."

"તેવણનો જખમ કેવો છે?" ફ્લોરીસે ધીમેથી પુછયું.

"નહીં, નજીવો જેવો છે. ગમે તે હોય. પણ તે જલદીથીજ સુધ્ધીમાં આવ્યો ને વળી અજબ જેવું તો એ કે તુરત એ.સપીટલ છોડી ગયો. તે લોકે તેને ત્યાં રાખવા ઘણી બહુસ કીધી, પણ તેને મકકમપણે નાજ પાડી અને માહરી સાથેજ બહાર નીકળી પડયો."

"ખરેખર?" ફ્લોરીસ અજબ થઇ.

"હા. ફ્લોરન્સમાં ઘણો જાણીતો થયલો છે, ખાસ કરીને અઠંગ જુગારી તરીકે એનું નામ ઘણું જાણીતું થયલું છે. તે કાંઇ ઘણા લાંબા વખતનો અહીંનો રહીશ નથી. તમે આવ્યાની બે ચાર અઠવાડીઆં આગમચ આવ્યો હશે. લોક બોલતું હતું કે એની પાસે પૈસા ઘણા હોવા જોઇએ, કારણ એ ઘણો ભપકાથી રહેતો હતો. જુગાર માટે સઉથી જાણીતી થયલી કલબનો એ મેમબર થયો અને માહરા સાંભળવા પ્રમાણે તે રમતમાં સર્વેથી આગેવાની ભર્યો ભાગ લેનાર એજ હતો. પછી થોડોક વખત એ બહાર દેખાયો નહીં અને માહરા સાંભલવામાં આવ્યું કે એ બીમાર હતો. એના દેખાવમાં થયલો ફેરફાર આજે મેં જોયો ત્યારે મને લાગ્યું કે તે ખરૂંજ હોવું જોઇએ, વળી એના બાલ પણ એટલા વખતમાં ઘણા હદ સુધી સફેદ થઇ ગયાચ. એનું નામ રેમંડ છે કહેચ—ઓસકાર રેમંડ."

ફ્લોરીસે ઘણું યાદ કર્યું પણ તે નામ કેડેબી સાંભળેલું તેણીને યાદ આવ્યું નહીં; જો કે તેનો ચહેરો કેડેબી જોયલો હોવાનો તેણીને ખટકો લાગ્યા કીધો.

તે રાત્રે તેણી પોતાના ઓરડાનાં એકાંતમાં બારી નજીક ખુરશી ખેંચી બેઠી હતી, ત્યારે ફરી પાછી તે દુઃખી ગમગીન યાદો તેણીને સતાવતી રહી હતી, અને લોર્ડ નોરમનનો સોહામણો આકાર તેણીની નજર સામે આવી ઉભો રહેતો હતો, અને એટલુ છતાંબી એ ઘણુંજ વીષમ્ય પમાડનારૂં હતું કે આજે જખમી થયેલા ઓસકાર રેમંડના ચહેરામાં, પોતના તે એક વરના વ્હાલાનું કાંઇ પણ મલતાપણું તેણીને ધ્યાન આવ્યું નહીં. કદાપી તેના બાલ હજી કાલા હતે, અને તેણે મુછ બોરાવી નહીં નાંખી હતે તો હજીબી તે મલતાપણું તેણીને તુરત દેખાઇ આવતે. મગર હઃવન ની મોજ શોખની જીંદગી અને જુગારના લીધે તેનામાં જલદીજ ફેરફાર થઇ ગયો હતો અને તે સાથે ઉપલા બે ફેરફારો વચ્ચે બનવા જોગ હતું કે તેણીને તે ખ્યાલ થયો નહીં.

---

## પ્રકરણ ૨૯ મું.

---

ઉપલા બનાવને આખાં ત્રણ અઠવાડીઆં પુરાં થયાં. ફલોરીસ તે બનાવ હવે લગભગ ભુલી ગઇ હતી, જો કે હજી કોઇક વાર તે ચહેરો તેણીની નજર સામે આવી તેણીને ગુંચવાવતો હતો. ગભરાતના થોડા દીવસ સમી જવા પછી, તેણી પાછી પોતાની હંમેશની રીત મુજબ એકાંતમાં ફરવા નીકલતી હતી.

એક દીવસ, રોજ મુજબ, એક ચોપડી લઇ તેણી એક ઝાડના છાંયાનાં એકાંતમાં બેઠી હતી જેવામાં તેણીને લાગ્યું કે તેણીના નજીકમાં કોઈ હતું. પોતાનાં વીચારો વચ્ચેથી ચોંકીને ઉપર જોતાંજ પેલાજ ઇંગલીશમેનને ત્યાં પોતાની બાજુમાં ઉભેલો દીઠો.

પોતાની સાથ તેણીની નજર એક થતાં તેણે તુરત માનથી પોતાની તોપી ઉતારી અને શાંત અરજ કરતી ધપે તેણી તરફ જોયું.

"હું માંગી લઉંચ, મેડમ, કે જરાભી ગભરાતાં ના," તેણે ગંભીર અવાજે જણાવ્યું. "હું ધારૂંચ કે મેં તમોને ઘણાં ચોંકાવ્યાં."

"—ખાસ નહીં." તેણીએ ધીમેથી જવાબ દીધો.

તેણીએ જોયું કે તેનો ચહેરો તેણીએ આગળ જોયો હતો તે કરતાં વધુ ફીકો અને કાહેલી લાગતો હતો.

"આજ સુધ્ધાં બીજી વખત મે તમોને રોકયાં" પોતાને ઠપકો આપતી ધપે દીલગીરીથી તે બોલ્યો. "હું ઇચ્છુંચ કે તમે મને માફ કરશો."

"એમાં માફ કરવા જેવું કાંઇ નથી."

"ખચ્ચીત ઘણું છે." તે ગંભીરાઇથી બોલ્યો. "હું ભુલી નથી ગયો"—તે અચકી ગયો. કેવી રીતે આગલ બોલવું તે વટીક જાણે તેને સુજ નહીં પડયું હોય તેમ તે અચકી ગયો. "માહરી ખાત્રી છે કે મેં તમોને તે વેળાએ ઘણાં ગભરાટમાં નાંખ્યાં હશે. હું ઇચ્છુંચ કે માહરા તે મીત્રે પોતાનું કામ અરધો કલાક જલદી યા અરધો કલાક પાછલથી આટોપી લીધું હતે!"

તે તદન શાંતપણે તે પુરૂષ કે જેણે તેની જીંદગી લેવા ચાહી હતી તેને વાસ્તે વટીક એવા તો બીલકુલ વેર વનાના હાવભાવથી બોલ્યો કે ફ્લોરીસે અજાયબીથી તેના ભણી જોયું.

"હું ખુશી છું, તમે બેટર છો તે જોઇને, અને તમારો જખમ ઘણો કારી નહીં નીવડવા માટે." તેના ડાબા હાથ ભણી નજર કરતાં તેણી બોલી, કે જે હાથ તેને થયલા જખમના બાયસથી હજી જોતીમાં રાખવાની મતલબથી તેણે પોતાના કોટમાં છાતી આગલથી બોસેબોજ રાખ્યો હતો.

"એ તે તદ્દન નજીવા હતો." તે બોલ્યો, "પણ તમે નહી હતે, મેડમ, તો કદાચ ગંભીર રૂપ લેતે ખરૂં."

"તે કેમ?" તેણી અજબ થઇ.

"કારણ તમે જખમ ઝવેલા દાબી દઇ લોહી વધારે વહેતું બંધ કરી દીધું. તે લોકે ઓસ્પીટલમાં મને જણાવ્યું કે માહરો બચાવ તેનેજ આભારી હતો.

તેણીએ શરમાઇને ડોક નમાવી. "મેં કાંઇજ જાહજુ કીધું નથી. હું તો ઘણી બ્હી ગઇ હતી. પણ—"કમને તેણી પાછી તેના ભણી ફરી. "પણ તમે કેમ જાણ્યું કે હુંજ હતી?"

"હુમલો થતી વખતે માહરી તમારી પર નજર પડેલી હતી, અને ત્યાર પછી ઓસપીટલમાં તેઓએ મને આય આપ્યું." અને એમ કહેતાં, પોતાની છાતી આગળનાં ખીસામાંથી તેણે એક લેસના નાહનો રૂમાલ કાઢયો.

"માહરો રૂમાલ!" તેણી બબડી, "એ તે તો હું ભુલીજ ગઇ હતી!" અને તેણીએ તે લેવા હાથ લંબાવ્યો.

કાંઇ અજબ ફીસમે તે તે નાહના રૂમાલ તરફ તીકતો હતો, અને તે લેવા તેણીએ જ્યારે હાથ લાંબો કીધો ત્યારે કાંઇક આનાકાનીથીજ તેણે તેણીને હવાલે કીધો. ફ્લોરીસનું ધ્યાન તે પર ખેંચાયા વના રહયું નહીં.

"હું વધારે જલદીથી એ તમોને કહેતે," તે બોલ્યો. "પણ મને તેઓએ તમારૂં નામ આપ્યું નહીં. તેઓએ એમ ધાર્યું હશે કે મેં તમોને પુરતો કંટાલો આપ્યો હતો એટલે નામ જણાવી વધું તેમ કરાવવા નહીં ઇચ્છતાં હશે! તથીજ આટલો વખત મને હોબીને તપાસ કરવી પડી. મેં એ વખત તમોને જોયાં, પણ તમે એકલાં નહીં હતાં, અને મને એકલુંજ તમોને મલી આભાર માનવાનું હતું."

તેણી ચુપ રહી. આ કોઇ પરાયો તેણીને ચાલુ તપાસતો રહયો હતો તે વાસ્તે તેણી સહેજ મુંજવાઈ પણ સહેજબી ગુસ્સે થઇ નહીં.

તે એક પળ ચુપ ઉભો અને પછી વધ્યાંયું.

"તમારી એક બીજીબી ચીજ માહરા હાથમાં આવીય, મેડમ. એક ચોપડી."

"હા" તેણીને તુરત યાદ થઇ.

"હું પડયો હતો તેની બાજુમાંજ તે પડેલી મલી આવી હતી, જે માહરીજ સમજી ને મને આપી. તે કયાં પહોંચાડવી તે જણાવશો તો હું જરૂર હાંથી પહોંચવી કરીશ."

"મહેરબાની કરી 'વાયોલેટ વીલા'માં તે મોકલી આપજો." તેણીએ જણાવ્યું.

તે સહેજ નમ્યો. ફલોરીસ તેને સાહેબજી કરી ઉઠવા જતી હતી તેટલાં તેને પાછું પુછયું.

"તમે ફુલનાં શોખીન છેઓ, ને તેની 'સ્તડી' કરોચ, મેડમ? મેં ચોપડી જોઇ એમજ ધાર્યું. હું પોતેબી ફુલનો ઘણો શોખીન છું. માહરી પાસે બી એક સંગ્રહ છે, અને જો કે તે નાહનો ને નજીવો છે છતાં કોઇ કોઇ ઘણાં કીંમતી જાતના છે. તેમાના એકાદ બે નમુના કબુલ કરવા જેટલું મેડમ મને માન આપશો?"

તેણે એવી તો માનપુર્વક લાગણીઓ સાથ તે માંગણી કીધી કે ફલોરીસ તે ના પાડવાની હીંમત કરી શકી નહીં.

"માહરાં એક ફ્રેંડ છે જેવણને તે ઘણાં ગમશે" તેણીએ સાદાઇથી જવાબ આપ્યો, "હું તો ફકત તેવણની મદદનીશ છું. પેલી ચોપડી બી તેવણનીજ હતી, માહરી નહીં. મહેરબાની કરી તે 'વાયોલેટ વીલા' પર મોકલી શકશો!"

"જરૂરજ" માનથી નમી તેણીને ચાલી જવા દેવા તે બાજુ ખસી ગયો.

તે આદમીની રીતભાત-તેના લાગણીથી ભરપુર શબ્દોએ તેણી પર ઘણી અસર કરી હતી. તેણીને ચોકકસ લાગ્યું કે કાંઇ નહીં તો તે અવાજ તો ખચ્ચીત તેણીએ આગલ સાંભળ્યો હતો. મીસીસ સીંકલેર આગળ તેણી એ બાબે કાંઇજ બોલી નહીં, અને તે સાહ-જનો બનાવજ ભુલી જવાની તેણીએ કોશેશ કરી. મગર, તેણીને કશું ચેન પડયું નહીં.

બીજી સહવાર ત્યાંના એરાદ હોટલનો માણુસ તેણી માટે એક ચીઠી તથા એક પેકેટ લાવ્યો.

ધ્રુજતે હાથે તેણીએ તે ખોલ્યું. તેમાં પેલી ચોપડી અને ઉમદા ફુલોના અરધો દજન નમુના હતા. ત્યાર પછી તેવાજ ધ્રુજતા હાથોએ તેણીએ તે ચીઠી ખોલી,

"મેડમ—આ સાથ તમારી ચોપડી તથા ફુલોના થોડાક નમુના મોકલ્યા છે. માહરો બાકીનો સંગ્રહ પણ તમોને 'ઓફર' કરવામાં મને ઘણું માન અને સંતોષ મળેલો સમજશ. તમારી નજરમાં તે જરા બી કીંમતી લાગશે તો મને ખચ્ચીત ઘણી ખુશાલી લાગશે નહીં તો હું તેને તદન નકામા લેખશ.

માનપુર્વક તમારો,

ઓસકાર રેમંડ."

તે ચીઠીમાં લખાયલું હતું.

થોડીક પળ તે વીચાર કરતી ઠોભી અને પછી તે સઘલું લઇ મીસીસ સીંકલેર આગળ ગઇ.

તે બુઝેર્ગ બાનુએ પહેલાં તો ધ્યાન વગર ફ્લોરીસનું બોલવું સાંભલ્યું પણ 'ફુલનું નામ સાભળતાંજ તેણીએ કાન ઉંચા કર્યા,

અને અત્યંત આતુરતાથી તે નમૂના લઇ જોતાં એક બુમ પાડી.

"એ તું કહાંથી લાવી? કોણે આપ્યા? શું? સંગ્રહ? કેણુનો?" ફ્લોરીસે પાછી સમજ પાડી.

"કબુલ કરે? આવી કોઇની કીમતી મતા ચોરી લઇએ? કદી બનેજ નહીં. પણ સબર! જો તેની પાસે બાકીનાં બી આવાં સરસ હશે તો ખચ્ચીત ઘણોજ કીમતી સંગ્રહ કહેવાય! તેનું એડરેસ તેં શું કહયું?"

ફ્લોરીસે તે હોટેલનું નામ જણાવ્યું.

"હમણાંજ તેને લખી નાખ ને હયાં મળવા બોલવ." તેણીએ હુકમ કીધો.

એક પળ તેણી અચકાઇ, પણ બીજેજ પળે તેણીનો હુકમ બજા લાવવા તેણી લખવાની ટેબલ આગળ ગઇ અને એક ટુંક ચીઠ્ઠી લખી કહાડી, જેમાં તેણીએ ફુલો તથા ચોપડી માટે આભાર માની, મીસીસ સીંકલેરને મળવા આવવા જણાવ્યું. તેણીએ અલબતાં સહી તરીકે, પોતાનું હાલનું ધારણ કીધેલું નામ લીલીઅન વુડજ લખ્યું. અને તે મળવા આવે ત્યારે પોતે તેની નજરે નહીંજ પડવાનો ઠરાવ કીધો.

બીજી સહવારે તે આવ્યો, અને જેવો તે અંદર દાખલ થવા ગયો કે તેણી ઝડપથી ત્યાંથી સટકી ગઇ.

જયારે તે ત્યાંથી ગયો ત્યારે અને ત્યારેજ તે પાછી બહાર આવી. મીસીસ સીંકલેર તો તે કોઇ પરાયા પુરૂષથી એકદમ અંજાઇ ગયલી લાગી.

"કોઇ અજબ જેવો માણસ તેં શોધી કાઢયો છ," ફ્લોરીસને જોતાં સાથજ તેણી અતી ફીકરથી બોલવા પડી.

"મેં શોધી કાઢયો!" ફ્લોરીસે અજાયબી બતાવી.

";વેલ, વેલ. એ વળી ઓળખાણુ તાહરેથી પડી કેની ? હું તાહરી ઘણીજ ઉપકારી છું. મેં આજની વીઝીટ ખરેખર ઘણી એનજોય કીધીચ. જો કે ઝાડપાનની વીદ્યાને લગતું એ કાંઇ જાહજતું જાણુતો નથી, પણુ જે જાણેચ તે ઘણુંજ બરાબર અને ઘણુંજ સહમજદારી ભરેલું છે. વલી બધેગત ફરેલો છે. એકબી જગ્યા જવલેજ એવી હશે કે જે એણે જોઇ નહીં હોય. એને કાલે મેં ચાહ પર બોલાવ્યોચ, ને ત્યારે એ થોડાક બીજા નમુના લાવવાનો છે."

બીજી સાંહજે તે ગોઠવણ મુજબ આવ્યો. મીસીસ સીંકલેરે તેને હેતભર્યો આવકાર દીધો, જ્યારે ફ્લોરીસે માત્ર સહેજ ડોકું નમાવ્યું.

ફ્લોરીસે ચાહ બનાવી અને તે બંનેને એકક કપ આપ્યાં. ત્યાર પછી એક ચોપડી લઇ તે દુરનાં એક ખુણામાં જઇ બેઠી.

તેણે તે બુઝોર્ગ બાનુને રીઝવવા પર પુરતું ધ્યાન આપ્યું. લગભગ બધો વખત તે ડોસીજ પટપટ કરતી હતી, જ્યારે તે પોતે તો માનથી તેને સાંભલતો ચુપ બેસી રહયો.

એ પછી તે જવા ઉઠયો, અને ત્યારે વટીક તેની સાહેબજીના જવાબમાં ફ્લોરીસે દુરથી ડોકું ધુણાવી જવાબ દીધો.

બીજા બે દીવસ પસાર થયા, અને ત્રીજે દીવસે તે પાછો તેઓની મુલાકાતે આવ્યો.

ફ્લોરીસ, એ વેલાએ, મીસીસ સીંકલેર સાથ લાયબ્રેરી રૂમમાં બેઠી હતી. લખવાનાં કામમાંથી સહેજ પણુ ડોકું ઉંચકી જોવા વગર માત્ર સહેજ નમીને તેણીએ તેની આમદ સ્વીકારી.

ગઇ વખતની માફક આ વેલાએ બી તેણે પોતાનો બધો વખત મીસીસ સીંકલેરને અર્પણ કીધો, અને ફ્લોરીસને કાંઇબી સવાલ પુછવાની હીંમત નહીં કીધી. છેવટે તે જવા ઉઠયો. અને મીસીસ સીંકલેરને મલી તે પોતાની તોપી હાથમાં લઇ તેણી ભણી

આવ્યો. તેણીએ પહેલાં દરકાર કરી નહીં, પણ ધીરજથી તે ત્યાંજ ઉભેલો જાણતાં તેણીએ ડોક ઉંચકી તેના સામું જોયું.

"તમે જાઓછો, મી૦ રેમંડ ?" તેણીએ ઠંડાઈથી સવાલ કીધો.

"હા," કાંઇક ગમગીન અવાજે તેણે જવાબ દીધો. "હું જાઉંછ, ને તમોને 'ગુડ-ઇવનીંગ'ને બદલે 'ગુડ-બાય' કરવાનેજ લીધે હું થોભ્યોચ."

મીસીસ સીંક્લેર તો પોતાનું કામ ખલાસ થવે ત્યાંથી ચાલી ગઇ હતી, અને તેઓ એકલાંજ હતાં.

"તમે 'ફ્લોરંસ' છોડી જાઓચ ?" જીનપર જોરાવરીનો તેણીએ સવાલ કીધો.

"હા" તે બોલ્યો, "તેમ કરવાની તમે મને ફરજ પાડીચ."

"મેં ?" ચહેરામાં લાલ થતાં તેણી ચોંકીને બોલી.

"હા, મીસ વુડ, તમે. માહરી હાજરી તમોને કેટલી બધી અણગમતી છે તે જોવા જેટલી બી મને સમજ નથી, એમ તમે ધારોચ ?"

"મી૦ રેમંડ !"

"એ ખરૂંજ છે." તેણે ગમગીનીથી ચલાવ્યું, "હું ધારૂંચ કે માહરા જતા રહેવાથી તમે ઘણાં ખુશી થશો. તમે દેખઇતી રીતે માહરી હાજરીનો અનાદર કર્યોચ—" તે અટકી ગયો.

ફ્લોરીસને તે દુ:ખભરેલો અવાજ સાંભળી સહેજ પસ્તાવાની લાગણી થઇ.

"હું ઘણી, ઘણીજ દલગીર છું." તેણી ધીમેથી બબડી.

"નહીં એમ ના બોલો. હું જાણુંચ કે આપ આપણી છેલ્લી મુલાકાત છે એ જાણી તમે ખુશી થતાં હશો. અને તે છતાં, તમે મને ગેરઇનસાફ કરોચ !"

"કેવી રીતે ?" તેણીએ ધીમે અવાજે સવાલ કીધો.

"તમે માહરે વાસ્તે ખરાબ વાતો સાંભલીચ. તમે સાંભલ્યું હશે કે હું એક એવો ખરાબ માણસ છું કે જેણે જે હવા તમો દમમાં લેવો ત્યારે તે જગ્યાપર વસ્તું વટીક લાજમ નથી!"

"તમે તે ના પાડતાં નથી." તેણે આગળ ચલાવ્યું "ઓ, હું કેવું ઇચ્છુંચ કે હું તે ખબરો ખોટી હોવાની ખાત્રી આપી શકતો હતે ? પણ હું તેમ કરી શકતો નથી. ખાસ કરીને તમારી આગલ તો નહીંજ.—"અને તેણે એક નીસાસો ફેંકતાં પોતાનો અવાજ વધુ ધીમો કર્યો. "પણ માહરા જેવો એક વટીક ખરાં દીલનો પસ્તાવો કરી સુધરીને સારી રાહો અખત્યાર કરી શકે છે. મેં તે બધે ચીજ કીધીચ. મીસ વુડ, જે માણસ હાલમાં તમો સનમુખ ઉભોચ તે એક માસ ઉપર જોયલાં પુરૂષથી એક તદન જુદોજ આસામી છે."

ફ્લોરીસ હજી ચુપ રહી,

પસ્તાવાની લાગણી સાથના તે નરમ અવાજે તેણીની ગમે એટલી ના મરજી છતાં તેણીનાં જીગર પર ઘણી અસર કીધી, જો કે તેણીએ તે છુપાવવા ઘણી કોશેશ કીધી.

"આ એક માસમાં હું જોઇ શકયોચ કે માહરી તે દીવસ સુધીની તમામ જીંદગી મેં હરામ ગુમાવી હતી. હું હવેજ તે જોઇ શકુંચ ને ખરે મને પસ્તાઉચ. ખાસ કરીને; તેણે તમારા અને માહરા વચ્ચે કેટલો આસમાન અને જમીન જેવડો અંતર નાંખ્યોચ તે વીચાર મને આવેચ ત્યારે ખચ્ચીત કરીને એવડાં જોશથી તે મને સંતાપેચ."

તેણીએ કાંઇ બોલવાની કોશેશ કીધી, પણ તેણીની જીભ ઉપડી શકી નહીં. તે નરમ, વાજીંત્ર જેવા અવાજે તેણીનાં જીગર પર અજાયબી જેવી અસર કરી, અને ફરી અને ફરી તેણીએ યાદ કરવા ચાહયું કે તેણીએ તે અવાજ કયાં સાંભલ્યો હતો!

"માહરી હાજરી માટે જાણી જોઈ અખાડા કરવાની તમારી ઠંડી વર્તણુકે માહરી ઉપર કેવી અસર કીધીચ તે હું દરશાવી શકતો નથી," તેણે પાછું શરૂ કીધુ, "પણ માહરામાં જે અજબ જેવો ફેરફાર થયોચ, તે તમારાથી-ફક્ત તમારાથીજ થયોચ, તે તમોને જણાવ્યા વગર હું તમોને છોડી જઇ શકયો નહીં."

"મહેરબાની કરી હવે બસ કરો." ફ્લોરીસ ધીમેથી બબડી.

"ફક્ત બે મીનીટ વધુ ધીરજ રાખો," તે કગલ્યો, "હું જાણુંચ કે માહરૂં જીગર ખુલ્લું કરતાં હું તમારા વધતા અણગમામાં આવીશ. છતાં, માહરે તે બોલવુંજ જોઇશે. મીસ વુડ, લીલીયન, હું તમોને ચાહુંચ."

"તમે-તમે-" તે ફીકકા ધ્રુજતા હોઠોમાંથી શબ્દો બહાર પડી શકયા નહીં.

"હું તમોને ચાહુંચ," તે બોલ્યો કે જ્યારે તેનો ચહેરો ફીકો અને તેનો અવાજ ધ્રુજતો હતો. "એ શબ્દો, તમોને જોયાં ત્યારના માહરા હોઠ પર રમી રહયાચ; તમોને જીતવાની સહેજબી આશા નહીં છતાં મને તે બોલવાની ફરજ પડીચ. પણ મીસ વુડ, હું તમોને છોડી જાવું તે આગમચ તમે માહરી અરજ નહીં સાંભલશો?"

ફ્લોરીસ હજી ચુપ રહી. તે પુરૂષ પોતાના અવાજ અને રીતભાતથી તેણી પર કાંય એટલી અસર કરી શકતો હતો તે તેણીને જાણે સમજજ પડતી નહીં. તેનો ખુબસુરત ચહેરો, અને અકલમ પ્યાર દરશાવતી તે કાળી મોહટી આંખો સરબસર તેણીનાં જીગરનાં ઉંડાણમાં ઉતરી ગઇ!

"જીગરના ઊંડાણથી હું તમોને ચાહુંચ. તમે મને સદા સુધી માટે તમારી આગળથી હાંકી કાઢો છતાં હું હંમેશ તમોને ચાહતો રહીશ. તમારી મુર્તી જયાં હું જઈશ ત્યાં માહરી નજર આગલ રહેશે. હું એક તદન બદલાઇ ગયલો પુરૂષ છું. હું પોતેબી પોતાને

જાણે-ઓળખી શકતો નથી. એક માસ આગમચ તમે સાંભળ્યું તેવોજ હું બદમાશ હતો, પણ તમો પ્રત્યેના માકરા પાક પ્યારની મધીત્રાઇએ તે તમામ બદી નાશ પામી મને સાચ્ચી રાહ અખત્યાર કરનાર એક સુધરેલો પુરૂષ બનાવી દીધોચ. હું કાલાવાલા કરી માંગી લઉંચ કે મને હાંકી કાઢવા અગાઉ વીચાર કરજો. જે હું હાલમાં છું તે તમો તરફના પ્યારથીજ થયુંચ. હું માંગી લઉં છ કે દયાથી તે ઉપર ગોર કરજો."

તે ધાડો ધ્રુજતો અવાજ બંધ થયો પણ તેનો પડઘો જાણે તેણીના કાનમાં વાગતો રહયો. તેણીનો દમ જોરમાં ચાલતો હતો અને આંગ તમામ ધ્રુજતું હતું.

"હું વધુવાર સાંભલી શકતી નથી—હું માની શકતી નથી. ઓ જાઓ મહેરબાની કરી મને છોડી જાઓ." તેણી મુશકેલીથી બબડી.

"આવતી કાલે સાત વાગતે, પાર્કમાંનાં લીમડાના ઝાડ હેઠળ મને મલશો?" તેણે જતાં જતાં કાકલુદી કરી, "એક છેલ્લીજ વાર તમે તેમ નહીં કરશો? નેકી અને બદી વચ્ચે ડામાડોળ થયલાં એક અંતકરણને તમે છેવટની એટલી શાંતી નહીં બક્ષશો?"

"હું—હું તમોને ત્યાં મલીશ," એક જીવતોડ કોશેસથી તેણીએ જવાબ દીધો.

## પ્રકરણ ૩૦ મું.

ફ્લોરીસને તે રાતે સુતલગ ઉંઘ આવી નહીં. ઓસ્કાર રેમંડના લાગણીભર્યા શબ્દો, તેનો વાજીંત્ર જેવો અવાજ તેણીના કાન

પર પડયા પડતાં રહયા ને તે સાંહજે બની ગયલા બનાવોનો વીચાર કરતી તેણી જાગ્રત પડી રહી.

બીજી સહવારે તેણી સરેસ્તા મુજબ કામે વલગી ત્યારે તેણીના ચહેરા પરનો હદ વગરનો ફીકાસ જોઇ મીસીસ સીંકલેર વદીક અજબ થઈ.

"તુને લીલીઅન નામ ઘણું માફક આવેચ, ડીઅર," સહેજ હસીને તે બોલી, "આજે તો તું આબાદ એક કરમાઇ ગયલાં લીલી મીસાલજ ફીકકી માલમ પડેચ. નહીં તાહરી તબીઅત ઠીક નહી હશે. લીલી આજે મને તાહારૂં કામ નથી. તું જરા આશાયસ લે."

પણ ફ્લોરીસે તે માનયું નહીં, તેણીએ બજીદ થઈ પોતાનું હંમેશનું કામ આરોપી લીધું.

સાંહજે ઝઝકલું થતાં ગોઠવણ મુજબ તેણી તે જગ્યાએ ગઇ. તેણીએ ત્યાં પુગતાં સાથ જોયું કે તે તેણી માટે ખોટી થનો અધીરતાથી આમથી તેમ ફેરા ખાતો હતો.

તેનો ચહેરો ગંભીર અને ગમગીન હતો, અને અસ્ત થતા આફતાબનાં ઠંડા કીરણો તેના સફેદ થવા આવલા બાલપર પડી તેને વધુ રૂપેરી અને ચળકાત ભર્યા બનાવતાં હતાં.

તેણી પર નજર પડતાંજ તે તેણી આગલ આવ્યો, અને માનથી તોપી ઉતારી. ફ્લોરીસે સેકહેંડમા પોતાના હાથ લંબાવ્યો. તેઓ બંધે ત્યાં ગોઠવેલા બાજઠ ઉપર ગોઠવાયાં.

"તમે આવ્યાં તે વાસ્તે હું ઘણોજ આભારી છું." સહેજ ચુપકીદી પછી તેણે બોલવાની હીંમત કીધી. "તમોને એ અરજ ગઇ કાલે કીધી ત્યારેજ મને લાગ્યું કે એ ઘણું ગેરવાજબી હતું અને મહને એટલી બધી છુટ લેવાનો સહેજબી હક નહીં હતો. અને તે છતાં. મેં ખરે મને પ્રચ્છીઉં કે તમે માહરી માંગણી કબુલ કરશો, જો કે મેં ધાર્યું કે તે બનવાજોગ નહીં હતું. આહ! તમે ખચીન ઘણાં ભલાં છો-"

ફ્લોરીસે તેના ચહેરા સામે નજર કીધી. "મેં કબુલાત આપી હતી," તેણી ધીમેથી બબડી. "પણ હું દલગીર છું—"

"ઓ, એમ ના બોલો." તેણે તેણીને અટકાવી. "એ મુલાકાત માટે હું કેટલો બધો ઇંતેજાર હતો તેનો તમને ખ્યાલ નહીં હશે. મને માફ કરો, પણ મને સાંભલી લેવો, મીસ વુડ, માહરા મોટા પ્યારની પુરવારી આપવાજ મેં તમોને અત્રે બોલાવ્યાંચ. તમો જેવા એક નેકને કેવા આદમીએ ચાહવાની શરકશી કીધીચ તે હું તમોને જણાવવા માંગુચ. લોક કહે છે કે "પ્યાર દરેક માણસને એક સરખી પંકતીએ મેળેચ. પણ હું જોઉંચ કે તમારા અને મહારા વચ્ચે એક એવો ઉંડો તફાવત છે કે જે કદી એક થઇ શકે એવો સંભવ નથી."

તે સહેજ થોભ્યો, અને ફ્લોરીસે જોયું કે તેનો હાથ જે તેણે બાજત ઉપર ટેકવ્યો હતો, તે. ઉપલું બોલતાં, પાંદડાં પેરે ધ્રુજતો હતો.

"ગઇ કાલે, પ્યારની ઘેલચ્છામાં હું જે કાંઇ બોલ્યો, જે મહારી એક ઘેલી ઇચ્છા તમો આગલ જાહેર કીધી, તેથી મેં ધાર્યું કે તમે માહરી સાથ ગુસ્સે થશો, તુચ્છકારથી મને તમો તમારી પડોશમાંથી હાંકી કાઢશો. મીસ વુડ, તે મને લાયકજ સજા થતે. હું કોણ છું કે જે તમોને પ્યાર જાહેર કરવાની સરકશી કરે? હા, એક વખત હું એક ગ્રહસ્થ આસામી હતો પણ હાલમાં--હાલમાં હું એક જુગારી અને વીખડેલ પુરૂષ છું. ઓ મને હીણો ના, મને પુરેપુરો સમજી લેવો," ફ્લોરીસને કમકમીને એક ખુણામાં દબાતી જોઇ તે બોલી ઉઠયો. "હા, ગયે મહીના સુધી હું તેવોજ હતો, પણ મહારી જીંદગીમાં માહરા આચાર વીચારમાં ગયા માસથી એકદમ ફેરફાર થયો છે. તમે મને ઉગારીઓ, તમો પ્રત્યે મને અતી અતી ઘણું માન બરપા થયું, માહરા જીગરમાં પ્યારની લાગણી

ભરપા થઇ. તમો વારંવાર માહરી નજરે પડયાં અને તે દરેક વેળાએ માહરા પ્યારે એટલું મોહટું રૂપ લીધું કે હું વધુવાર માહરી લાગણીઓને કાબુમાં રાખી શકયો નહીં. હું જાણુનો'તોજ કે તમે મને તમારી નજરથી હાંકી કાઢશોજ. છતાં હું અટકી શકયો નહીં. તમારી પવીત્ર સુંદરતા, તમારી નેકી અને ભલાઇએ માહરામાં કીધેલો ફેરફાર તમોને જણાવ્યા વીના હું રહી શકયો નહીં."

તે હવાં થોભ્યો અને એકાદ સ્વપનામાંથી જાગ્રત થઇ હોય તે મીસાલ ચોંકીને ફ્લોરીસે તેના ભણી ડોક ઉંચકી મગર હાથની ઇશારતથી તેણે તેણીને ચુપ કીધી.

"હમણાં બોલતાં ના. મને થોડીક પળ વધુ આપો અને પછી તમોને ચાહે તેવી રીતે માહરી સાથ વર્તજો. હું એક આબરૂદાર કુટુંબનું ફરઝંદ છું મગર હાલને સાધારણ છું. અલબત્તાં, હું આટલા વખતમાં તમારૂં દીલ એટલું વાંચી શકયો છું કે ગરીબાઇ યા તવંગરીની તમોને લેશબાર તુંબા નથી. પાણાની રમતમાં હું ઘણું સારૂં કરી જાણુંચ ને તેમાં હું હજીબી ચાહું તો ઘણી રકમ પેદા કરી શકું, મગર હવે તે ચીજને હાથ વટીક નહીં લગાડવાના મેં પાક સોગંદ લીધાચ. મેં ઠરાવ કીધોચ કે આ જીંદગીમાં જો જીવવું તો માહરે એકજ રસ્તો અખત્યાર કરવો અને તે પ્રમાણીકપણું અને શુદ્ધતા છે. જો કે મને આગલ થવાના ઘણા થોડા સંજોગો છે છતાં મને હીંમત અને આશા છે. તમો ધારો તે કરતાં હું જવાન છું." ફીકકું હસ્તાં તે બોલ્યો. "જો કે માહરા બાલ સફેદ છે, અને માહરી છકેલ જીંદગીએ માહરા ચહેરામાં ઘણો ફેરફાર કીધોચ, છતાં દુન્યામાં આગલ વધવાની અને તમો માહરી ઉપર વીશવાસ રાખી શકો તો તમોને સુખી કરવાની દરેક આશા રાખવા જેટલો હું જુવાન છું. તમારે ખાતર તન અને મનથી દરેક રીતે આગલ વધવાને ખંતી અને ઉલટમંદ છું. તમે તે કબુલ કરશો? તમે માહરા પર વીશવાસ

રાખી શકશો? તમે મને તમારો થવાની સહેજબી આશા આપી શકશો?"

તે વાંકો વળ્યો, અને લાગણીથી ધ્રુજતો પોતાનો હાથ તેણી ભણી લંબાવ્યો. ફ્લોરીસ એક પુતલા પેરે સ્થીર બેસી રહી. તેણી કયાં હતી તેનું વરીક તેણીને ભાન નહીં હતું.

તેણી શું બોલે? તેના કાકલુદી ભર્યાં શબ્દોએ તેણીને આજેજ કરી નાંખી હતી. તેના પ્યાર વીશે તેણીને સહેજબી શક નહીં હતો. તેમા દરેક શબ્દમાં સચ્ચાઇ સંભલાતી હતી.

તેણે પોતાના પ્યારના બદલામાં તેણી પાસે પ્યાર નહીં માંગ્યો હતો. તેણે તેણીએ પોતાપર ભરૂસો રાખવા, પોતાની પરહેજગાર થવાની અને પોતાને રસ્તે જવામાં મદદ થવાની ને તેણીને સુખી કરવાની આરજુ કરી હતી!

તેણી કાંય નહીં હા કહે? કાંય નહીં તેના પર ભરૂસો રાખી તેમે મદદ કરે? હવે તેણી માટે જીંદગીમાં ખુશાલી જેવું હતુંજ શું? તેણીની જીંદગીની ખાસ નેમ શું રહી હતી? અને ત્યારે કાંય નહીં તે આ માણસને સુખી કરવાની કોશેશ કરે?

"આહ, તેણીને ચુપ રહેલી જોઈ દુ:ખથી એક નીસાસો ફેંકતાં તે બોલ્યો. "હું જોઉંચ કે એ ધારવું ફુઝુલ છે. ખચ્ચીત તેમ થઇજ કેમ શકે? માહરા જેવા એક રખડેલ બદમાશ, તમો જેવાં નીર્દોશ અને ભલાં બાનુને મેલવવાની આશા રાખીજ કેમ શકે? અલબતાં માહરે વાસ્તે એકજ જવાબ હોવો જોઇએ. તમારી આગલથી ચાલી જઇ, એક પ્રમાણીક જીંદગી ગુજારવા, અને તમોને ભુલી જવા, તમે મને ફરમાવશો. પણ તે બની શકશે નહીં. હું કદી તમોને ભુલીશ નહીં, પણ તમોને માહરા એક મદદગાર ફીરેસ્તા તરીકે સદા યાદ કરીશ, કે જેણે મને આ ધરતીપર જીવવાનો ખરો માર્ગ બતાવ્યોચ."

ધાડા ધ્રુજતા અવાજે બોલાયલા તે શબ્દો સાંભળી ફ્લોરીસની આંખોમાં પાણી ભરાઇ આવ્યાં.

એક ઉંચા ખડકને નાક ઉભેલો એક જીવ પાસે આવેલી ઉંડી ખીણમાં ગબડી પડતાં પોતાને બચાવવા તેણી તરફ મદદ માટે હાથ લંબાવતો હોય તેવુંજ તેણીને તે પળે લાગ્યું

તેણીએ પોતાની આંખો તેના કાકલુદીભર્યા ચહેરા ભણી ઉંચકી. તેણે તેણીની આંખમાં આવેલાં આંસુ જોયાં અને આશા તેના જીગરમાં ઉત્પન થઇ.

"સબર" તેણી બોલી, "તમે માહરૂં સાંભલ્યું નથી. મેં તમોને કહ્યું નથી કે——"

"તમે શું કહેવા માંગોચ?" તે અધીરતાથી વચ્ચે પડયો. "ઓ બોલો, ખુદા ખાતર મને જલદી જવાબ આપો. જુવો, હું તમોને દરેક બાબદમાં તાબે થવા તૈયાર છું."

એક ધીમી ધ્રુજરી તેણીનાં બદનમાંથી પસાર થઇ ગઇ.

"મને તમે મુતલગ ઓળખતા નથી. માહરે વીશે તમે કશું જાણતા નથી-" તેણે વળી પાછી તેણીને બોલતી અટકાવી.

"હું એટલુંજ જાણુંચ કે હું તમોને ચાહુચ. બીજું કાંઇબી-"

તેણીએ નરમાશથી ડોકું હલાવી તેને ચુપ કીધો.

"તમે તમારી જીંદગીને હેવાલ માહરી આગલ ખુલ્લો કીધોચ ત્યારે માહરેબી તમોને જણાવવું જોઇએ, જો કે આપણે છુટાં પડવાનાં છીએ-"

"ઓ છુટાં પડવાનું ખુદા ખાતર ના બોલો," તેણે કાકલુદી કીધી.

"જો કે આપણે છુટાં પડવાનાં છીએ. છતાં માહરે તમોને જણાવવું જોઇએ કે માહરી જીંદગીમાંથી એક એવો બનાવ બન્યોચ કે—કે—ઓ, હું બોલી નહીં શકતી?" અને એક ડચકું તેણીનાં ગળાંમાંથી નીકલી પડયું.

"ના બોલો, તમારી લાગણી દુખાતી હોય તો રહેવા દેવો. ઓ, હું ફકત હાલની અને ભવીષ્યની વાત કરવા માંગી લઉંચ. માહરી પર વીશવાસ રાખો. માહરી પરણેતર થઇ મને સુખી કર ને સઉ સારૂંજ થશે. મને ખાત્રી છે કે હું તાહરી જીંદગી ઘણીજ સુખી કરીશ, એટલી સુખી કે તાહરી જીંદગીમાં ગમે એવો ગમખ્વાર બનાવ બન્યો હશે તે વટીક હું તુંને ભુલાવી શકીશ."

તેણી ખામોશ રહી.

"હું તાહરો પ્યાર નથી માંગતો," તેણે ચલાવ્યું. "હમણુજ. આય ઘડીએ તે હું નથી માંગતો. વખત જતે–"

"નહી" ધીમા અવાજે તેણી બોલી. "તમે માહરો પ્યાર નથી માંગ્યો, અગર તમે તેમ કરતે તો હું અત્યાર આગમચનો તમોને જવાબ આપી શકતે. હું તમોને ચાહી શકીશ નહી."

આશાએ તેના ગાલ પર જે રતાશ પાથર્યો હતો તે નાશ પામી તેનો ચહેરો તમામ ફીકકો પડયો.

"હું તમોને ચાહી શકીશનહી." હીંમત અને મકકમતાથી તેણી બોલી. "તે લાગણી માહરાં જીગરમાંથી નાબુદ થઇચ. હું કદી કોઇનેબી ચાહી શકીશ નહીં. પ્યાર જેવી ચીજ મહારી પાસે હૈયાત નથી, અને ત્યારે, તમે જ્યારે ખુલ્લાં દીલથી મને બધું જણાવ્યું તો તે છુપાવવામાં શું હું વાજબી કહેવાવું?" તેણે પોતાની મોહટી ભુરી ચશમો કાકલુદી બરી રવેશે તેના ભણી ફેરવી.

"તમે મને તમારા પર વીશવાશ રાખવા જણાવોચ." તેણીએ વધાર્યું "પણ મરદો પરનો માહરો વીશવાસ કેટલી હદ સુધીનો મરણ પામ્યોચ તે જો તમો જાણતા હતે તો હું નહીં ધારતી કે તેવી માંગણી તમે કરતે!" તેણીની આંખમાં આંસું ભરાઇ આવ્યાં પણ તેણીએ ઝડપથી તે લુછી નાંખ્યાં "હું તમોને માહરો જવાબ આપું તે આગમચ માહરે તમોને બધો ખુલાસો કરવો જોઇએ. તે

ઉપરથી તમે પોતેજ જોઈ શકશો કે તમારા પ્યારના બદલામાં માહરો પ્યાર મેળવવો તદન અશક્ય છે. ત્યાર પછી બી જો તમે એમજ ધારતા હોવો કે હું તમોને સુખી કરી શકીશ-તમે તે બધું છતાંબી મને તમારી પરણેતર—"

"તો શુ 'હા' કેહશો? માહરી પરણેતર થવા કબુલશો?" તે અધીરાઇથી વચ્ચે પડયો. "ઓ, બસ મને એજ જવાબ જોઇએચ. માહરે એક શબ્દબી જાણવો નથી. વહી ગયલા બનાવો વીશે સહેજ પણ જાણવાની મને તુંબા નથી. સહેજબી નહીં! કારણ માહરી ખાત્રીજ છે કે ગમે તે થયું હશે મગર તું પોતે તો તદન બેગુનાહ અને પવીત્રજ હશે!"

"મહેરબાની કરી ધીરજથી મને સાંભલો." તેણી બોલી "તમે મંને ફકત અત્રે ફ્લોરન્સમાંજ જોઇચ, અને શાંત એકાંત જીંદગી ગુજારનાર એક એકમાર્ગી અબળા જાણવા સીવાય બીજી માહરે વીશે તમોને કશીજ ખબર નથી. અરે, ફકત થોડાક વખતની આગમચ તો હું એક ઘણીજ સુખી, અને ખુશાળ તરબીઅતની એક હસ્તી બોલતી છોકરી હતી. હુ નહીં ધારતી કે તે વેળાએ માહરા કરતાં બીજું કોઇબી વધારે સુખી હોય" અને તે ફીકકું હસી "હું એટલી સુખી હતી કે હુ કોઇક વાક બહીતી હતી કે રખે તે એક સ્વપનો હોય ને તે જલદીજ-"

"હું તમારી લાગણી સમજી શકુંચ," ધીમા લાગણી ભર્યા અવાજે તે બોલ્યો. "મને પોતાનેબી લાગેચ કે તમારો એકજ 'હા' નો જવાબ મલે તો હું નહીં ધારતો કે માહરા જેવો સુખી માણસ દુન્યામાં કોઇબી હોય!"

'હું એક જણ સાથ અદરાયલી હતી કે જેણે હું ખરાં જીગરથી ચાહતી હતી." એક ધીમા નીસાસા સાથ ફ્લોરીસે આગલ

ચલાવ્યું. " કદી કોઇ ચાહી નહીં શકે એવા ઉંડા પ્યારથી હું તેને ચાહતી હતી, અને તે જો કે પૈસા અને પદવીમાં માહરાથી ઘણો ચઢયાતો હતો છતાં બધાંઓ ધારતાં હતાં કે હમારૂં જોડુ ઘણું મજેનું હતું અને હમે ઘણાં સુખી થઇશું. મને તેના પ્યારમાં સંપુર્ણ ખાત્રી હતી. છેવટની ઘડી સુધી મેં તેની ઉપર વીશ્વાસ રાખ્યો હતો, હમણાં વટીક હું જ્યારે તે વીશે યાદ કરૂંચ ત્યારે મને વહેમ આવેચ કે તે એટલી હદ સુધીનો ઘાટકી અને સંગ દીલનો કેમ થઇ શકે ! " તેણી સહેજ થોભી. અસહય દુ:ખથી પીડાતી હોય તેમ તેણીનો ચહેરો સફદ ચાદર સમાન ફીકકો પડયો.

"મને શું કરવા કહેચ ? તાહરા જીવને શા માંટે સંતાપેચ ડારલીંગ ? " તેણે કાકલુદી કીધી.

'એક દીવસ, ' તેનું બોલતું સાંભલ્યું નહીં હોય તે મીસાલ તેણીએ પાછું બોલવા માંડયું. " એક દીવસ એક નોકર છોકરી એક ગલીચ વાત મને કહેતી આવી, જો કે અલબતનાં મેં તે માનવા સાફ ના પાડી. તેણીએ મને જણાવ્યું કે માહરો આશક મને બેવફા થતો હતો—"

તે સહેજ ચોંકયો પણ તેણીનું ધ્યાન ખેંચાયું નહીં.

" એક ઉમરાવના મહેલમાં હમે તે વેળાએ પહરોણાં હતાં. અને તેણીએ મને જણાવ્યું કે હમારી સાથે આવેલાં પહરોણાંઓ માંહેલી એક બીજી બાનુને તે ચાહતો હતો, કે જેણી સાથ તેજ રાત્રે નાહસી જવાની તેણે ગોઠવણ કરી હતી. હું કે જે તેને જાનથી જ્યાદા ચહાતી હતી, જે તેને ખાતર જીવબી આપવા તૈયાર હતી, જો અગર તે મને પોતાને આવી કહેતે કે તે બીજીને ચાહતો હતો તો તેનાં સુખને ખાતર હું માહરાં સુખના ભોગેબી તેને છુટાપણું બક્ષતે તેવી એકને આવી બદમાશી ભરી રીતે ઠગવાની ગોઠવણ કરી ચુકો હતો. " અને તેણીનાં ગુંગળાતાં ગળાંમાંથી એક ઇચકું નીકળી

પડયું. ને સહેજબી હાલ્યો કે બોલ્યો નહી. તેના મગજમાં કોઇએ એકાદ સાબુત ફટકો લગાવ્યો હોય તે મીસાલ તે દીગમુઢ થયલો બેસી રહયો.

"મેં તે છોકરીનું કહેવું તદન તુચ્છકારી કાઢયું. અને કીના કપટથી જોડેલી એક વાહીયાત બાબદ જાણી હસી કાઢી. હું—હું—અરે ખુદા જાણે હમણાંજ તે બધો બનાવ બનતો હોય તેવું મને લાગેચ. તે મને બેવફા થયોચ તેને જ્યાં સુધી દેખીનો મજબુત પુરાવો મને મલે નહીં. ત્યા સુધી મેં તે માનવા ધસીને સાફ નાપાડી. તેણીએ પુરાવો આપવા ચાહયો. તે દહાડે બપોરે તે મને કોનઝરવેટરીં તરફ ધસડી ગઇ ને મેં તેને તે ઓરત સાથ પ્યારની વાતચીત કરતાં કાનોકાન સાંભલ્યો, નજરે જોયો. હું--હું--વધુ બોલી શકતી નથી. ઓહ બ્હહરી પર દયા કરો. મને છોડી જાઓ," અને બન્ને હાથોમાં મોહું ઘાકી ગમખ્વાર દચકાં ખેંચતી તેણી જીગરતોડ રડી પડી. ગરીબ બાપડી! તેણીની માતાના મરણ પછી આજે પહેલીજ વાર તેણી એ રીતે પોતાનાં જીગરને ખલાસી આપી શકી હતી! અને તે?

તે તો જાણે પથ્થર બની ગયો હતો. તેનું તો જાણે મગજજ ખીસી જતું હોય એવું તેને લાગ્યું.

જે છોકરીને અઠાગ પ્યારથી તે ચાહતો હતો, જેનાં રતીભાર સુખને ખાતર ગમે તે ભોગ આપવા તૈયાર હતો, તેનુંજ તેણે સત્યાનાસ વાલ્યું હતું! ધીમે ધીમે તે સઘળાંનું તેને ભાન થયું. તે ફટકો ઘણો સાબુત હતો. જાણે તેના જીગરના કોઈ ટુકડા કરી નાંખતું હોય એવું તેને લાગ્યું.

નીરદોષ મીઠી આંખો વાલી તે મધુર ખુબસુરત છોકરીનો તેણે નાશ કીધો હતો, તેણીની ઉગતી જીંદગીને કચડી નાંખી હતી! ત્યારે તેણી લીલીઅન વુંડ નહીં પણ ફ્લોરીસ કારલાઇલ હતી!

# પ્રકરણ ૩૧ મું.

ફ્લોરીસ કારલાઇલ! તેની આંખે તમ્મર આવવા લાગ્યાં, અને તેણે મજબુત હાથે એહક પકડી લીધી. અત્યંત પસ્તાવા અને દુઃખથી ઉભરાંતાં જીગરે તેણે તે રડતા આકાર ભણી નજર ફેંકી.

જે સ્ત્રીના પવીત્ર સ્પર્શથી તે બચ્યો હતો, જે સ્ત્રીએ તેને ખરાબીની ઉંડી ખાહીમાં ગબડતો અટકાવી તેના એક રાહનુમાઇ ફીરેસ્તાની જગ્યા લીધી હતી, તેજ સ્ત્રીને તેણે કેવી ઘાટકી રીતે ઠગી હતી! જે માણુસ પ્યારને તુચ્છકારી કાઢતો હતો, તેણે પોતે જે છોકરીની ખરાબા શોધી હતી તેજ છોકરીને પોતાનુ જીગર અપંણુ કીધું એ શું તે પાક કીરતાર તરફની તેને સજા નહીં હતી? તે શું બોલે? તે કેવી રીતે તેણીને જણાવી શકે કે તેણીને હંમેશની દુઃખી કરનાર તે પોતેજ હતો?

એક પળ તેને એક મજબુત લાલચ થઇ. તે શું કરવા તેણીને તે જણાવે? તે કાંય નહીં તેણીને પોતાની પરણેતર બનાવે, અને પછી પાછલથી તેણી જાણે તો કશી હરકત નહીં હતી. પણુ નહીં. તેના ભલા વીચારો તેની મદદે આવ્યા. તે ગમે તેવો બુરો હતો પણુ તેણીને હવે વધુવાર ઠગવાનું તેનું જીગર ચાલ્યું નહીં.

તેનું માથું ઝુની પડયું. તેણી આગલ સઘળું ખરૂં કહી દેવાનું પોતાનો ગુનાહ કબુલ કરી દેવાનું તેનું ઘણું મન કર્યું, પણુ તેની હીંમત થઇ નહીં, તેનાં ગળાંમાંથી કાંઇપણુ શબ્દ નીકલી શકયોજ નહીં.

તે ઠોભ્યો. દુઃખથી ઘુમતાં મગજે, તેણીનાજ ફરી બોલવાની રાહ જોતો તે ગુપચુપ ઠોભ્યો.

પોતાની લાગણી પર કાબુ મેળવવાની એક મજબુત કોશીશ કરતાં ફ્લોરીસે ડોકું ઉંચકી તેના ભણી જોયું, અને પોતાનો હાથ

તેના તરફ લંબાવ્યો, પણ તેણે તે લીધો નહી. તે પાક નારને પોતાના પાપી સ્પર્શથી અપવીત્ર કરવાનું તેનું દીલ ચાલી શક્યું નહીં.

"મને-મને માફ કરો." તેણી બોલી, "હું ઘણી એખલપેટી છું કે તમોને સુખી કરી શકતી નથી. પણ હું એ બધું ભુલી શકતી નથી. જાણે ગઇ કાલેજ એ બનાવ બન્યો હોય તેવું મને લાગેચ. હવે-હવે તમે જાણી શકશો કે એ બનવું કેટલું મુશકેલ છે. અને હું તમારી પરણેતર થઇ શકીશ નહીં. ખરૂંની?"

તેણે બોલવા ચાહયું. પણ તે શબ્દો તેના હોથ ઉપરજ મરણ પામ્યા.

"આહ, હું ખુશી છું કે તમો બરાબર સમજી શકોચ" તેને ચુપ જોઇ છુટકારાનો સહેજ દમ ખેંચતાં તેણી બોલી. "પણ હું તમારી અત્યંત આભારી છું. તમો માહરા તરફ એવી માયાળુ રીતે વર્તયાચ કે હું તમોને નાસીપાસ કરવા વાસ્તે ખરાં જીગરથી દલગીર છું. વીશવાશ, મને તમો માટે પુરતો છે. હું નહીં ધારતી કે તમોએ ધરેલી નેક રાહ છોડી તમો પાછા અસલ જીંદગીમા જવા લલચાવો. અગર જો, તમે, મને, તમોને દુખી કરવા વાસ્તે ખરાં દીલથી માફ કરી શકતા હોવો તો મને પ્રોમીસ આપો કે તમારા ભલા ઠરાવને તમે વળગી રહેશો." હજી તે ચુપ રહયો.

તેણીએ એક ધીમો નીસાસો નાખ્યો.

"તમો મને તે વચન આપશો," તેણીએ કાકલુદી કરી "તો માહરી કંગાળ જીંદગીમાં હું એકપણ જણનું સહેજઅમી ભલું કરી શકીચ એ વીચારથી માહરાં એકાંતવાસમાં મને થોડો ઘણો સધયારો મલશે. તમારા ભલા ઠરાવને વળગી રહેવાનું તમે મને નહીં 'પ્રોમીશ' કરશો?"

તેણીએ માયાથી તેના તરફ હાથ લંબાવ્યો, જે તેણે પોતાના ગરમ હાથમાં પકડયો.

"હું પ્રોમીસ આપુંચ." તે ધાડા અવાજે બોલ્યો. "હું પ્રોમીશ આપુચ, ને તમે જોશો કે હું તે સદા યાદ રાખીશ ને ખરાં દીલથી પાળીશ."

તે વધુ બોલી શકયો નહીં. તે વધુ બોલવા માટે પોતે જાણે પોતાનો ઇતબાર કરી શકયોજ નહીં. તેણે તેણીનો હાથ ધીમેથી છોડયો, અને અત્યંત નાસીપાસીની એક અતી ગમખ્વાર નજર તેણી તરફ ફેકતાં, તે તેણીને છોડી ગયો. મહોતની તેપ મળેલા એક આદમી ગીસાલ, તમામ લહડતે પગલે, તેણે પોતાના ઉતારાનાં હોટેલ તરફનો રસ્તો લીધો.

તે જે હોટલમાં ઊતર્યો હતો, તે ત્યાંનું સર્વથી સરસ અને જાણીતું હતું, અને તે માહેલા સર્વથી સરસ 'રૂમ્સ' તેણે રોકયા હતા.

તેણે ફ્લોરીસને જણાવ્યું હતું કે તે હાલ ગરીબ હતો, મગર, તેણે તેણીને જણાવવાના ખાખસુસ અખાડા કીધા હતા કે તેણી સાથની ઠગાઇથી મેળવેલી દોલત ધરમખાતાંમાં આપી દેવાનો તેણે ઠરાવ કીધો હતો.

હોટેલમાં પહોંચતાં સાથ તે લાગલો હોટેલના માલેક આગલ ગયો, કે જે પોતાની પરણેતર સાથ મોટે મોટે કાઇ વાત કરવામાં રોકાયલો હતો. તેને વાતમાં ખલલ નહીં કરવાની મકસદથી, ઓસ્કાર રેમંડ ત્યાં આવેલી બારી આગલ થોભ્યો.

તે બંધે ધણી મોટે વાત કરતાં હતાં, અને તે વાતચીતના કેટલાક શબ્દો તેના કાને પડવા લાગ્યા તે ઊપરથી તે જાણી શકયો, કે કાંઇ જગ્યાની તંગી પડવા બાબે તેઓ વાદનીવાદ ચલાવતાં હતાં.

કોઇ ઇંગલીશ ઉમરાવ પોતાના બે ચાર મીત્રો સાથ ત્યાં આવવા ચાહતો, જ્યારે તે હોટેલ તદન ચીકાર હોવાથી તેઓ તેને ઉતારો આપી શકતા નહીં હતાં.

"એ હંમેશ એમજ થાવચ," હોટેલનો માલીક ઉશકેરાઇને બોલતો સંભળાયો. "જ્યારે હોટેલ ભરેલું છે ત્યારે એવાં નામીચાં માણુસો આવેચ ને તે લોકને ના કહેવું પડેચ, ને નહીં ત્યારે જગ્યા હોય ત્યારે એવું કોઇ આવતું બી નથી."

રેમંડ તુરત તેની નજીક ગયો.

"તે લોકને માહરા રૂમ્સ મળી શકશે.' તે બોલ્યો. "હું આજે રાતે ફ્લોરન્સ છોડી જાઉચ."

"પણ, સીનોર—-"

"તમોને અરધા કલાકમાં તે મલી શકશે." તેણે તેને અટકાવ્યો. "માહરો લગેજ તમે સ્ટેશન પર મોકલી દેજો."

સીનોર રેમંડ જેવા ભલા અને ઊદાર દીલના ગ્રાહકને ખોહવા માટે તે માલેકે ઘણી દલગીરી દરશાવી અને તેની આ ભલાઇ માટે ઘણું હેશાન જાહેર કર્યું

"તમે સમજયાની, સીનોર, તે એક કોઇ મોહટો ઇંગલીશ મીલોર્ડ છે—ઘણાજ મોહટા અને સ્વભાવીક રીતે તેઓને હયાં આવકાર આપવા હું ઘણો આતુર છું."

"તે કોણ છે?" રેમંડે બેદરકારીથી સવાલ કીધો.

તેણે તે નામ ઘણું યાદ કર્યું, પણ તે ઇંગલીશ નામ તે બાપડાને ધ્યાન આવી શકયું નહીં, અને તેણે નાસીપાસીથી ડોકયું ધુંણાવ્યું. રેમંડ પોતાના રૂમમાં ગયો અને અર્ધા કલાકમાં તેણે બધું તઇયાર કરી લીધું. ત્યાર પછી તેણે તે રૂમની ચાવીઓ તે

હોટેલના માલીકને સપુર્દ કરી, અને બીલ ચુકવી, સ્ટેશન ભણીનો રસ્તો લીધો. કાંઇબી વધારે વીચાર કર્યા વના તેણે 'પેરીસ'ની ટીકીટ લીધી.

હાલમાં તે જાણે કશાનો વીચારજ કરી શકતો નહીં હતો. દર પળે તેની નજર સામે તે મીઠા ચહેરાની રડતી છોકરીનો દેખાવ તેને સંતાપતો હતો. તે છોકરી કે જેનું તેણે સત્યાનાશ વાલી નાંખ્યું હતું, અને જેને હજીબી સુખ કરી શકવા પોતાના જાનના ભોગેબી, બની શકે તો, તતપર હતો.

મનમાં પોતાને હઝારો કદુવા કહેતો, તે સ્ટેશન પર આમથી તેમ ફેરા ખાવા લાગ્યો. તે પોતાના વીચારોમાં એટલો મશગુલ હતો કે ત્યાં આવી લાગતી ત્રેનની થતી દોડાદોડ ઉપર વટીક તેનું ધ્યાન ખેંચાયું નહીં. તેના સઘળા વીચારો ફ્લોરીસ કારલાઇલ માટેજ રોકાયલા હતા! અંતે ત્રેન આવી લાગી, અને ત્યારે, ત્યાં થતી ભચડાકચડીમાંથી બચવા, તે સહેજ બાજુએ થવા ગયો, જેવામાં, પહેલા વર્ગના દબ્બાનું બારણું ઉઘાડી ઉતરતા એક ઉતારૂ ઉપર તેની નજર પડી.

તે લોર્ડ નોરમન હતો!

તેને જોતાં સાથ, એક પળ ઓસ્કાર રમંડ દીગમુઢ બની ગયો, પણ પછી મુશકેલીથી પોતાપર કાબુ મેળવતાં, સમયસુચકતા રાખી તે એક થાંભલા પછવાડે છુપાઇ ગયો.

લોર્ડ નોરમને તેજ દબ્બામાંથી બીજા કોઇને ઉતારવા હાથ આપ્યો, અને તે કોઇજ નહીં પણ લેડી બ્લાંશ હતી.

તેઓની પુઠે લોર્ડ શીમુર- લેડી બ્લાંશનો પીતા હતો, અને ત્યાર પછી બીજા વર્ગના ઊતારૂઓમાંથી તેઓના બે 'વેલેટ' તથા લેડી બ્લાંશની 'મેડ' તેઓને આવી મલ્યાં.

તે દેખાવ જોઇ, રેમંડે એક પળમાં પોતાનાં મનમાં સઘળી ગણત્રીઓ કરી લીધી.

તેઓ પરણ્યાં હતાં!

તેનું માથું ઝુમી પડયું, અને પોતાને પડી જતો બચાવવા તેણે તે ઠાંભલો પકડી લીધો.

તેઓ અંતે પરણ્યાં હતાં! તેણે રચેલો પ્લાન એટલી બધી હદ સુધી ફનેહમંદ થઇ ચુકયો હતો!

લેડી બ્લાંશે જીત મેળવી હતી, જ્યારે ગરીબ નીર્દોષ ફલોરીંસ કારલાઇલ, આખી જીંદગીમાં, આશાનાં એકબી ઝળકતાં કીરણ વના એકળવાઇ દુઃખી હાલતમાં ઝુરપંજર પડી હતી.

નાસીપાસીનો એક વધુ ચમટો તેનાં જીગરમાં તુટો, અને ઝનુનથી તેનો ચહેરો લાલ થયો.

લોર્ડ નોરમનની બાજુમાં ઉભેલી લેડી બ્લાંશ, હાલમાં વધતીજ ખુબસુરત લાગતી હતી, અને, "હું આખરે જીત મેળવી ચુકીચ.', એ શબ્દો તેણીની આંખમાં તેણીના તમામ હાવભાવમાં પ્રગટ લાગતા હતા.

એ રીતે તેણી સામે ટીકતાં, તેની નજર આગળ ફરી પાછો તે ફીકકો ગમગીન ચહેરો આવી ઉભો.

ઝનુનથી તેણે દાંત પીસ્યા, બીડેલી મુઠ્ઠીઓ સાથ તે તેણીની સામે ધસવા ગયો, મગર પોતે કોણ તે વીચાર થતાં તે નાચારીથી પાછળ રહ્યો.

એક અત્યંત ભપકાબરેલી ગાડીમાં ગોઠવાઇ તે સઘળાં ત્યાંથી ઉપડી ગયાં ત્યાં સુધી તે ઠોભ્યો.

અને પછી તેઓની પુઠે ચાલતો થયો.

તે હોટેલમાં પહોંચ્યો ત્યારે, અલબતાં જે થવું જોઇએ તેમ, તે મોટે ઘરનાં પહરોણાંઓની ધમાલમાં તે હોટેલ તળે ઉપર થતું હતું.

તે સઘળી ગડબડ અને દોડાદોડીમાં, તે પાછો ફર્યો હતો તેની ઉપર કોઇનું ધ્યાન ખેંચાયું નહીં. કાંઇ બી ઠરાવ પર આવ્યા વના, તે થોડીક પળ ડ્રોઇંગ રૂમમાં એકાદ ખુનામાં થોભ્યો, એવામાં એકાએક તેના મનમાં કાંઇ વીચાર આવ્યો.

તે તુરત ઓફીસ રૂમમાં ગયો, અને "વીઝીટર્સ બુક" ઉંઘાડી. તેઓ પરણ્યાં હતાં તે બાબે તો તેને સહેજબી શક નહીં હતો, છતાં તેણે પકકી ખાત્રી કરી લેવા ચાહયું. ધ્રુજતા હાથે તેણે પાનાં ઉખલાવ્યાં, અને તે દીવસનાં આવેલાં પહરોણાંઓનાં નામ જોવા વાંકો વલ્યો.

છુટકારાની એક ધીમી બુમ સાથ તેણે તે ચોપડી બંધ કીધી, અને કપાલ પર ફુટી નીકલેલો પરસેવો નુછી નાંખ્યો.

તેણીએ પોતાનું નામ બ્લાંશ નોરમન નહીં પણ બ્લાંશ સીમુર લખ્યું હતું!

ત્યારે હજી તેઓ પરણ્યાં નહીં હતાં!

# પ્રકરણ ૩૨ મું.

'હોટેલ ઇટાલ્યા'ની પહેલા માલની 'બાલ્કની' ઉપર, લોર્ડ નોરમન, એક આરામ ખુરશીપર અઢેલાવલો હતો. તેના જમણાં હાથનાં આગળાં વચ્ચે એક સીગાર પકડાયલી હતી, અને તે કોઇ ઉંડા વીચારમાં ગરક ગયલો માલમ પડતો હતો.

આપણે તેને છેલ્લો જોયો તેનાં કરતાં ઉમરમાં તે ઘણો બરાઇ ગયલો લાગતો હતો, અને તેને થયલા અકસમાતની ઇંધાણી દાખલ એક લાલ લીસોતો તેનાં કપાલ પર દીસતો હતો. તેની ગમગીન

આંખો ઉંડી નાશીપાસીની ગવાહી પુરતી હતી. દુન્યામાં જીવનું બીલકુલ બ્યર્થ હોય—તમામ આદમી તરફનો વીશવાસ ઉડી ગયો હોય, એવોજ ભાસ આપતો તેનો તમામ દેખાવ હતો.

ગમગીન ચશમો અને ગંભીર ચહેરે તે તદન સ્થીર બેઠો હતો, જ્યારે તેના વીચારો તેને આગલા વખતના તે બનાવ તરફ ઘસડી જતા હતા કે જે વેળાએ ફ્લોરીસ તેની પડોશમાં બેસી તેની સાથ પ્યાર કરતી હતી અને જ્યારે તે પોતે પોતાને દુન્યામાં સર્વથી સુખી પુરૂષ ધારતો હતો.

તે પોતાના વીચારોમાં એટલો મશગુલ હતો કે કોઇનાં નાજુક નરમ પગલાં તેની બાજુમાં વાગ્યાં તે વડીક તેણે સાંભલ્યાં નહીં, અને લેડી બ્લાંશે તેની તમામ લગોલગ આવી તેનાં ખભાં પર પ્યારથી હાથ મુકયો ત્યારે અને ત્યારેજ તેણીની હાજરી વીશે તેને ભાન થયું.

"બધું કેટલું સુંદર છે, બુસ!" બાલકનીમાંથી ત્યાંનો રળીઆમણો દેખાવ નીહાળતાં તેણી બોલી. "મને 'ફ્લોરન્સ' હમેશ ઘણું ગમતું'તું, અને તેમાં આજે તો જાણે ખચ્ચીતજ ઘણું ખુશનુમા લાગેચ."

તેણે જવાબમાં માત્ર ડોકું ધુણાવ્યું.

તે ઘણું બોલનારો તો હતોજ નહીં, મગર ફ્લોરીસની બેવફાઇ વીશે તેની ખાત્રી કરવામાં આવી ત્યાર પછી તો તે વધતોજ મુગો થઈ ગયો હતો, અને તે ખાસ અગત જોગું બોલવા સીવાય તે કવચીતજ કાંઇ બી વાતમાં ભાગ લેતો.

"બીચારા પપા તો સુઇ ગયા." ધીમા મધુર અવાજે તેણીએ વાત કરવી ચાલુ રાખી. "બીચારા તદન થાકી જાયચ. તમે શું ધારોચ, બુસ, આજે એવણે મને શું કહયું હશે?" અને તેણી મીઠાસથી હસતા ચહેરામાં લાલ થઇ.

"કોણ જાણે" તેણે બેદરકારીથી જવાબ દીધો.

"એવણ બોલ્યા કે આપણા લગન થાય ત્યાં સુધી આય મુસાફરી કરવાનું મુલતવી રાખતે તો સારૂં; કારણ આપણું 'હનીમુન' હોય તેવુજ જાણે લાગેચ ને એવણ તો બીચારા એકલા પડી જાયચ. આપણે એવણને સાથ લાવવામાં ઘણી જબરદસ્તી વાપડી, પણ કાંઇ નહીં એવણને એ ચેન્જથી ફાયદોજ થશે, ને માહરી ખાત્રી છે, બ્રુસ, કે તમોનેબી અત્યાર સુધીમાં ઠીક ફાયદો થયોચ. નહીં વારૂં?"

"મને ફાયદો થવા જેવું કાંઇ કારણજ નહીં હતું, પણ તુ તેમ ધારતી હોય તો કદાચ હશે." તેણે ઠંડો જવાબ કર્યો. "હુ ધારૂંચ બ્લાંશ કે તારા ભેજામાં કાંઇ મઝબુત ધખારાએ ઘર કીધુંચ કે મને આ મુસાફરીથી ફાયદો થશે. એમ કરીને તું મને ઘણો—"

"હા, હા, હું જાણુંચ, બ્રુસ." તેણીએ હસીને તેને અટકાવ્યો, પણ તેના જોવામાં નહીં આવ્યું કે કાંઇ ચોકકસ યાદ થતાં ગભરાટથી તેણીનો અવાજ સહેજ લડડયો. "પણ ખરૂં પુછાવો તો હું પોતે ઇંગલાંડ છોડી જવા ઘણી આતુર હતી. હું ઇંગલાંડથી કંટાલી ગઇ હતી, ખાસ કરી સ્કોતલંડથી."

"પણ સ્કોતલંડને ઇંગલાંડ કાંઇ સરખાં નહીં કહેવાય."

"હું તે જગ્યા છોડી જવા આતુર હતી, અને તેમ નહીં થતે તો મને લાગેચ કે હું બીમાર પડી જતે બ્રુસ, બલ્કે હું તમારી ઘણીજ ઉપકારી છું કે આપણાં લગન પેરીસમાં કરવા તમે એકમત—"

તે વાતપર કશું ધ્યાન નહીં આપતો હોય તેમ બળી ગયલી સીગારનો બાકી રહેલો ટુકડો બહાર ફેંકી દેતાં, તેણે પોતાનો સીગાર કેસ શોધવા ગજવાં ખોરવા માંડયાં,

"મને એક કાગજ લખવાનું છે, બ્રુસ" તેણે વાત ફેરવી નાંખી. 'ઘણું ટુકું છે. ને હમણાં પુરૂં કરીને હું આવુંચ તેટલાં તમો હયાંજ થોબજો."

અને તેણી તેને એકલો છોડી ગઇ.

જવલેજ પાંચ મીનીટ પસાર થઇ હશે કે તે ઉઠીને ઉશ્કેરાવલાં મગજને શાંત કરવા તે આમથી તેમ ફેરા ખાવા લાગ્યો, અને બાલ્કનીમાંથી ગામડાંનો અતી રળીઆમણો દેખાવ નીહાલતાં એક લતાર મારી આવવાની તેને લાલચ થઇ. ચુપચુપ પોતાની ટોપી ઉઠાવી તે બહાર ચાલતો થયો.

તેને ગયાને પા કલાક થયો હશે કે આબાદ તેનાજ જેવા દેખાવનો એક પુરૂષ બાજુમાંના એકાદ રૂમમાંથી થઇ તેજ બાલ્કનીપર આવી ઉભો.

થોડે વારે લેડી બ્લાંશ, પોતે લખેલું કાગજ હાથમાં લઇ તે તરફ આવી.

"બુસ, મેં કાગજ પુરૂં કીધુંચ. આપણે જઇને પોસ્ટ કરી આવ્યો? આવી ખુશનુમાં ઠંડકમાં ચાલવાનું ઘણું તાજગીભર્યું લાગશે. બુસ, તમે સમજોછ કે?" જવાબ નહીં મલવાથી તેણી તે પુરૂષની લગોલગ ગઇ અને ખભાં પર હાથ મુકયો.

સહેજબી ચોંકયા વગર તે ઠંડે કલેજે તેણી બણી ફર્યો અને પોતાની ટોપી ઉંચકી, કે જ્યારે ચાંદરણાનો ઉજાસ આબાદ તેના ચહેરા પર પડયો.

લેડી બ્લાંશ દીગમુઢ બની ગઇ. એક હાથે તેણીએ અગાસીનો કઠેરો પકડી લીધો, જ્યારે બીજે હાથ તેણીએ ધડકનાં જીગરને શાંત કરવા પોતાની છાતી પર દાબ્યો.

"ઓસકાર રેમંડ!" સફા ચાદર સમાન તેણીના ફીક્કા હોઠોમાંથી તે નામ નીકળી પડયું, "ઓસકાર રેમંડ!"

---

# પ્રકરણ ૩૩.

ક્યાં જવું તેનો સહેજબી વીચાર કર્યા વના, પોતાનાં પગલાં જ્યાં દોરવે ત્યાં લોર્ડ નોરમને ચાલે મુક્યું.

ખુશનુમા ઠંડક, અને કુદરતની શાંત ખુબસુરતીએ તેનાં મનપર વધારે ગમગીન અસર કીધી, અને તેના વીચારો તેને ફરી અને ફરી થોડા મહીનાના બનાવો તરફ ઘસડી ગયા

એ ત્રણ અઠવાડયાંમાં તો લેડી બ્લાશ, જોડે તેની શેહાદી થનાર હતી, કે જે અરસામાં તેઓ ફરતાં ફરતાં 'પેરીસ' જઇ પુગનાર હતાં કે જ્યાં તે ક્રીયા થનાર હતી.

ફ્લોરીસની દગાઇ વીશે તેનાં મનપર દસાવવામાં આવ્યુ. અને કાંઇ ભયભીત સ્વપનામાંથી જાગૃત થયો હોય તેમ, તે જ્યારે પોતાનાં ઉગરમાં લાગેલા તે સખત કટકાની ધુંનમાંથી બીદાર થતાં, તેને મનસે પકકો ઠરાવ કીધો કે તે હવેથી સ્ત્રી જાતીથી સદા અલગ રહેશે, અને તેઓ તરફ કદીબી માયાથી વર્તશે નહીં.

કેટલાંક વખત સુધી તેણે પોતાનો બોલ પાલ્યો અને પોતાને લાગેલાં દુઃખ વીશે બળાપો કરતો, એકાંતવાસ સાધતો રહયો.

મગર, લોર્ડ નોમરમન જેવા એકને તેમ પડી રહેવું બીલકુલ નહીં બની શકે તેવું હતું. તેને પોતાનાં મોહતાં નામ અને ઓહદાની રૂહે ઘણી ફરજો બજાવવીજ પડતી, અને તે મુજબ રફતે રફતે તેને પાછું જાહેરમાં આવવુંજ પડયું.

લેડી બ્લાંશ ધીરજથી, પોતાની ટક સાંધતી. બેઠી થઇ રહી હતી, અને તેણીના તે ખંતીલી ધીરજનો આખરે તેણીને બદલો મલ્યો.

એક સાંજે તે તેણીને ત્યાં હતો, અને તેણી પ્યાના પર બેસી એક ગાયન લલકારતી હતી, જે તે પડોસના રૂમમાં સીગાર પીતો બેઠો સાંભલતો હતો. એકાએક તે ગાયન અધવચ્ચે બંધ પડી ગયું.

તેણે મોહાંમાંથી બીડી ફેંકી દીધી ને તુરત તેણી નજીક ગયો "શું છે, બ્લાંશ?" તેણે કાલજીથી સવાલ કીધો.

તેના આવ્યાથી જાણે તેણી ગભરાઇ અને શરમાઇ ગઇ હોય તેમ તેણીએ તેના સામુ જોઇ હસવાની કોશેસ કીધી.

"કાંઇ નહીં બ્રુસ કાંઇજ નહીં." તેણીએ આંખપર રૂમાલ ફેરવતાં જવાબ દીધો.

"મને કોઇ કોઇ વખત એમજ થાયચ. જાણે બધુંજ મહરી મરજીથી ઉલટું થતું હોય, તેમ કોઇ કોઇ વખત હું અસંતોષી અને નાઉમેદ થાઉંચ, જાઓ તમો પાછા જઇને બીડી પીવો અને હું બીજું કાંઇ સોજું સોજું વગાડું."

"નહીં રહેવા દે." તે બોલ્યો અને તેણીને ટીકતો તે થોડી પળ ત્યાંજ થોભ્યો. તે જાણતો હતો કે તેણી તેને ચાહતી હતી. તેણી ખુબસુરત હતી. એવી સુંદર કે જેને પોતાની કરવાને કોઇબી પુરૂષ મગરૂર થાય.

વળી તે એમ સમજતો હતો કે પોતાનાં ખાનદાનની જાલવણી વાસ્તે તેને મોડે વહેલ્લે પરણવાની જરૂર બલ્કે ફરજ હતી, અને ત્યારે કોઇ બીજી પરાઇને લાવે તેનાં કરતાં તેણીનેજ કાંય રાખી સુખી કરે?

દુઃખના એક ઝટકા સમેત ફ્લોરીસનો મોહક આકાર તેના સામે આવી ઉભો. પણ તેણે તે ખખેરી કાઢવાની કોશેશ કીધી. તેણે ધાયું કે વખત જતે તે તેણીને ભુલીને બ્લાંશને ચાહી શકશે. કાંઇ ઠરાવપર આવતાં તે તેણીના ચહેરાપર સહેજ વાંકો વળ્યો.

"તું માહરી પરણેતર થશે, બ્લાંશ?" તેણે અચમુચ સવાલ કર્યો, "હું તુંને દરેક રીતે સુખી કરવાની કોશેશ કરીશ."

મુંગે મોહડે તેણીએ પોતાની મોહટી સુંદર ચશમો તેના ભણી ફેરવી, કે જે પ્યારથી ભરપુર ચશમોમાં તેણે માંગેલા સવાલનો જવાબ સ્પષ્ટ વંચાતો હતો.

તે વાંકો વળ્યો અને તેણીના હોઠપર કીશ કીધી. તેણીએ પોતાના બંધે હાથ તેના ગળાંમાં નાંખ્યા અને તેનો ચહેરો ચુમીઓથી ભરી નાંખ્યો.

આહ, અંતે ત્યારે તેણીની જીત થઇ હતી! તેણીએ જે જે જોખમો ખેડયા તેનો બદલો તેણીને મલી ગયો! પણ હજી તેણી નચીંત થઇ નહીં.

જ્યાં તુલીક બ્રુસ ઈંગલાંડમાં રહે ત્યાં તુલીક કોઇબી વખત ફ્લોરીસ અચાનક મલી જવાનો સંભવ હતો, અને તેમ થતાં ખુલાસાઓ થવા પામે તો બાજી હાથ આવેલી પાછી છટકી જાય. એ બધી ગણત્રીઓ તે પાહવરદી અબળાએ તુરત કરી લીધી. અને પ્યારથી કાલાવાલા કરી તેણીએ "કાનટીનેન્ટ"ની મુસાફરીએ નીકલવાનું તેના પાસ અંકે કરાવી લીધું.

અલબતાં, હાલ તુરત તેઓ બંધે એકલાં તો જઈ શકેજ નહીં, એટલે પોતાના બુઢા બાપને પણ તેણીએ રમાડી લીધો. અને એ મુજબ તે ત્રગડી જબરીથીજ ઇંગલાંડ છોડી ઉપડી ગઇ.

"આપણાં લગન પેરીસમાં કરશું, બ્રુસ." તેણીએ તેને સમજાવ્યો "મને ઈંગલાંડથી ઘણોજ કંટાલો આવી ગયોચ. ને લાંબો વખત મને બહારજ રહેવા ગમેચ. તમોને કબુલ છેની?"

તે કશી વાતમાં જાહજી ઉલટ લેતો નહી, અને શેહાદી જેવી મોતેબર બાબદમાં પણ તેણે તમામ નાંખતી કરી કબુલ કર્યું. એ રીતે, આપણે ઉપર જણાવ્યું તેમ તેઓ હાલમાં ફ્લોરન્સ આવી

લાગ્યાં હતાં. અને તેઓનાં લગનને માત્ર બેથી ત્રણ અઠવાડયાંનો વીલંબ હતો.

એ સઘળાંનો વીચાર કરતો તે બેધડક આગલ ચાલ્યો. તે હરહંમેશ ફ્લોરીસને લગનનો દીવસ નકકી કરવા કાલાવાલા કરતો અને તેણી તેને હંમેશ ઉડાવ્યા કરી ધીલ કરતી તે તેને યાદ આવ્યું.

"તે બધો વખત બર્ટીનેજ ચાહતી હતી, ગરીબ છોકરી" નદી પર બાંધેલા પુલની પાર ઉપર હાથ ટેકવી; તે નીર્મળ પાણી તરફ ટીકતાં તે બરબડયો. "ગરીબ બીચારી! પણ તેણે મને દગો કાંય હશે? તેણીએ મને ખુલ્લાં દીલથી જણાવ્યું કાંય નહીં કે ખુસ હું તુને ચાહી શકતી નથી. માહરાં જીગરમાં તાહરે માટે જગ્યા નથી. કારણ તે હું બર્ટીને આપી ચુકીચ! ખુદા જાણેય કે હું તેણીને ખરાં દીલથી ભુલી કરને, અને સહેજબી તેણી તરફ સખત થરે નહીં."

તેણે બીજી સીગાર સળગાવી. અને ત્યાંથી આગળ વધ્યો.

એક નાહનાં બંગલા આગળ આવી લાગતાં, તેના કાન પર પ્યાનાનો અવાજ આવ્યો. તે તે ઉપર ધ્યાંન આપ્યા વના આગલ વધતે, મગર તે ગાયન તેને કાંઇક જાણીતું લાગ્યું અને તે અચકીને ઉભો રહી ગયો.

એ શું હતું?

બીજી પળે તે વાજીંત્રની લગોલગ કોઇ અબળાનો કોમળ સરોદ જારી થયો. તે એક ધીમો પણ ઘણોજ મીઠો અને ગમગીન સરોદ હતો અને તે ગાયનનાં શબ્દો તેને આબાદ સંભલાતા નહીં હતા, છતા તે તેને ઘણા જાણીતા લાગ્યા. તે એક પ્યારનું ગાયન હતું જેમાં વરસોથી વીખુટો પડેલો આશક, પોતાની વ્હાલીને યાદ કરતો હતો, અને લાંબા અંતર છતાં તેનો તેણી તરફનો પ્યાર જેવો ને તેવો સાચ્ચોજ હોવા વીશેની ખાત્રી પુકારતો હતો.

એ ગાયન તેણે કયાં સાંભલ્યું હતું? આહ, અંતે તેને યાદ થયું.
"ફ્રેન્ચી ફેર" ના દીવસની સહવારે બર્ટી કલીફર્ડે ફ્લોરીસ આગલ ગાયલું તેજ તે ગીત હતું. દુઃખની એક ઝઝણી તેનાં આંગમાંથી પસાર થઈ. તે તમામ દેખાવ ગઈ કાલેજ બન્યો હોય તેમ તેની સામે આવી ઉભો.

તેણે તે બંગલા બણી નજર કીધી. ગીચ્ચ ઝાડીઓથી ઢકાએલો તે એક નાહનો વીલા હતો. નીચેના એકાદ રૂમની ઉંઘાડી બારીમાંથી બતીનો ઉજાસ નજરે પડતો હતો. તેજ રૂમમાંથી ગાયન નો અવાજ આવતો હતો. ગાયન પુરૂં થવા છતાં તે થોડીક પળ ત્યાંજ થોભ્યો અને પછી આગલ વધવા જતો હતો. એવામાં કોઇના પગલાં વાગ્યાં હોય તેમ તેને સંભળાયું અને તેણે પાછલ ફરી જોયું.

ચાંદરની ચોરવાની મકસદથી કોઇ તે બંગલામાંથી બાહાર આવતું હતું, અને તેને વીચાર આવ્યો કે તેને મ્યુઝીકની મોજ ચખાડનાર તેજ કોઈ હોવું જોઇએ.

તે પગલાં વધુ અને વધુ નજીક સંભળાવા લાગ્યાં, અને એક છોકરીનો પાટલો ઉચો આકાર ત્યાં તે બગીચાના તે નાહના દરવાજા આગલ આવી ઉભો. તે જો કે તેની ઘણી લગોલગમાં હતો, મગર ત્યાં આવેલાં ઝાડના ઓથામાં હોવાથી તેનો ચેહેરો તે બરાબર જોઇ શકયો નહીં.

એ મીસાલ, એકમેકથી બીલકુલ અંજાણ તે બંધે વ્હાલાઓ એકમેકની લગોલગ ઉભાં હતાં. કાંઇ નહીં સમજી શકાય એવી લાગણીથી લોર્ડ નોરમન તેણીનો ચહેરો જોવા જીજ્ઞાસું બન્યો અને તે ફરીને તેણીની સામે આવી ઉભો.

તેણીપર નજર પડતાંજ તે દંગ થઇ ગયો.

"ફ્લોરીસ!" તે નામ લાગણી સમેત તેના હોઠમાંથી અચાનક બાહાર પડયું.

તેણીએ તે સાંભલ્યું, અને એક ધીમી બુમ સાથ તેણીએ પોતાંની ધડકતી છાતીપર હાથ મુકી દીધો. તેણીને લાગ્યું કે તે માત્ર તેણીનો એકાદ ખ્યાલી ધખારો હતો. આહ, કેટલી બધી વખત તેણીએ સ્વપનામાં તેને એજ મીસાલે પોતાનું નામ પુકારતાં સાંભલ્યો હતો!

"ફ્લોરીસ!" તે પાછો બોલ્યો.

તેણીએ પોતાનો ફીકકો ચેહરો તેના બણી ઉંચકયો.

થોડીક પળ તે બંધેએ ગુપચુપ એકમેક બણી ટીકયા કર્યું. ત્યાર પછી તેણીની ખાત્રી થઇ કે તે ખરેખર તેજ હતો, અને ત્યારે દુ:ખનાં એક ડચકાં સાથ તેણીએ બંન્રે હાથે પોતાનો ચહેરો ધાંકી દીધો. તેણે હોઠ પીસ્યાં. તે ઉલટુંજ સમજ્યો. તેને જોઇતે ફ્લોરીસ પોતાના પાપને વાસ્તે બ્હીતી અને પસ્તાવો કરતી હતી, એવું તેણે અનુમાન કીધું.

"ફ્લોરીસ," તે ધીમા અવાજે બોલ્યો. "ખરેખર, તું ફ્લોરીસજ છેની? તું શું માહરેથી બીહીએચ?"

# પ્રકરણ ૩૪ મું.

તેણીએ મોહાંપરથી હાથ ખસેડી નાંખી, પોતાની મોટી ભુરી આંખો અત્યંત માયાથી તેના બણી તાંકી,

"તું માહરી સાથ વાત નહીં કરશે?" તે નાહના દરવાજાપર પોતાનો હાથ ટેકવતાં તે બોલ્યો, "તું માહરીથી બ્હીતી તો નથીની! ફ્લોરીસ, ખુદા ખાતર કંઇ બોલ."

તેણીના હોઠ અને ફિંઘાડયા—ને હોઠ કે જે એક વાર તેની પ્યારભરી કીસીઝથી પવીત્ર થયા હતા!

"નહીં, હું બ્હીતી નથી." તેણી બબડી. અને તે અવાજ વડીક તેને કાંઇક ખોખરો ને ઘાંડો લાગ્યો. "તમે હયાં કેમ—કાંય આવી લાગ્યા?" અને અચરતીથી તેણીએ આસપાસ, જાણે કોઇને જોવાની વકકી રાખતી હોય તેમ, નજર ફેરવી.

"હું હયાં ફ્લોરન્સનાં હાસ્રનાં રહેલો છું." લાગણીથી ધુજતા અવાજે ને બોલ્યો "મને ખબર હતી કે—"

"હા, તમે જાણતા હશો કે હું હયાં છુ" તેણીએ પુરૂં કર્યું "નહીં તો તમે નહીં આવને."

"નહીં, હું નહીં આવને. જરુરજ નહીં! અને તે છતાં. હુ તુંને મલવાને વાસ્તે જરાબી દલગીર કે નાખુશ થયો નથી."

થોડીક પળ શાંત ચુપકીદી તેઓ વચ્ચે પંથરાઇ. તેણી તેને છોડી જવા હીંમત કરી શકી નહીં. તેની ગમગીન અને લગાર ઠપકાંભરી આંખો તેણીને જાણે કાંઇક જાદુઈ અસરથી ત્યાંજ ડોબવા ફરજ પાડતી હતી.

"તું—તું બીમાર હતી કે?" તેણીના ફીકકા ચહેરાપર નજર ટેકવતાં અત્યંત માયાથી તેણે સવાલ કીધો.

તેણીએ ડોકું ધુણાવી ના પાડી.

"આય તમામ કાળા પોશાકનું શું કારણ?"

"માહરાં માતા—" પણ તેણી વધુ બોલી શકી નહીં.

તેણે દલગીરીથી માથું નમાવ્યું.

"માફ કરજે, મને ખબર નહીં હતી. તેં મને જણાવ્યું કાંય નહીં? પણ આહ! તું મને શા વાસ્તે જણાવે? પણ તું બીમાર તો નથીની?"

"નહીં."

"અને—અને તું સુખી તો છેની?"

તેણીએ પોતાની ગમગીન આંખો દુઃખની અસહ્ય લાગણીથી અને ઠપકો આપતી ધબે તેના તરફ ફેરવી.

તેણે ઉંડો નીસાસો ફેંક્યો.

"તે એટલા વખતમાંજ મ્હારેથી કંટાલી ગયોછ?" તે ખોખરા અવાજે બોલ્યો. "ઓ ખુદા, શું એ બનવા જોગ છે? ઓ, હું ઇચ્છુંછ કે હું તુંને મલ્યોજ નહીં હતે, અને-અને—અને—તે છતાં—"

તેણીની આંખમાંથી આંસું ખરી પડયાં અને તે તે ખમી શકે તે કરતાં ઘણું વધારે હતું.

"ઓ ખુદા ખાતર રડ ના!" તેણે કાકલુદી કીધી. "જે થયું તે હવે નહીં થનાર નથી. હું—હું ઘણોજ દલગીર છું કે તું સુખી નથી. ઓ ખુદા, એમ સામસામા ઉભા રહેવા છતાં આપણા વચ્ચે કેટલો મોટો અંતર છે. તે વીચારજ કેટલો દુઃખ ભરેલો છે! ફ્લો-રીસ-ફ્લોરીસ, તુંને એ શું સુજ પડયું?"

અચરતીથી સવાલ કરતી ધબે તેણીએ તેના ભણું જોયું.

"તે એમ કાંય કીધું, ફ્લોરીસ! અરે, તેં-તેં મને આવીને ખુલ્લું કહયું કાંય નહીં? આય રીતે એકબી શબ્દ વગર ચાલી ગઇ! તેં માહરૂં જીગર તોડી નાંખ્યું. તું એટલી સંગદીલ કેમ થઇ શકી, ફ્લોરીસ?"

"મને સમજ નહીં પડતી. તમે એ બધું શું બોલોચ? મને સવાલો કરોચ! તમે કેવા, કેવા ઘાટકી છેઓ, જ્યારે તમે જાણોચ કે તમે પોતેજ સખત અને સંગદીલ થયા હતા!"

"હું!" તેણે અજાયબીથી પુકાર્યું. "હું!" અને ઉશકેરણીના આવેશમાં તે તે નાહનો દરવાજો ઊઘાડી તેણીની નજદીક ધસવા ગયો, પણ તેણીને ધાસ્તીથી પાછલ હઠતી જોઇ, તુરત પાછો બહાર જઇ દરવાજો બંધ કરી લીધો.

"ઓ મને વધુ સતાવો ના." તેણીએ કાકલુદી કરી. "તમે દલગીર છો, એમ હું તમારા પાસ બોલાવવા ચાહતી નથી. હું તમોને જોવાજ નહીં માંગતીતી. હું તો ભુલી જવાની કોશેશ કરતીતી," હયઃ તેણીનો અવાજ ધ્રુજ્યો. અને તે વધુ બોલી શકી નહીં.

"ભુલી જવા!" તેણે જનુનથી ગગડાત કર્યો "મને ભુલી જવા માંગતી હતી! તેં માહરી તરફ જે ઘાટકી વર્તણુંક ચલાવી, તેમ કીધા પછી તું મને કદી ભુલી શકતે એ શું બનવા જોગ છે?"

"ઘાટકી વર્તણુંક? તમારી તરફ? ઓ, પ્રુસ, પ્રુસ!"

"હા, તેં મને શરમ ભરેલી રીતે ઠગ્યોચ." તે ઉશકેરાતથી બોલ્યો. "મેં જેવા પ્યારથી તુંને ચાહી તેવા પ્યારથી જવલેજ એક મરદ કોઇ સ્ત્રીને ચાહી શકતો હશે. અને તું મને તરછોડી ગઇ. પસતાવાના એકબી શબ્દ વીના તું બીજાને ખાતર મને છોડી ગઇ. હજીબી હું તુંને નહીં ચાહતો હતે, તો આયજ ઘડી હું તુંને—"

તે ઘાટકી શબ્દો સાંભલતાં તેણી કમકમી. તેણીને કાંઇ સહમજજ પડતી નહીં હતી.

"મેં કાંઇબી ખોટું કીધું નથી." દુઃખથી તેણી પટપટી.

મુશકેલીથી તે પોતાનો જુસ્સો દાબી શકયો.

"આપણે ફોકટ વખત ગુમાવશું નહીં." તેણે ગંભીર અવાજે ચલાવ્યું. "હું તુને ઘણી ખોટી કરીશ નહીં, પણ જે મને કહેવુંચ તે સાંભલી લે. મેં જ્યારે તાહરી અને તેની ઠગાઇની વાત સાંભલી ત્યારે મેં સોગંદ લીધા કે હું તેને કોઇબી ઠેકાણે ને કોઇબી વખતે

મળીશ તો હું તેનો જીવ લીધા વગર રહીશ નહીં. પણ હું તે માટે પાછળથી પસ્તાયોચ. મને પહેલાં ઝનુનમાં ખ્યાલ રહયો નહીં કે તેને મારવાથી તાહરાં સુખમાં હું ખલલ કરતો કહેવાવું. તેને કહેજે કે તેને માહરેથી બ્હીવાની કાંઇ જરૂર નથી અને તેની બેશરની વર્તણુંક વાસ્તે હું તેને કાંઈ સજા કરનાર નથી." ફ્લોરીસે કાકલુદીથી તેના ભણી પોતાનો હાથ લાંબો કર્યો.

"તમે એ બધું શું બોલોચ? કોણને એ બધું કહેવા ફરમાવોચ? ઓ! હું કાંઇ ભયંકર સપનો તો નથી જોતી?"

"કોણને? જે માણસ તુંને માહરી પાસથી ચોરી ગયો તેને—બર્ટી કલીફર્ડને!"

તેણીએ બંધે હાથે પોતાનું માથું પકડી લીધું.

"બર્ટી કલીફર્ડને? ઓ, તમે શું કહેવા માંગોચ?"

તેણે શકથી તેણી ભણી જોવા માંડયું.

"હા, બર્ટી કલીફર્ડ! શું તું તેની સાથ પરણી નથી?"

"નહીં"

"નહીં! ત્યારે તું શું એમ તો નથી કહેવા માંગતી કે—પણ નહીં, તે એટલી હદ સુધીનો બદમાશ થઇ શકેજ નહીં. પણ ત્યારે તે કયાં છે? તું તેની સાથ નાહસી ગઈ હતી. તમે બંને સાથે "એલીફ્રા" છોડો ગયાં હતાં, તે તું ના પાડી શકશે?"

તેણી તેની વધુ નજદીક આવી. સચ્ચાઇ તેણીની મધુર આંખોમાં પ્રગત હતી, અને પોતાને થયલાં અપમાનથી સહેજ ગુસ્સે થયલી તેણી ઠસ્સાથી તેની સામે ઉભી.

"હું સાફ ના પાડુંચ! હા, એટલું ખરૂં છે કે હું બેલીફ્રા'થી ઉપડી ત્યારે લોર્ડ કલીફર્ડ માહરી સાથે હતા—"

"બસ. વધારે બોલી વખત ગુમાવવાની શું જરુર છે? ગુડ-બાય, ફ્લોરીસ, અને ખુદા તુને સુખી રાખે. તેને કહેજે કે તે તદન સલામત છે, અને હું—" પણ તે અચબુચ અટકી ગયો.

"ચુપ થાવો!" હુકમ કરતી ધબે ફ્લોરીસના ખુલ્લા મોહટા અવાજે બોલાયલા તે શબ્દોએ તેને એકદમ ચુપ કીધો.

"લોર્ડ નોરમન. તમે મને હડહડતું અપમાન કીધુંચ. મનેજ નહીં, પણ અત્રે ગેરહાજર રહેલા એક ગ્રહસ્થને પણ, અને તેબી આવા એક શુધ્ધા અને ખરેખરા ભલા નેકને, કે જેનુ નામબી તમારા અપવીત્ર હોઠોમાં નીકલવું સજાવાર નથી. તમે માહરી ઉપર લોર્ડ કલીફર્ડ સાથ નાહસી જવાનું ગલીચ તોહમત મુકોચ!"

તે હસી. બ્હીક લાગે તેવું કઠોર ઠઠાભર્યું તે હસ્તું હતું.

"શું ગલીચ નાલેશી તમે સાંભલીચ તે હું જાણુતી નથી. પણ જે ખરૂં છે તે હું જણાવવાની ફરજ વીચારુંચ. લોર્ડ કલીફર્ડ મને 'બેલીફ઼ો'નાં સ્ટેશન પર અચાનક મલી ગયા હતા. અને તેવણે મારી સાથ લંડન તુલીક આવવાની મહેરબાની કીધી. જે પછી તે વ્હાલા ભલા ભાઇનીજ દરેક કાળજી અને માયાથી માહરાં સુખ સગવડને વાસ્તે વાતની ગોઠવણ કરી તેવણ મને છોડી ગયા હતા. માહરાં મોહટાં દુ:ખમાં તેવણે જે તારીફ લાયક ભાગ ભજવ્યો તે ખરેજ વખાણવા લાયક હતો. તે દીવસ પછી મેં તેવણને કદી જોયા નથી યા તેઓ વીશે કશું સાંભલ્યું નથી. એ તમોને માહરો સાચ્ચો જવાબ છે."

તેના ડોળા, તે સઘળું સાંભળતાં તસતસ થઇ આવ્યા.

"તુને—તુને તેના તરફથી એક તેલીગ્રામ મલ્યો હતો!"

"તેલીગ્રામ?' હા, પણ તેવણ તરફથી નહીં. માહરે ઘેરથી તે આવ્યો હતો, જેમાં માહરાં માતાજીનાં મહોતનાં બીછાનાં વાસ્તે."

"ઓ મહાનામી પીતા !" ઓ પાક ખુદા! તેનાં સુકકાં ગળાંમાંથી તે શબ્દો નીકળી પડયા. "ફ્લોરીસ, ફ્લોરીસ, શું ખરૂં છે? અરે માહરી આંખે અંધાપોજ આવી ગયો હશે. હું દીવાનો થયો હોઇશ. મને માફ કર, ફ્લોરીસ! મને માફ કર, માહરી માફી ડારલીંગ! તું હીયાં કયાં છે? તેં મને જણાવ્યું કાંય નહીં? ઓ માહરું મગજ ગુમેચ, માહરી પર દયા કર, ફ્લોરીસ, ને બધું વીગતે જણાવ; એ બધો ભેદ મને ઘેલો કરી મુકેચ!"

તેનાં કપાળ પર પરસેવો ફુટી નીકળ્યો હતો, અને તેનો ચહેરો મહોત જેવો ફીકકો પડયો હતો, તેના બંધે હાથો જે વડે તેણે ચીવટાઇથી તે દરવાજાનો ઠાભોં પકડયો હતો તે વટીક જાણે લોહીનાં એકાદ તીપાં વનાનાં તમામ સફેદ ધોયલી ચાદર સમજ ફીકકા લાગતા હતા,

"માહરી જીંદગી ચાલુ રાખવાનાં એક સાંધનને વાસ્તે હું હયાં આવીચ." તેણી નરમાસથી ધીમાં અવાજે બોલી." હું ઇંગલાડથી હયાં આવી કે હુ ભુલી જવાની કોશેશ કરી શકુ—હું—પણ હવે માહરે જવું જોઇએ, લોડ નોરમન, ગુડ-બાય."

"નહીં!" તે કગળયો." ઓ નહીં! તું જાય? ઓ એ કદીબી બનશે નહીં. ફ્લોરીસ, માહરા પ્યાર, માહરાં ખોવાયલાં રત્ન, હવે હું તને જવા દઇશ નહીં!' અને તેણે પોતાના બંધે હાથ પહોળા કર્યા

કાંઇ અજબ મધુર પ્રકાશ તે મીઠડી મધુરીની આંખમાં પ્રગટી નીકલ્યો, અને તેણીએ તેની અગલ જવાની હીલચાલ કીધી, મગર, બીજીજ પલે, કાંઇ યાદ થતાં તેણી પાછી હટી ગઇ.

"નહીં, નહીં!" તેણી ડચકાં ખાતી બોલી. "તમે ભુલી જાવોચ, તમે લેડી બ્લાંશને ભુલી ગયાચ!"

તે ચોંકયો, અને એક ઠંડી ધ્રુજરી તેનાં બદનમાંથી પસાર થઇ ગઇ.

"બ્લાંશ!" તેનાં મુખમાંથી તે નામનો પડઘો થયો.

અરે ખુદા! તે તેણીને થોડાજ દીવસમાં પરણનાર હતો! જ્યારે ફ્લોરીસ—

"ઓ બ્રુસ, તમે કેમ એવા ઘાટકી થઇ શક્યા?" તેણે શરમથી માથું નમાવ્યું.

"તું ઇનસાફ કર!" તે બડબડયો. "તું મને છોડી ગઇ. હું તમામ એકલો પડયો. મેં તુને ખોહી તો પછી બ્લાંશ યા કોઇ બી સાથ પરણું તો—"

દુખનાં એક ડુચકાં સાથ તેણીએ પોતાના ચેહેરો છુપાવ્યો, પણ બીજીજ પળે પાછી આંખ ઉંચાડી તેની સાથ નજર મેળવી.

"હું તમોને છોડી ગઇ?" ધીમા પ્રગટ અવાજે તેણીએ બોલવા માંડયું. "તમે મને ખોહી દીધી? હું બેવફા છોડી જવા આગમચ તમે મને બેવફા થયા હતા. ઓ બ્રુસ, તમે તો એમ સમજતા હશો કે હું જાણતી નથી—"

બ્રુસ ચોકયો.

"હું તુને બેવફા થયો? હું? ફ્લોરીસ, એ શું કહેવાય? ખુદા ખાતર ખુલ્લું સમજાવ. જલદી બોલ. મને તવળાવ ના હું તુને બેવફા થાવું? ઓ હું કાંઇ સ્વપનો તો નથી જોતો?"

દુ:ખથી ફાટ ફાટ થતાં જીગરે તેણીએ પોતાની આંખો તેની સામે ટાંકી "તમે કાંય મને બોલવાની ફરજ પાડોચ?" ધીમે અવાજે તેણી બોલી, "હવે તેમાં ફાયદો બી શું છે? આપણા વચ્ચેનું બધું ખલાસ થયુંચ. તમે પરણીં ચુકયા—"

"નહીં!" તે બોલી ઉઠયો.

ઉશકેરાટની લાગણીથી તેણીનો દમ જોરથી ચાલવા લાગ્યો, મગર બીજીજ પળે નજદીક આવતા તે બનાવની સરસાઇ વીશે તેની આંખોમાંથી તેણી વાંચી શકી.

"આહ, હજી તેમ થયું નથી. પણ જલદીજ થનાર છે. ખરૂંની, ખુસ?"

તેનું માથું ગમીથી ઝુમી પડયું.

"બ્લાંશનો વીચાર ના કર" તેણે કાકલુદી કરી, "મને કહે કે તેં શા ઉપરથી મને બેવફા ધાર્યો?" તુને શું જુઠું માહરે વીશે કહેવામાં આવ્યું. ઓ, ખુદા, એવો તે એ શું ભેદ છે કે જેણે આપણી બન્નેની ઝીંદગીનું સત્યાનાશ વાલ્યુ છ? મને જલદી કહે કે તેં શું સમજ્યુંચ?"

તેણી તેની વધુ નજદીક આવી. "ખુસ" અત્યંત ગમગીન અને ગળગળતે અવાજે તેણીએ કહયું. કોઈ ગમે તેવું કહે તો હું તે માનવાની દરકાર નહીં કરતે પણ મેં નજરે નજર તે જોયું!"

"નજરે નજર જોયુ?" શું તેણે અચરતીથી સવાલ કીધો.

ખુસ, તમે—તમે તે દહાડે શીકારે ગયલા તેજ બપોરે પાછા ફર્યાં ને લેડી બ્લાંશને મલ્યા, ત્યારે હું ત્યાં ગ્રીન હાઉસમાંજ હતી, અને મેં બધુ જોયું ને સાંભલ્યું. ઓ ખુસ, ખુદા તમોને માફ કરે જેમ મેં તમોને કીધાચ તેમ, અને તેણીની આંખમાંથી આંસુની ધારા વહેતી થઇ.

એક પળની ચુપકીદી અને એક ઝનુંની ઝટકા સમેત દરવાજો અફળી નાંખી લોહી જેવી રાતી થયલી આંખ અને પીસેલા હોઠ સાથ, તે તેણીની લગોલગ જઈ ઉભો. તેણી ચોકીને પાછલ હઠી.

"તું ઘેલી તો નથી થઇ ગઇ, ફલોરીસ, તેણે પુકાર કર્યો." 'માહરી સામે જો ફલોરીય, હું કહુંચ કે માહરી સામે!"

તેણીએ હીમતથી તેની આંખ સાથ આંખ મેળવી. તેનો ચહેરો જોકે વીકરાળ બની ગયો હતો છતાં તે આંખોમાં સચ્ચાઈના છાપ હતો. "હવે મને ધીરજની સંભાલથી કહે કે તું શુ ગોસી ગઇ. તે શું જોયું ને શું સાંભલ્યુ?"

તેણીએ હોઠ ખોલ્યા. મગર તે શબ્દો ત્યાંજ મરણ પામ્યા. તે બધો બનાવ જાણે આ પળે બન્યો હોય તે મીસાલ તેણીની નજર સામે આવી ઉભો.

"બ્રુસ," અંતે તેણીએ જબાન ખોલી, "મેં તમોને તેણી આગલ ગુઠણે પડેલા જોયા. તમે તેણીને તમારી સાથ નાહસી જવા કાલાવાલા કીધા. તમેં તેણીને જણાવ્યું કે તેણી સીવાય બીજી કોઇબી છોકરી માટે તમારાં દીલમાં જગ્યા નથી. મેં તે બધું સાંભલ્યું અને ઓ, હું વધુ બોલીં શકતી નથી. માહરીપર દયા કરો ને મને જવા દો"

"તેં જોયું! તેં સાંભલ્યું! ઓ, હું કાંઈ ઘેલો તો નથી થઇ જતો? એ બધું હું શું સમજુંચ?"

"તમે જે દહાડે બેલીફ્રિથી સ્કારબ્રોસ ગયા તેજ દહાડે એ બન્યું. ઓ તમોને માહરે વાસ્તે શું જરાબી દયા નથી, બ્રુસ કે મને બધું બોલવાની ફરજ પાડોચ!"

"જે દહાડે હું સ્કારબ્રોસ ગયો તે દહાડે!" તેણીના છેલ્લા શબ્દો યા કાલાવાલા પર ધ્યાન આપ્યા વના તેણે બોલવા માંડયું. "તું કહેચ કે હું "બેલીફ્રિ" પાછો આવ્યો ને બ્લાંશને મલ્યો! એ તમામ જુઠું છે. તમામ જુઠું! જેણે તુંને એ કહયું હોય, નહીં પણ તું કહેચ કે તેં પોતે જોયું!

ફ્લોરીસ, મને તાહરી સામે જોવા દે, આવું બોલનારી તું પોતે, તું માહરી પોતાનીજ ફ્લોરીસ છે યા કોઇ બીજી? અરે, હું ખચ્ચીતજ ઘેલો થઇ જાઇશ. મને કાંઇ સમજ પડતી નથી. સમજ, ફ્લોરીસ," અને તેણે તેણીનો હાથ બાજુમાંથી પકડી પોતા મણી ખેંચી, "એક મોહતને બીછાણે પડેલા આદમીની સચ્ચાઇમાં તું માની શકે તેટલીજ ખાત્રીથી તું મારૂં બોલવું સાંભલ. ફ્લોરીસ, તું મને તે દીવસે જોઇ શકેજ નહીં, એ તદન નહીં બનવા જોગ

છે. હું પાક ખુદાને હાજરનાજર જાણી તુંને ખાત્રી આપુચ કે હું તે દીવસે "બેલીફ઼િ" પાછો ફર્યોજ નથી!"

"ખુસ!"

"હું પાછો આવ્યોતોજ નહીં." તેણે જારી રાખ્યું. "હું સીધો સ્કારફ્રોસ ગયો હતો. ઓ, તું માહરી ગમ શકથી જોયચ! પણ હું સંખ્યાબંધ શાક્ષીઓ હાજર કરવા તૈયાર છું કે જેઓ સાથ હું તે દહાડે આખો વખત હતો. લોર્ડ હેરી અને ડોનાલ્ડ તો બધો વખત માહરી લાગોલગ હતા, પાછો આવું? અરે, હું તો અઠવાડીઆંઓ તુલીક પાછો ફર્યો નહીં હતો, કારણ બીજે દીવસે તો હું નજદીક મહોતનાં દાચાંમાં સપડાયો હતો ને—"

"આહ" એક ધીમી બુમ તેણીનાં મુખમાંથી અચાનક નીકલી પડી.

"તે જાનવરે મને જીવલેણ જખમી કર્યાથી હું કેટલા બધા દીવસો તો માંદગીને બીછાણે ત્યાંજ પટકાઇ પડયો હતો. તે બધું હું પુરવાર કરવા સામર્થવાન છું. તું સાંભલેચ કે, ફ્લોરીસ? તું એવી રીતે માહરી તરફ કાંય ટીકેચ?"

"ત્યારે ત્યારે એજ કારણથી તમે માહરી પર કાંઇ બી લખ્યું નહીં?" ખરી બીનાની સહેજ ખાતરી થતાં તેણીએ સવાલ કીધો.

"હા, કેટલા દીવસો ટક તો હું બેભાનીમાં હતો. અને અઠ-વાડીયાંઓ તુલીક હું કાંઇ બી લખવા કરવાને વાસ્તે બેતાકાત હતો. જ્યારે હું જરા તતાર થયો, ત્યારે મને જણાવવામાં આવ્યું કે તું તો બર્ટી કલીફર્ડ સાથ નાહસી ગઇ હતી. હવે તું માની શકેચ કે તાહરી જોવામાં ભુલ હતી, ફ્લોરીસ?"

તેણીએ નાચારીથી એક ઉંડો નીસાસો ફેંકયો.

"અરે, પણ મેં તમોને જોયા!"

"ઓ, હવે તો ખચ્ચીત તું મને ઘેલો કરી મુકશે!" તેણે બુમ પાડી.

"પણ જો તે તમે નહીં હતા, તો બીજું કોણ હોવું જોઇએ?"

તેણે તેણીના બ્હીધેલા ચહેરા ગમ લાચારીથી જોયું.

"ત્યારે તે કોણ હતું. મેં તમોને જોયા, તેણી સાથ વાત કરતાં સાંભલ્યાં. પેલી જોઝીન—"

"જોઝીન!" તેણે પડઘો કાઢ્યો.

"જોઝીનેજ મને તેમ કરવા સમજાવ્યું. તેજ મને તે જગ્યા પર લઇ ગઇ ને મ્હારી બાજુમાંજ ઊભી હતી. તમોને પુરાવો જોઇતો હોય તો તેને પુછો. ઓ પ્રભુ, અને—અને તે છતાં"

તે કડવાસથી હસ્યો.

"અને તે છતાં તું મ્હારા બોલવાપર ભરૂસો નથી મુકતી? મ્હારી ગરીબ ફ્લોરીસ! મ્હારૂં માથું ગુમેચ. મને સમજ નથી પડતી કે બધાનો ભેદ શું છે? પણ હું તે જાણસ, જોઝીન, તે કોણ, તે કયાં છે? અને બ્લાંશ—"

"હું બર્ટી કલીફર્ડ સાથ નાહસી ગઇ હતી તે તમોને કોણે કહ્યું?" તેણીએ તે નામ સાંભલતાં ઉતાવલે સવાલ કાઢ્યો.

"બ્લાંશે," તેણે જવાબ દીધો.

એક હંડી ધ્રુજરી તેણીનાં આંગમાંથી પસાર થઇ ગઇ, અને તેણી કમકમાને એક દગલું પાછલ હટી.

"તું એમ તો નહીં કહેવા માંગતી હોય, " તે એક પળ અચકી ગયો, "કે કે, બ્લાંસે તુંને ઠગી, આપણુંને બંધેને ઠગ્યાં?"

તેણીએ કંટાલાથી ડોકું ધુણાવ્યું. "હું કાંઈ કહી શકતી નથી. કાંઈ સમજી શકતી નથી. જાણે એકાદ શીહા પરદો મ્હારી નજર સામે આવી પડયોચ!"

"પણ તે પરદો ઉંચકાવોજ જોઇશે." તે ઠરાવથી બોલ્યો. "બ્લાંશ. હયાં ફ્લોરન્સમાંજ છે તેની પાસ હું સાચ્ચું બોલાવશ. પેલી દુકતી જોઝાન, તેને બી હું શોધી કાઢી તેની પાસ સાચ્ચું અંક કરાવસ, ત્યાં સુધી હું થોભવાનો નથી. ઓ, માહરી ડારલીંગ માહરી ફ્લોરીસ, મહારી પોતાની વ્હાલી, ખુદાનો અભાર કે હજી ઘણું મોડું થયુ નથી."

અને તેણીને પોતાની બાથમાં લેવા બંધે હાથ પહોળા કીધા. ધીકકી, ધ્રુજતી, તેણી તેની બાજુમાંથી હટી ગઇ.

"મોડું! ઘણુંજ મોડુ!" અત્યંત ગમગીનીથી તેણી બોલી, "વહી ગયલો વખત પાછો આવી શકનાર નથી. હવે ઘણું મોડું થયુ. બ્લાંશનો વીચાર કરો, બ્રુસ, તેણીએ તમારૂં કશું બગાડયું નથી. તમે તેણી સાથ શાદીના ગાંઠથી જોડાંનાર—"

તેનું માથું ઝુમી પડયું અને તેણે પોતાનો શોકાતુર ચહેરો તેણી ભણી ફેરવી નાંખ્યો.

"તેણીએ શા માટે ખમવું જોઇએ!" તેણીએ ગળગળના અવાજે ચાલું રાખ્યું. "આપણા માટે તો બધું તમામ થયું છે. તમારો બોલ તમારે રાખવો જોઇએ; તમારૂં તેણીને આપેલું વચન પાલવુ જોઇએ. કાંઇ ઘણો ભયંકર ભેદ રચાયોચ, કે જે હુ સમજી શકતી નથી. નહીં, હજી તુલીક હું તે સમજી શકતી નથી, મગર આપણે ઘણા મોડાં મલ્યાંચ. છેલ્લી સલામ, બ્રુસ વ્હાલા—છેલ્લી સલામ! કદાચ કોઇ દુરનાં ભવીષ્યમાં આપણો મેળાપ થશે—" "તેણી હયાં ગુગળાવા લાગી અને એક સુકકું દયકું તેણીના સફેદ હોઠમાંથી નીકળી પડયું, પણ એક મજબુત કોશેશ સાથ તેણીએ પોતાનું બોલવું પુરૂં કર્યું. "આપણે કદાચ પાછાં મળશું અને ત્યારે આપણે મીત્રો દાખલ—સાચ્ચાં મીત્રો તરીકે મળશું. પણ તેથી વધારે કશું નહીં. ગુડ—બાય, બ્રુસ."

પોતાનું બોલવુ પુરૂં કરતાંજ, પોતાનો હાથ તેના ભણી લંબાવ્યો, જે તેણે તુરત આતુરતાથી પકડી લીધો.

"ગુડ-બાય?" તેણે ખોખરે અવાજે પુકાર્યું "તું શું એમ ધારેચ કે હું તુંને એ રીતે જવા દઇશ? નહીં, ફલોરીસ, માહરી ડારલીંગ, હું તુંને માહરી કરશ તું મને હજી ચાહેચ"

"આહ તે ખરૂંજ છે." તેણીએ તેને અટકાવ્યો, જ્યારે તે દુ:ખદાયક શબ્દો બોલતાં તેણીની મીઠી ચશમોમાંથી આંસુની ધારા વ્હેતી થઇ.

"હું હજી તમને ચાહુંચ, અને તેજ કારણથી હું છુટી થવા માંગુચ. તમારી આબરૂ મને ઘણી વ્હાલી છે, ફ્રુસ, અને તે તમારે ટેકવી રાખવી જોઇએ. ખુદા ખાતર મન મકકમ કરો અને લેડી બ્લાંશને દગો ના કરો. જેમ—જેમ—મેં તમોને એક વેળા માહરી તરફ ફરેલા માની લીધા હતા! ખુદા સાહેદ છે તે માહરી ધારણા ખોટી પડીચ તેથી હું કેટલી ખુશી અને સુખી થઇચ. તે એકજ ખ્યાલ મને માહરા એકાંતવાસમાં શાંતી આપશે." તેણે તેણીનો હાથ લીધો અને અત્યંત વ્હાલથી પોતાના ગરમ હોથો તે ઉપર દાબયા, જ્યારે લાંબે વખતે તે વ્હાલા મીઠા હોથોનો સ્પર્શ થતાં ખુશાલી અને ગમગીનીની ભેગી લાગણીઓથી લાલ થતાં તેણી ગભરાઇને એક હરણીની અદાથી બીજીજ પળે ત્યાંથી ગુમ થઇ.



# પ્રકરણ ૩૫ મું.

લેડી બ્લાંશ દબાઇ ગઇ. તેણીએ ગભરાટથી બાલકનીનો કટેરો પકડી લીધો. અને પોતા સામે ઉભેલા તે દસ્સાદાર ગંભીર પણ લગાર ભખો ખાયેલા ચેહરા ભણી નજર કીધી. તે પુરૂષની ગમગીન આંખો ડપકા ભરેલી રીતે તેણી તરફ ટીકાયલી હતી.

"તમે હયાં શું કરોચ?" તેણીએ જેમ તેમ હોઠ ઉપાડયા. "તમોને માહરી સાથ શું કામ છે?"

તેણીને છેક ભીતરનાં ઉંડાણથી તપાસી લેતો હોય તે કીસમે તેણે તેણીને ટીકયા કર્યું. કાંઇ ઘણું મુશકીલ કામ બજાવવાનું હોય અને તે કેમ શરૂ કરવું તે સુજ પડતું નહીં હોય તે મીસાલ તે ગુંચવાતો લાગ્યો.

"તમે હયાં કાંય આવ્યા?" તેણીએ પાછો સવાલ કીધો. "તમે વચન આપ્યું હતું કે--"

"કે હું ઇંગલાંડ છોડી જઇશ." તેણે ઘાડા ખોખરા અવાજે તેણીનો તે વાકય પુરો કરી આપ્યો. "આય ઇંગલાંડ છે કે? હું તમોને શોધતો નથી આવ્યો, પણ તમેજ માહરી પુઠે આવ્યા છો. એ સરજતના ખેલ છે. આજે મેં તમોને નહીં જોયાં હતે તો કદાપી અત્યારે હું હયાંથી સેંકડો માઇલ દુર નીકળી ગયો હતે. પણ ખરેજ સરજતની ગતી ન્યારી છે. આપણે સરજતને હસી કાઢી અને તરેહવાર ઉલટુ સુલટું કરવા ચાહયું. પણ હવે આપણા તરફ તેની હસવાની વારણુ આવીચ, અને તે આપણને તેના પગ તળે કચડવા તૈયાર થઇચ. લેડી બ્લાંશ, કુદરત આપણી પર કીનો લેવા ને--"

"તમે શું કહેવા માંગોચ?" પોતાના ક્રસાથી તેને કડકાવી નાખવા માંગતી હોય તે ફીસમે તેણી તોરથી બોલી, કે જ્યારે ન તો તેણીનાં આંખનું પાંપણ હાલ્યું કે ન તો તેણીનો અવાજ સહેજબી ધ્રુજ્યો. પણ તે તેથી સહેજબી પાછલ હટયો નહીં. "તમે માહરી પુઠે હોટેલમાં શા માટે આવ્યા? તમોને બીજા પૈસા જોઇએચ? અગર જો તેમ હોય તો તે તમોને મલશે. હું તે મોકલી આપીશ. પણ તમે મને જલદી છોડી જશો. હયાં તમારી હાજરીની દરેક મીનીટ માહરે વાસ્તે ધાસ્તી ભરેલી છે. લોર્ડ નોરમન હયાં મારી સાથે છે. તેવણ હમણાં આવી લાગશે અને તમોને માહરી સાથે જોશે તો--"

"પૈસા?" માત્ર તેજ શબ્દો તેના કાન પર પડયા હોય તેમ તે કમકમીને બોલ્યો. "પૈસા ખાતર મેં માહરૂં અંતકરણ વેચ્યું, મને શ્રાપ સમાન થઇ પડેલા તે તમારા ઝેરી પૈસા હું પાછા લાવ્યોચ, લેડી બ્લાંશ!" એમ કહેતાં તેણે ગજવામાં હાથ નાંખી એક ચામડાંની પર્સ બહાર કાઢી.

"આય લેવો, તમે આપેલી તમામ રકમ એમા મોજુદ છે. ખચ્ચીત, એ મને શ્રાપ સમાન થઇ પડીયા. માહરી સામે જુઓ લેડી બ્લાંશ, અને માહરો ચહેરોજ તમોને કહી આપશે કે હું તમામ સાચ્ચુંજ બોલુંચ." તેણીએ તેના બદલાઇ ગયલા ચહેરા ભણી નજર ફાંધી, કે જે તેણે ગુજારેલી તમામ ઉછાછળી અને જૂગારી જીંદગીનો પુરાવો આપતો હતો, અને તેણીએ જોયું કે તેના બાલ કે જે એક વેળા લોર્ડ નોરમનનેજ મલતા કાળા ચલકતા હતા તે વટીક મોટો ભાગે સફેદ થઇ ગયા હતા.

"એક નીર્દોષ જીંદગીને કચડી નાંખવાના મેં રચેલાં કાવત્રાં વાસ્તે મને મલેલી કીંમત લઇ હું ઇંગલાંડ છોડી ગયો. ત્યારથી હું

એક જુગારી જીંદગીમાં પડયો. પસ્તાવાની સહેજગી લાગણી વના અંધકારના ઉંડા ગારમાં હું યાકેમ પડયો જતો હતો. પણ આખરે માહરા બચાવમાં એક હાથ લંબાયો. આજે પહેલીજ વાર લેડી બ્લાંશ, મેં કીધેલાં તે કર્મનું ઘાટકીપણું અને બદમાશી, હું તેનાં ખરેખરાં રૂપમાં જોઇ શકયોચ. જાણે માહરી આંખ આગલથી એક શીહા પડદો હટી ગયો હોય તે મીસાલ આપણે કીધેલાં પાપનું ખરૂં ઉંડાણ હું આજે સમજી ચુકયોચ. આપણે છેલ્લાં મલ્યાં, લેડી બ્લાંશ ત્યારે તમે મને પુછયું હતું. કે મેં કીધેલાં કામ વાસ્તે મને પસ્તાવો થતો હતો કે! મેં તે વેળા તે સવાલ તદન હસી કાઢયો હતો. આજે હવે, હું તમોને સવાલ કરૂંચ કે તમોને તે બાએ કાંઇ પણ પસ્તાવો થાયચ કે?"

તેણીએ 'ના' નું ડોકું ધુણાવ્યું.

"માહરી પર તે ફટકો પડી ચુકયોચ. અને મોડે વહેલે તમારી ઉપર બી પડશેજ." તે બોલ્યો "ખુદાનો આભાર કે હજીબી તે સુધારવાને આપણને ટક છે.

"તમે શું કહેવા માંગોચ?" તેણીએ ગુંચવાઇને ગુસ્સાથી સવાલ કીધો.

"હું ખુદાનો આભાર માનુંચ કે તમે હજી નોરમન સાથ પરણ્યાં નથી. અગર જો તેમ થયું હતે તો તે કામ એથી હજાર ઘણું મુશકેલ થઇ પડતે!"

"શું મુશકીલ? આજે તમે એવી અજબ જેવી રીતથી કેમ વાત કરોચ?" તેણીએ હજીબી રોબથી બોલવા ચાહયું, મગર તે અવાજ ગભરાટથી સહેજ ધ્રુજ્યા વના રહી શકયો નહીં.

"તમે અને મેં જે કરપીણ કાવત્રું રચ્યું હતું તે આજેજ લોર્ડ નોરમનને જણાવવું જોઈશે."

"શું !" તેણીએ ધભરાટથી બુમ પાડી.

"એક નીર્દોશ બાળા તરફ કેવો ઘાતકી ગેરઇનસાફ થવા પામ્યોચ તે લોર્ડ નોરમનને આજેજ જણાવવું જોઇશે. તેવણુને જણાવવું પડશે કે ફ્લોરીસ કારલાઇલ બેવફા નહીં થઈ હતી, મગર તમે પોતેજ બેવફા અને કરપીણ પુરવાર થયાંચ."

એક પલ દઘાયલી ચશમે તેણીએ તેના સામે ટીક્યું, અને પછી ધીક્કારથી હસી પડી.

"આહ, હું સમજી તમોને વધારે પૈસા જોઇએચ !"

પૈસાથી ઠીસોઠીસ ભરેલી પેલી ચામડાંની પર્સ તેણે તુચ્છકારથી તેણીના પગ આગલ ફેંકી.

તેણી ચોંકી.

"પૈસા નથી જોઇતા તો તમે બીજું માહરી પાસે શું માંગોચ?" તેણી બોલી. "તમે મને એ રીતે ઠગી શકશો નહીં. તમે ભુલી જાઓચ કે તમે ઘણો અચ્છો નાટક કરી શકોછ તે હું જાણુંચ. આયબી મને ગભરાવવા કાંઇ નાટકજ તમે ભજી બતાવતા હોવા જોઇએ—" પણ હવાં તેણી એકાએક અચકી જઇ, ફીકકી પડી ગઇ, "તમે કદાચ ફ્લોરીસ કારલાઇલને મલ્યા હશો અને મને ઉંઘાડી પાડી હશે. એમજ કે ? તેણીએ તમોને હાથ કરી લીધા હશે. તમોને વધારે મોહટી રકમથી કદાચ ખરીદી લીધા હશે. ખરૂની ? તમે તેણીને મલ્યાચ કેની ?"

"હા, હું તેણીને મલ્યોચ," અને એ બોલતાં તેના દુઃખથી કરમાઇ ગયલા ચહેરે ઉપર પહેલીજવાર સહેજ રતાશ આવ્યો. "મેં તેણીને જોઇચ, અને હું તેણીને ચાહુંચ."

"તમે તેણીને ચાહોચ ?" તેણીએ પડઘો કીધો.

"હા, પણ તમે સમજવામાં ભુલ ના કરતાં, લેડી બ્લાંશ. કાંઇ બી આશા વગર હું તેણીને ચાહુંચ. તેણીને થયલા ગેરઇનસાફનો હજી બી હું બદલો વાળી શકશ એજ ખ્યાલથી હું સંતોષ લઊંચ, ફકટ તેટલાં ખાતર હું જીવુંચ, અને હું તે બજાવીશ."

"તમે શું કરવાં ઇચ્છોચ?" એકાદ પળની ચુપકીદી પછી તેણીએ ધીમે અવાજે સવાલ કીધો.

"બે રસ્તા ખુલ્લા છે." ધીમાં, ગંભીર આવાજે તે બોલ્યો. "અગર તમે પોતે તમારો ગુનાહ લોર્ડ નોરમન આગળ કબુલ કરો, યા માહરી પર છોડો. બેમાંથી ગમે તે રસ્તો પસંદ કરો તેની મને પરવા નથી."

"પણ તેવણ તમારો જાન લેશે?" તેણીએ તેને ગભરાવવાની કોશેશ કીધી.

"કદાચ બને બી. મેં ધાર્યું કે કદાચ તમે પોતેજ તેવણને જણાવવાનું પસંદ કરશો. પણ કયો મારગ પસંદ કરવો તે તમે વધારે સારી રવેશે સમજી શકશો."

અત્યંત ગુસ્સાથી તેણીએ તેના ભણી નજર કીધી કે જયારે તે એકવારની સુંદર ચશમોમાં ખુની ઝનુન પ્રગટી નીકલ્યું હતું. અગર જો એકાદ કાતીલ હથીયાર તેની કને તે વેળાએ મોજુદ હતે તો તેના ઊપર તે ચલાવી દેવા એક પળની વટીક તેણી આંચકી ખાતે નહીં.

"હું—હું તેમ કરી શકતી નથી." તેણી કગળી, "ઓ હું કદી તેમ કરી શકશ નહીં."

"તેમ કરવાની કાંઇજ જરૂર નથી." એક અવાજ તેણીની બાજુમાંથી આવ્યો અને પાછલ ફરી જોતાં, લોર્ડ નોરમનને ત્યાં ઉભેલો જોયો.

લેડી બ્લાંશ, તેના ચહેરા તરફ નજર કરતાં તુરત પામી ગઇ કે તેણે સઘળું સાંભલી લીધું હતું, અને પોતાના ચહેરા પર બંધે હાથ ઢાંકી તેણી એક ખુણાંમાં દબાઇ, પણ ઓસકાર રેમંડ તમામ મક્કમતા અને હીંમતથી અદબ વાલી તેની સામે ઉભો હતો.

લોર્ડ નોરમને વારાફરતી તે બંધે તરફ નજર ફીધી.

તેનો ચહેરો ફીક્કો અને કરડો હતો. પણ તેની આંખમાં આશા અને છુટકારાનો ચલકાત હતો.

તેણે દસ્સાથી રેમંડને દરવાજો બતલાવ્યો.

"અત્રેથી ચાલી જાઓ."

ઓસકાર રેમંડે ગંભીરતાથી પોતાની ચશમો તેના ચહેરા સામે ટાંકી.

"બસ એટલુંજ ?" તેણે હીંમતથી સવાલ કીધો. "તમોને કાંઇબી ખુલાસો જોઇતો હોય તો હું તે આપવા તઇયાર છું. આપણે પારકા મુલકમાં છઇએ, માહરા લોર્ડ—"

"મને જોઇતો દરેક ખુલાશો મલી ચુકયોચ" ધીમા મક્કમ અવાજે ધ્રુસે જવાબ દીધો. "તમારો જાન લેવાની માહરી સહેજ બી ઇચ્છા નથી. અને હવે, જાઓ."

સહેજ ડોકું નમાવી ઓસકાર રેમંડ તે જગ્યા છોડી ગયો.

તેનાં પગલાં સાંભળવાનાં બંધ થયાં ત્યાં સુધી લોર્ડ નોરમન ઠોભ્યો, અને પછી પેલી ચામડાંની પર્સ જમીન પરથી ઉંચકી પાછી બ્લાંશના પગ આગળ ફેંકી.

"બ્લાંશ," અત્યંત ધીમાં અવાજે તે બોલ્યો, "હું લોરીસને મલ્યોચ, આય માણસ તુંને જે કહેવા ફરજ પાડતો હતો તે બધું હું જાણી શકયોચ. એક બોલબી બોલવાની જરૂર નથી. હવે ઉઠીને તાહરા રૂમમાં જા.

હું આય જગ્યા, આય હોટેલ હમણાંજ છોડી જાઉંચ, અને આપણું કારજ આંપણી બંધેની ભેગી સંમતીથી તુટી ગયુંચ એમ જણાવવા હું લોર્ડ સીમુર પર એક ચીઠી લખતો જઇશ. વધું કશું બોલવાનું બાકી રહયું નથી. તાહરાં કીધેલાં કરતુક માટે ખુદા તને માફ કરે, બ્લાંશ--જેમ હું અને તેણી તુંને માફ કરીએચ તેમ!"

એક પળ તેણે કાંઇક દયાથી તેણી ગમ જોયું, અને બીજી પળે તે તેણીને એકલી છોડી ચાલી ગયો.

## પ્રકરણ ૩૬ મું.

કોરા ઉજાગરાની રાત ગુજારવા પછી, બીજી સહવારે જ્યારે ફ્લોરીસ બીછાનામાંથી બહાર નીકલી ત્યારે, પોતાને મળેલી ગમે એવી નાસીપાસી અને દુઃખ છતાં તેણીના ચહેરા ઉપર સુખ અને ખુશાલીનો દેખઇતો છાપ હતો.

તેણીએ તેને સદાનો ખોહયો હતો. પણ તે હજી તેણીનેજ ચાહતો હતો અને સદા તેણીનેજ ચાહતો રહયો હતો—તેણી સીવાય બીજી કોઇનેબી, બ્લાંશને વટીક, નહીં—એ ખ્યાલજ તેણીને સુખી કરવાને પુરતો હતો. તેની સાથની થયલી સદાની જુદાઇનાં કાતીલ દુઃખમાં તેણીને નસીબ થનાર જીંદગી ભરનાં એકાંત વાસમાં માત્ર એજ એક સુખી ખ્યાલ, સુર્યનાં બાકી રહેલાં એક ઝાંખાં કીરણ મીસાલ સધ્યારારૂપી થઇ પડનાર હતો!

તે હજી ફ્લોરન્સમાં હતો. તેણી તેને ઘણો અચ્છી રત્તે પીછાની શકી હતી અને તેણીની ખાત્રી હતી કે તેણીને મનાવી લેવાની એક છેલ્લી કોસેશ કર્યા વના તે તેણીને પડતી મુકશે નહીં

તે ભલી છોકરીએ, તેથી એ રીતે બ્લાંશને તેણે આપેલ વચનને બેવફા થવાનો તેને ચાન્સ આપ્યો નહીં. તેણીએ થોડો વખત ત્યાંથી ચાલી જવાનો પકકો ઠરાવ કીધો. તેટલાં તો તેએ ત્યાથી ચાલી જશે, તેણીએ વીચાર્યું, અને પોતાનાં વચનને પાક રહી બ્લાંશને તે પોતાની કરશે.

તે નેક ઠરાવ તુંરત અમલમાં મુકવાની મકસદથી તેણી જલદી થી તૈયાર થઇ તુરત મીસીસ સીકલેરના રૂમમાં ગઇ.

તે ગુજ્જોર્ગ બાનું પોતાનાં માનીતાં કામ પાછલ રાતના મોડે સુધી રોકાયલી રહેતી હોવાથી સહવારે જલદીથી ઉઠી શકતી નહીં, અને જ્યારે ફ્લોરીસ તેણી આગલ ગઇ ત્યારે તેણી હજી બીછાનામાંજ હતી

"તું કયાં જાએચ?" ફ્લોરીસે તેણી પાસે એ દીવસની રજ માંગતાં તેણીએ સવાલ કીધો.

"હયાં દુર, ટેકડીઓની પછવાડે 'પીકનીક હા' છે ત્યાં મને એક બે દીવસ ગુજારવાં ગમેચ, હું વધારે નહીં રોકાવશ." ફ્લોરીસે સમજાવ્યું.

તેણીએ ધાર્યું કે લોર્ડ નોરમન એથી જાસ્તી વખત ત હોબશે નહીં.

"વેલ, ડીઅર, જેમ તુંને ગમે તેમ, પણ આપણી "મેડસ" માંની એકને જરૂર લેતી જજે. એકલી ના જતી, ને હા જો, ત જંગલમાં મેં તુંને તે દહાડે કહયું તેવાં ફર્ન મલે તો જરુર લા

આવજે, ને કાંઇ નવી જાતનાં ફુલોના નમુનાબી લેતી આવજે," અને ત્યાં તેણી ફુલનાં અરધોએક દજન 'લેતીન' નામો બોલી ગઇ.

તેણી ખુશીથી કબુલ થઇ. અને પછી તુરત પોતાના રૂમમાં જઇ એક બેગમાં અગત જોગી ચીજો ભરી લીધી, કાંઇ સુકકું પાકકું ખાવાનું એક બાસકેટમાં ભરી લીધું, અને એક કલાકમાંનો પોતાની માનીતી દાસી સાથ, મુસાફરીની ગાડીમાં ત્યાંથી ઉપડી ગઇ.

કેટલોક વખત નીકલી ગયો, અને સીધો રસ્તો પુરો કરી તે ગાડી હવે ધીમે ધીમે ટેકડીઓના ઢળાવ પર ચહડવા લાગી. તે એક ખુશનુમા સહવાર હતી, અને પેલી દાસીપુત્રી પોતાને મળેલી છુટીથી ખુશ થઇ, ખુલ્લાં દીલથી ખુશાલ પટપટ ચલાવતી હતી.

એકાએક તેણી ચુપ થઇ ગઇ. અને ગાડીમાંથી ડોકયું કહાડી બહાર નજર કીધી.

"કોઇ બીજુંબી એક જન આય રસ્તા પર આજે ઉતરી પડયુંચ, સીનોરીતા. કદાચ તેણેબી આપણી માફક છુટી લીધી હશે!"

"હોયબી" ફ્લોરીસે બેધ્યાનપણે જવાબ દીધો.

તે છોકરીએ પાછું ડોકયું બહાર કાઢયું

"કોઇ ઘોડેસ્વાર છે, સીનેરીતા અને ઘણોજ ઝડપથી દોડાવેચ. બીચારો ઘોડો તો ફીણુ ફીણુ થઇ ગયોચ. ગરીબ બીચારૂ જાનવર!"

ફ્લોરીસે જવાબમાં માત્ર સહેજ ડોકું હલાવ્યું, તે છોકરી શું બકી જતી હતી તે તેણી જવલેજ સાંભલતી હતી. પણ એવામાં એકાએક તેણીની ગાડી ઠોભી ગઇ અને તે ઘોડેસ્વાર તે ગાડીની બાજુમાં આવી લાગયો. અને ફ્લોરીસે પોતાનું નામ ધીમે સાદે પોકરાતું સાંભલ્યું.

ચોંકીને તે ઉપર જોતાં, પોતાના વહાલા ક્રુસ સાથ પાછી રૂબરૂ થતાં તેણીનાં મોંહમાંથી એક ધીમી બુમ નીકલી પડી.

"ક્રુસ!" ખુશાલી અને કાંઇક ઠપકાભર્યા અવાજે તેણી બોલી, "ઓ ક્રુસ, તમે એમ કાંય કીધું?"

તે સહેજ વાંકો વલ્યો, અને ગાડીનાં બારણા પર હાથ મુકયો.

"હું હયાં કાંઇ વાત કરી શકતો નથી. તું જરા ઉતરીને બહાર નહીં આવશે? મને તુને કાંઈ કહેવાનું છે," તે બોલ્યો. "પણ, વારૂ તું મને છોડીને નાહસી કાંય જવા કરતી હતી?" વાંકો વળી તેણીના કાનપર પડી તેણે ધીમા અવાજે પુછ્યું.

"હું જાણુતી'તીજ–મને ફીકરજ હતી કે તમે પાછા આવશો ને મને મલવા માંગશો." ધ્રુજતા અને કાકલુદીભર્યા અવાજે તેણી બોલી. "ઓ! ક્રુસ, ખુદા ખાતર, હજીબી પાછા જાઓ."

"હુ હમણુાંજ જવશ, પણ તું જરા બહાર ચાલ ને હું કહુંચ તે સાંભલ."

તે ઘોડા પરથી ઉતર્યો અને તેણીની ગાડીનું બારણું ઉઘાડી, તેણીનો હાથ પકડી ગાડીમાંથી ઊતારી. ઉતર્યા પછી તેણે તેણીનો હાથ પકડીજ રાખ્યો, અને પોતાની પીઠ પાછલ ઉભેલા ઘોડાને પકડવાને તે બીલકુલ ભુલીજ ગયો.

"સીનોર, તમારો ઘોડો," એકાએક ગાડીના કોચમેને બુમ પાડી, અને પાછલ ફરીને નજર કરતાં ક્રુસે જોયું કે તે ઠાકેલું જનાવર પીઠ ફેરવીને યાહોમ પોતાને તબેલે જવાના રસ્તાપર દોડી જતું હતું.

"કાંઇ નહીં." સહેજ હસ્તાં લોર્ડ નોરમન બોલ્યો, "એની કાંઇ ફીકર નહીં. મને હવે કશાંની ફીકર કે દરકાર નથી, ફ્લોરીસ. નહીં, નહીં, હમણાં કાંઇજ બોલતી ના."

તેણે તેણીનો હાથ પોતાના હાથમાં લીધો, અને અચરત થયલાં પેલાં નોકરોની નજરથી દુર એક ગીચ્ચ ઝાડ આગલ તેણીને લઇ ગયો.

"અને ત્યારે તું જાણે મને મુકીને નાહસી જવા કરતી હતી! નહીં વારૂં ?" તેણીના બંધે હાથ પકડી, ખુશાલીથી છલાછલ થતાં જીગરે, હસ્તાં હસ્તાં તે બોલ્યો, "મને મુકીને! આહ ચેડી છોકરી તું ઘણું ડહાપણનું કામ કરતી'તી, તું ધારેચ! ફ્લોરીસ, માહરી મીઠ્ઠી ડારલીંગ, હું તુંને કેમ તે બધુ કહું? માહરા હોઠમાંથી શબ્દોજ નીકલી નથી શકતા! માહરૂં જીગર ખુશાલી અને સુખથી એટલું ભરપુર—"

"બ્રુસ."

"હા, એટલું ભરપુર થઇ ગયુંચ કે તે દેખાડવવા માહરી પાસે પુરતા શબ્દોબી નથી. ફ્લોરીસ, ગઇ સાંહજે તુને મલ્યા પછી મને જોઇતો બધો ખુલાસો મલી ગયોચ જો."

તેણે ગજવામાંથી કાર્ડ જેવું કાંઇ કાઢયું, અને તેણીને બતલાવવા જતો હતો, પણ તુરત અચકી જઇ તેને તે હાથ પાછ પછવાડે કરી દીધો.

"થોભ! ફ્લોરીસ, ને મને જવાબ દે, તાહરી ખાત્રી છે, કે 'બેલીફ઼ા' ખાતે બ્લાંશ સાથે તેં જોયલો પુરૂષ હુંજ હતો ?"

તેણે ગમગીનીથી માથું નીચું નમાવી દીધું.

"ઓ બ્રુસ, તમે તે કાંય પુછોચ? કાંય નહીં તે દુઃખી યાદને ભુલાવી દેતા ?"

"તાહરી ખાત્રી છે કે માહરો તે ચહેરો તું પાછો ઓળખી શકશે?" મશકેરીથી હસ્તાં તે બોલ્યો, "જો, આયજ માણસને તેં બ્લાંશ સાથ જોયો હતો કે?"

અને પેલો કાર્ડ તેણે તેની સામે ધર્યો.

તે ઓસ્કાર રેમંડની સખી હતી કે જે આગલ તેણે તેને આપી હતી, અને જે તેનાં કાંઇ કાગજ્યાંઓ સાથે ભેલાયેલી, તેના કોથળામાં ગઇ રાતેજ અચાનક તેને મળી આવી હતી.

તેણીએ બારીકીથી તે સખી માંહેલા ચહેરાને તપાસ્યો, અને તેણી કાંઇક ગુંચવાયલી લાગી.

"હા, એજ, પણ—પણ શું એ તમારી સખી નથી?" તેણે અજાયબીથી પુછ્યું.

"નહીં, એ માહરી નથી." તેણે ગંભીરાઇથી જવાબ દીધો. "એની પાછલ જો, એના આપનારનું નામ લખેલું છે. જે માણસની એ સખી છે, તે પોતાની કાંઇ મતલબ ખાતર તને દેખાડવા માહરી જગ્યા લઇ ફરયો હતો. પાછલ વાંચી જો."

તેણીએ તે ફેરવી જોયો. "લોર્ડ નોરમનને ઓસકાર રેમંડ તરફથી." તેપર લખાયલું હતું.

તેણીને ફેર આવવા લાગ્યા, અને લોર્ડ નોરમને તુરત તેણીને પોતાની બાથમાં મજબુત પકડી લીધી નહીં હતે તો તેણી જરૂર પડી જતે.

'હવે તું બધું ખુલ્લું જોઇ શકેચ? નહીં ડારલીંગ?" તે બોલ્યો, અને ગઇ રાતે હોટેલ પર પહોંચતાં પોતે જોયલા બનાવનું ટુંકમાં તેણે સઘળું વર્ણન કર્યું.

"એ બધું મેં તેઓને પોતાને મોહડે સાંભલ્યું. ફકત એકજ ચીજ હું હજી નથી સમજી શકતો. ઓસકાર રેમંડનો પસ્તાવાનું કારણ માહરે મનસે એક ઉખ્ખાણું છે, ફલોરીસ."

"હું તમોને કહું, ખુસ?" તેણી ધીમેથી પટપટી, અને તેનાં ખભાપર માથું નાંખી તેણીએ ધ્રુજતે અવાજે તે ભેદ તેની આગલ ખુલ્લો કર્યો.

"માહરી ડારલીંગ, ત્યારે તો તેં—તેંજ એકલીએ આપુને બેઉંને બચાવ્યાં! અગર જો તે તને મલતે નહીં તો હજી આપણે બધે—ઓ ખુદા હું તે ખ્યાલ વટીક કરતાં કમકમુચ! માહરી મીઠી ફ્લોરીસ, માહરી પોતાની વ્હાલી, ખુદાનો આભાર કે સઘળું વખતસર બની ગયું. એક બીજાનું વધું અકવાડીઉં, અને સઘળું તમામ થઇ ગયું હતે! તાહરા અને માહરા વચ્ચે એવા મોટા અંત્તરનો અટકાવ થતે કે મહોત સીવાય તેમાંથી છુટવાનો માર્ગજ નહીં હતો! અને હવે—હવે ફકત મોહનજ આપને છુટાં પાડી શકશે! તે સીવાય કોઇજ નહીં!" અને ખુશાલીની એક બુમ સાથ તેણે તેણીને પોતાની છાતી સરસી દાબી.

એકમેકની કમર આસપાસ હાથ વીંટાલી ખુશાલ જીગરે તાહેલાં મારતાં તેઓ જંગલમાં ફરવા લાગ્યાં. તેણીનું નાજુક સર તેનાં ખભાંપર ટેકવેલું હતું અને તેણીની મધુર ચશમો સુખનાં આંસુઓથી તર થયલી હતી.

એ બધું એટલું અચબુચ થયું હતું કે તેણી હજી બી પોતાના સુખમાં માની શકતી નહીં. એકાદ સ્વપનો જોતી હોય એવુંજ તેણીને લાગ્યું, અને રખે તેમાંથી તેણી ફરી પાછી જાગૃત થાય એવી તેણીને બ્હીક હતી.

ધીમા ગળગળતા સાદે તેણે ફરી અને ફરી તેઓ છુટાં પડયા પછીના બનાવોનું વર્ણન તેણીને કહી સંભલાવ્યું, અને જે હજી તેણીને નહીં સમજ પડયું હતું તે બધું વીગતે સમજાવ્યું. બોલતાં બોલતાં અવારનવાર તે તેણીના ચહેરા બણી પ્યારથી નજર કરતો, અથવા તેણીના ગુલાબી થયલા રૂખસારો પર પોતાના હોઠ દાબતો. જાણે તેને પોતાને વટીક પોતાનાં મેહટા સુખ વીશે ખાત્રી નહીં થતી હોય અને એ રીતે તેણી પોતાના બાજુમાં હોવાનાં ખરાંપણાં વીશે ખાત્રી કરવા માંગતો હોય!

તેઓ પેલા ગાડીવાનને અને સુઝન (ફ્લોરીસની 'મેડ')ને તો એ અરસામાં ભૂલીજ ગયાં. તે ગાડીવાન, ઘોડાને છાંયડામાં ઉભો રાખી પોતે સીગાર સળગાવી મોજ મારવા લાગ્યો, જ્યારે સુઝન. આસપાસ ઉગી નીકળેલાં જંગલમાંનાં ફુલો વીણી પોતાની શેઠાણી આવે ત્યારે તેણીને આપવા માટે એક 'બંચ' તૈયાર કરવા લાગી.

આખરે ફ્લોરીસનેજ તે વીશે ધ્યાન આવ્યું

"બ્રુસ ડીઅર, હવે આપણે જવું જોઇએ." ઓશકથી લાલ થતાં તેણી બોલી. "હું તો બધું જાણે ભૂલીજ ગઈ! આપણે કેટલો બધો વખત હયાં ગાળી કાઢયો! માહરે માહરી મુસાફરી આગળ વધારવી જોઇએ.'

"મુસાફરી? કાંય વારૂ?" તેણીના સુંવાળા બાલ પસવારતાં તે બોલ્યો.

"હવે તુંને ત્યાં જવાની શું જરૂર છે? ને વળી માહરો ઘોડો તો તું જાણેચ તેમ નાહસી ગયોચ, ત્યારે મને લઈ નહીં જશે તો હું પાછો ફ્લોરન્સ પુગસ કેમ?"

"એમ. તે તો હું ભુલીજ ગઇ." પાછી ચહેરામાં લાલ થતાં તે બોલી, "અલબત માહરે તમોને ત્યાં પાછા પહોચાડવાજ જોઇએ."

ચતુર સુઝન, જો કે માત્ર સોલ વરસની એક નીર્દોષ બાળકી હતી, છતાં તેણી મામલો ચેતી ગઈ હતી. અને જેવાં તે બંધે પાછાં ગાડી આગલ આવ્યાં ત્યારે તેઓને જોઇને તે છોકરી મીઠાશથી હસી, અને ફ્લોરીસ કે જેણીનું જીગર સુખ અને ખુશાલીથા તમામ તર થઈ ગયલું હોવાથી દરેક ચીજ અને દરેક જણ પરજ તેણીને જાણે હેત આવી ગયું હતું, તેણીએ પોતાને માનીતી થઈ પડેલી નાહસી સુઝનને વાંકી વળી એક કીસ લીધી ત્યારે તે છોકરીએ ધીમેથી તેણીને સવાલ કીધો.

"ઓ, સીનોરીતા, એવણુ તમારા 'લવર' છે કે? આહ, પણુ એવણુ કેવા ખુબસુરત અને ઉમરાવ જેવા લાગેચ! નહીં વારૂ, સીનોરીતા."

ઘરે પહોંચતાં, તેઓને પાછાં ફરેલાં જોઇ મીસીસ સીંકલેર સહેજ પણુ અજબ થઇ નહીં.

"હું ધારતીજ કે તમે લોક જલ્દી પાછા જરુર ફરશો." તેણી બોલી "અને હવે હું ધારૂંચ કે માહરી ચોપડી મહને એકલીનેજ પુરી કરવી પડશે, મીસ વુડ—આઇ મીન, મીસ કારલાઇલ."

"ઓ નહીં, હું હજી તમારી આગલજ રહીશ." ફ્લોરીસ બોલી.

મીસીસ સીંકલેરે તુરત લોર્ડ નોરમનના હસ્તા ચહેરા પર નજર કીધી અને તે બંધે વચ્ચે આંખની એક છુપી ઇસારત પસાર થઇ.

તેજ સાંહજે લોર્ડ નોરમને લેડી બેટીને તાર કીધો, અને બીજા ત્રણ દીવસમાં તો લેડી બેટી ફ્લોરન્સના "વાયોલેટ વીલા"માં આવી પહોંચી.

ફ્લોરીસને જેટલી ખુશાલી તેટલીજ હદ સુધીની અજાયગી તે બાનુંને જોતાં લાગી.

"બ્રુસે મને બધું જણાવ્યુંચ. તે ઉપરાંત હવે હું કશું જાણુવા નથી માગતી, વ્હાલી." ફ્લોરીસ કાંઇ બોલવા જતી હતી. તેણીને અટકાવી તે ભલી બાનુ બોલી. "ખરૂં કહું તો ગઈ ગુજરીની કાંઇભી વાત કરવાની મને બ્રુસની સાફ મનાઈ છે. ફકત એક સવાલ માહરે તુંને પુછવાનો છે ને એ કે, તું કાલે ઇંગલાંડ આવવા ઉપડી શકશે?"

"કાલે!" તેણીએ અજબ થઈ સવાલ કીધો.

"હા, ડીઅર, બ્રુસની એવીજ ઇચ્છા છે."

"પણુ તમારી, વ્હાલાં લેડી બેટી?"

"ઓ, હું તો કશી ગણત્રીમાંજ નથી," ખુશ મીજાજથી હસતાં તેણી બોલી. "ને વળી હું તો પોતેજ ખરેખર તો તુંને જેમ બને તેમ જલદી માહરે ઘેર લઇ જવા અધીરી પડીચ. કે તું થોડો વખતબી માહરે ફાળે આવી શકે. ને મારે તું ફાળે આવવાનો ચાન્સબી ઘણો થોડોજ મલશે, કારણ ખુસ તો તુંને આખીને આખી એની પોતાનીજ કરવાની વીરમાં પડયોચ. માટે હવે બની શકતું હોય તો કાલને કાલજ ઉપડવાની તૈયારી કરી નાંખ. સર એડવર્ડ તો તુને જોઇને કેટલા ખુશી થશે તેનો હું ખ્યાલબી નહીં કરી શકતી. હું પોતેબી તુંને આટલી બધી ચાહતી નહીં હતે તો ખચ્ચીત હું એટલી વીહીલી પડતે, કારણ માહરા એડવર્ડ તો ધારેચ કે 'મીસ કારલાઇલ'ના જેવી ખુબસુરત બાહોશ અને ચંચળ છોકરી કાહબી છેજ નહીં ને ઘડીઘડી તુંને યાદ કરી તારીજ વાત કર્યા કરેચ."

બીજી સહવારે તેઓ ત્યાંથી ઉપડયાં. પૈસા જે રીતની સગવડ કરી શકે તે રીતની સગવડથી એશ આરામ સાથ તેઓએ મુસાફરી કીધી. લોર્ડ નોરમને દરેક જોઇતી ગોઠવણ ઘણીજ તજુમલથી કીધી. સ્લીપીંગ કારો રીઝવર્ડ કરાવી. સર્વથી સરસમાં સરસ હોટેલના કુશાદે રૂમ્સ તૈઆર કરાવ્યા, દરેક ઠેકાણે ગાડીઓ વીગેરે તૈઆર રહે તેનો બંદોબસ્ત કીધો, અને સઘળું એટલું તો કાળજી અને બારીકીથી તૈઆર કીધું, કે બલી શાહજાદીને માટે પણ તેના કરતાં વધારે સરસ સગવડો થઇ શકતે નહીં એમ અવારનવાર લેડી બેટી હસીને તેણીને જણાવતી હતી.

અને એ રીતે મીઠી ફ્લોરીસ, કે જે થોડાક માસની વાત ઉપર દુ:ખી જીગરે એકલવાઈ હાલતમાં ઇંગલાંડનો કીનારો છોડી ગઇ હતી, તે તેથી ઉલટીજ રીતે તે એક શેહનશાહ બાનુને છાજતા દબદબાથી ત્યાં પાછી ફરી.

સર એડવર્ડે તેઓને ઘણોજ હેટભર્યો આવકાર આપ્યો.

"કેમ છેઓ, મીસ કારલાઇલ?" તેણીનો હાથ પકડી કાંઇક ગંભીરતાથી તે બોલ્યો. "હું તમોને જોઇને ઘણોજ ખુશી છું. મેં તમારી હાજરી ઘણી 'મીસ' કીધી. ઘણોજ નસીબવાલો છે તમોને મેળવવા વાસ્તે, ખરેજ ઘણોજ નસીબવાલો' અને હવાં તે ભલા ઉંમરાવે લોર્ડ નોરમનનો હાથ લઈ તે પણ તેટલાંજ ખરાં દીલનાં હેત સાથ હીલવી નાંખ્યો.

ખાણાં પછી, સર એડવર્ડ લોર્ડ નોરમન સાથ વાઇન સીપ કરતો બેઠો.

"તમે પારલામેંટમાં જવાના હશો, હું ધારૂંચ!" સર એડવર્ડને ત્યાર પછી ઉઠતો જોતાં લોર્ડ નોરમને પુછયું.

"ન—નહીં, આજે રાતે નહીં." તેણે જવાબ દીધો.

"આજે નહીં! હું તો ધારતો હતો કે આજે તમે બોલવાના છેવ." નોરમને અજબ થતાં જણાવ્યું.

"હા—હા; તેમ હતું ખરૂ. પણ હું ધારૂંચ કે આજે હું નહીં જવસ—એટલે કે જો તમોને હું નડતલ સમાન થઇ નહીં પડતો હોઉં તો. પેપરો માહરી ગેરહાજરી બાબે કોણ જાણે શુંબી છાપી મારશે તે હું વીચારી નહીં શકતો, માહરૂં કોઈ સગું ખપી ગયું હોવ અથવા એવુંજ કાંઇ ધારી લેશે—પણ હું આજે નહીં જઇશ." ને તે ખુશ મીજાજે હસ્યો.

ફલોરીસને તે "કોમ્પલીમેંટ" ખચ્ચીત ઘણી હરખાવનારી થઇ પડી, અને તેણી ઘણા હરખ સાથ પાછલથી પોતાનાં મીત્રમંડળ આગલ કોઇ વેળા વાતો કરતી હતી. સર એડવર્ડ જેવો માન પામેલો અને જાણીતો 'સ્તેત્સમેન' જે પારલામેંટની એકબી મીટીંગ નહીં ચુકી શકે તે તેણી જેવી એકને માટે તે દીવસે ઘરમાં રહયો હતો!

એટલા ખુશનુમા તે કલાકો પસાર થઇ ગયા કે વખત કયાં ચાલી ગયો હતો તે કોઇને માલમ પડયું નહીં, અને તેઓ સુવા ગયાં ત્યારે લેડી બેટી અત્યંત વ્હાલથી ફ્લોરીસના બંધે ગાલપર કીસ લેતાં બોલી, "આહ, ફ્લોરીસ ડીઅર, તું ખચ્ચીત કેટલી બધી સુખી દેખાયચ?" અને તે બોલતાં તેણીની માયાળુ ચશમોમાંથી હરખના બે આંસુ ખરી પડયાં.

"ખરેખર? હું સમજીને ઘણી ખુશી છું." તેણીએ જવાબ દીધો, કારણ હું ખચ્ચીત ઘણી ઘણીજ સુખી છું, વ્હાલાં લેડી બેટી. આ બધું બનવા પછી ખાસ કરીને વધારેજ સુખી! કારણ એ કસો-ટીમાંથી પસાર થતાં ખરાં સુખની વધારે સરસ રીતે કદર બુઝાયચ, હું ધારૂંચ."

# પ્રકરણ ૩૭ મું.

તે બે વ્હાલાંઓ ફ્લોરન્સથી પાછાં ફર્યાં, ત્યારે લંડનની સીઝન ફરી એકવાર પોતાના પુર બહારમાં શરૂ થઇ ચુકી હતી.

ખરી બીના કોઇનેબી ખબર નહીં હતી, છતાં, સઉ પોત પોતાને માફક આવતા ગપાટાઓ ઉડાવતાં હતાં કે જે બધાંમાં ફ્લો-રીસની તો સઉ કોઇ તારીફજ પુકારતાં.

તેણીને એકવાર પાછી જોવાને બધાં હદ વગરનાં આતુર હતાં, અને લેડી બેટીપર તેડાંઓના ઘગતે ઘગ આવતા કે જે દરેકમાં ફ્લોરીસને લઇને આવવા બ્હોંસા બહોંસીનુંજ લખાઈ આવતું.

"કાલના ડચેસને ત્યાંના બૉલમાં આપણે જઇએ, હું ધારૂંચ ડીઅર, કે એ વાતનો નીવેડો આવી જાય!" લેડી બેટી એક દીવસ બોલી. "હા, તાહરીપર ધસારો તો ઘણો આવશે ને તુંને હેરાન થવું પડશે, પણ તાહરો હેવાલ જાણવા તે લોક એટલાં ખરવાયાં તોડેચ કે તુંને જોવા ને મલવા તલપાપડ થઇ રહયાંચ. તુંને કોઇ વાંધો તો નથીની?"

"નહીં. જરાબી નહીં, પણ બીચારાંઓ નાહક તોવઇ રહયાંચ, કારણ તેઓ માહરા તરફથી કશું જાણી શકવાના નથી." તે હસી.

"ઠીક ત્યારે. આવતી કાલે આપણે ભવીષ્યનાં કાંઉટેસ ઓફ નોરમનનાં તે લોકને દરશન કરાવશું."

તે એક નામાંકીત મેળાવડો હતો. મીસ કારમાઇલ અને લોર્ડ નોરમનની ત્યાં હાજરી હોવા વીશેની ખબર ડચેસે આગમચથી બધાંને જાહેર કીધેલી હોવાથી તેણીને જોવાની અને કાંઇકિ જાણવાની જીગ્નાસાથી પુષ્કલ લોક ત્યાં જમાવ થયું હતું.

પહેલી હરોળમાં ફ્લોરીસ જરા અચકાઇ ને અળગ રહી કારણ સઘળું ધ્યાન તેણી તરફજ હોવાનો તેણીને ભાસ થતો, જેથી તેણી શરમાઇને લોર્ડ નોરમન અને લેડી બેટીના ઓથામા વધું દબાતી, મગર, તેઓએ તેણીને હીંમત આપ્યા કીધી એટલે પછીથી તેણી પાછી અસલ રાહપર આવી ગઇ.

થોડીવારે લીંચવાલાઓ આવી લાગ્યાં, અને તે ભલાં ધણી ધણીઆંણી ખરાં હેતથી તેણીને મલ્યાં, ત્યારે તેઓથી તેણીને કશુંજ અંજાણું લાગ્યું નહીં. તેઓ બંધે તેણીને જોઇને હદ વગરનાં ખુશી થયાં, અને તેઓ મુતલગ તેણી આગલથી ખસ્યાં નહીં.

રાત લગભગ અરધી પસાર થઇ હતી કે જ્યારે લોર્ડ નોરમન એકાદ "શેમપેન"નું ગ્લાશ સીપ કરવા રીફ્રેશમેંટ રૂમમાં ગયો કે

જોવામાં તેણે સામેના દરવાજામાંથી એક ગ્રહસ્થને આવતાં જોયો. તેણે હાથમાંથી ગ્લાસ મુકી દીધું, અને ખુશાલીથી "બર્ટી" નામનો પુકાર કરતાં તેની તરફ ધસ્યો.

બર્ટી કલીફર્ડ ચોંકયો અને સહેજ ફરીને તેની તરફ પોતાનો હાથ લંબાવ્યો મગર હજી તો લોર્ડ નોરમન તે પોતાના હાથમાં પકડે તે આગમચ અચગુચ ખેંચી લીધો, અને એક ઠંડા નમન સાથ ત્યાંથી ચાલી જવા ગયો.

લોર્ડ નોરમન ચહેરામાં લાલ થઇ ગયો. અને એકાદ પળ તે વીચારવંત થોભી ગયો; ત્યાર પછી તે તેની પછવાડે ગયો અને તેનાં ખભાંપર હાથ મુકયો.

"બર્ટી" તે પાછું બોલ્યો.

"વેલ?" સહેજ ફીકકો પડતાં બર્ટીએ સવાલ કીધો, "તમારી સાથ કાંઇબી વાતચીત ચલાવવા હું ખુશી નથી, લોર્ડ નોરમન."

"એટલે? તું શું કહેવા માંગેચ, બર્ટી?" તે ગંભીરતાથી બોલ્યો. "આહ, પણ હું સમજ્યો."

હવે લાલ થવાની બર્ટીની વારણુ આવી.

"તમારા કરતાં માહરી યાદદાસ્ત શકતી વધારે મજબુત જણાયચ, લોર્ડ નોરમન," તે બોલ્યો. "ગમે તે હોય, પણ એક માણસ એક નીર્દોષ અને ખરેખરાં ઉમદા ખવાસનાં લેડી તરફ તમે દેખાડેલી ચાલ મુજબ વર્તે તે માણસ સાથ કોઇબી શુદ્ધા ગ્રહસ્થને દોસ્તી સાંધવી સજાવાર નથી, હું ધારૂંચ."

"થોભ—ખુદા ખાતર, અને માહરી સાથે આવ." અને લોર્ડ નોરમન ઝડપથી તેણે એક એકાંત જગ્યાપર ખેંચી ગયો. 'બર્ટી, તેં કાંઇ સમજ્યું નથી? તેં પેપરો નથી વાંચ્યાં?"

"હું હમણાંજ ઇંગ્લાંડ પાછો ફર્યોચ" બર્ટીએ જણાવ્યું, "અને કાંઇબી પેપરો વાંચ્યાં નથી, પણ હું જે બાબે બોલુંચ, તે માહરા અત્રેથી જવા આગમચની તમારી ચાલ બાબે છે, લોર્ડ નોરમન. પણ હું ખુશી થયું છે કે તે ભલાં બાનું કે જેઓનું અત્રે નામ દેવાને હું રાજી નથી, મગર જેઓનો મીત્ર હોવાનું મને માન છે તેવણ તરફની તમારી બેહયા વર્તણુક બાબેનો ખુલાશો મેળવવા, એ રીતે તમોને મલવાથી, મને તક મલી ગઇચ."

"ખુલાસો—હા!" તે શાંત ગંભીરાઇથી બોલ્યો. "નહીં, તેણીનું નામ દેવાની કશી જરૂર નથી." તે એક પળ બોલ્યો અને પછી પાછું શરૂ કર્યું કે જે બોલોએ તેનો મર્દાનો અવાજ લાગણીથી સહેજ ધ્રુજતો હતો.

"બર્ટી—હા, તુને એ લાડકાં નામેજ બોલાવવાનો મને હજી હક છે, બર્ટી, અગર જો તાહરા પ્રત્યેની માહરી પ્રીત અને માનમાં વધારો કરવાને જો સહેજબી ચીજની જરૂર હતે તો તે તાહરા હમણાં બોલાયલા શબ્દો અને તાહરી હાલની વર્તણુંક તે બજાવી શકતે! હા, બર્ટી ડીયર, તું શું કહેવા માંગેચ તે હું બરાબર સમજુચ, અને જે લેડીને માહરેથી દુઃખ પહોંચેલું તું ધારેચ—ખુદા મને માફ કરે, કારણ મેં જાણી જોઇ કદી તેમ કીધું નથી–તેણી માહરી, ફલોરીસ કારલાઇલ માહરી બવીસ્યની પરણેતર છે."

બર્ટી અજાયબીથી એક દગલું પાછલ હઠયો.

"હશ, એક બોલબી જ્યાદા નહીં." લોર્ડ નોરમને ઊશકેરણીથી કહયું. "તું પહેલ્લે સઘળી વીગત સાંભલી લે."

તે બંધે પુરૂષો અરધો કલાક સુધી ખાનગી ગુસગુસમાં રોકાયા. પહેલે તો બર્ટી જાણે પોતાના કાનોનો ઇતબારજ જાણે કરી શકયો નહીં, મગર સઘળી વીગત જાણતાં છેવટે, ભેણીને અંતે

સુખી થયલી સમજી તેણે ખુદાનો આભાર માનતાં તેણે છુટકારાનો એક દમ ખેંચ્યો.

"શુકર ખુદાના" તે બબડ્યો. "પ્રુસ, મને માફ કરજે; પણ તે છતાં—"

"નહીં હું મારીને લાયક નથી, તાહરૂં કહેવું ખરૂં છે, બર્ટી હું ખરેખરો મુર્ખ હોવો જોઇએ, એવું માનવાને વાસ્તે. પણ ખરૂં માનજે, બર્ટી કે હું તે વાસ્તે પુરતી સજા પામી ચુકયોચ. પણ ચાલ હવે ફ્લોરીસને મલ. તેણીનાં સુખમાં સહેજબી કચાસ હશે તો તાહરી હાજરી તે ખચ્ચીત સંપુર્ણ કરી આપશે. હમે તાહરે માટે અવારનવાર વાત કર્યેચ. તું અત્રે કેવી રીતે, પાછો ફર્યો—બીમાર હતો શું?" અને તેણે કાળજી ભરી આતુરતાથી તેની 'સરવે' લેવા માંડી.

"બીમાર નહીં પણ ઘાયલ થયો'તો," બર્ટીએ જવાબ દીધો. "પણ હવે તદન સારી પેઠે છું. તાહરા લગન પર 'ડાન્સ' કરવાને હું પુરતો શકતીવાન થયોચ." ચહેરામાં સહેજ લાલ થતાં તે બોલ્યો. "પણ જરા ઠોબ." નોરમન તેને ફ્લોરીસ આગળ લઇ જતો હતો તેટલાં તે અટકી પડતાં બોલ્યો. "આય ઓસકાર રેમંડ-તું તેને બરાબર ઓળખતો હતો તો હસેજ, હું ધારૂંચ તું ચોંકતો ના, પ્રુસ, મગર હું તેની કાંઇ ખબર લાવ્યોચ."

"ઓસકાર રેમંડની ખબર!"

બર્ટીએ ગંભીરાઇથી ડોકયું હલાવ્યું.

"હા. હું જો કે ઇંગ્લાંડ પહોંચવાને ઘણો આતુર હતો, છતાં દોકટરનો હુકમ થવાથી લાંબે રસ્તે ફરતું ફરતું આવવું પડયું. જીનોવામાં હમે "થ્રી કીઝ" હોટેલમાં ઉતર્યા હતા. જે દીવસે હમે ત્યાં ઉતર્યા તેજ દીવસે એક પુરુષ પોતાના રૂમમાં મુવેલો માલમ પડી

આવ્યો. તે એક ઇંગ્લીશમેન હતો, પણ તેની પાસેથી મલી આવેલા એક સીગાર કેસ કે જે ઉપર એ. આર. ની 'ઇનીશીઅલ' હતી તે સીવાય તેને ઓળખવાની બીજી કશી નીશાણી મોજુદ હતી નહી."

"તેં તે સીગાર કેશ જોયો ?"

"હા!"

"તે એક રશીયન લેધરનો કેસ હતો કે જેની ઉપર એક કુતરાનું સોનેરી 'એમબોસ' કાઢેલું પીકચર હતું ?"

"હા," બર્ટીએ જવાબ દીધો. "તું તે ઓળખેચ."

"હમે કોલેજમાં સાથે હતા, ત્યારે મેં તેને તે ભેટ આપ્યો હતો." લોર્ડ નોરમને ગભીરાઇથી જણાવ્યું. "તેં તેને જોયો ?"

"હા, ફકત એકાદ મીનીટ. હવે જયારે મેં બધું સમજ્યુંચ ત્યારે મને યાદ આવેચ કે તાહરા ચહેરાનું ઘણું મળતાપણું તેનામાં હતું. પણ તે પુકેપના બાલ સફેદ થવા આવ્યા હતા, લગભગ તદન સફેદ, હું ધારૂંચ."

"ત્યારે તે તેજ હતો. માહરા ખુદા ! આટલો જલદી!"

"હા, અને તેબી વળી પોતાનેજ હાથે. તેનાં બીછાનાં આગલથી ઝહેરની શીશી મલી આવી હતી, અને દોકટરનીબી તેવીજ ખાત્રી થઇ હતી. હમે બની શકતું બધું કીધું, અને તેની પાયદસ્તની કીર્યા ખતમ થવા સુધી હું થોભ્યો હતો."

પણ બર્ટી હજી અચકાયો.

"હું ધારૂંચ કે હું સહવારેજ મલવા આવશ તો બહેતર થશે, બ્રુમ." તે ધીમેથી બોલ્યો. પણ તેજ પળે તેણીનો માનીતો અવાજ તેઓના કાનપર પડયો, અને બીજી પળે તો તેણીની નજર બર્ટી પર પડી.

સર જોસફનો હાથ તુરતજ પડતો મેલી, ખુશાલીથી ગોલાબી થયલા રૂખસારો સાથ, બધે હાથ તેના તરફ લંબાવતી તેણી તેની નજીક ગઇ.

"આખરે!" પોતાના બધે હાથો તેના હાથમાં આપી બીજાંઓની હાજરી વટીક લગભગ ભુલી જઇ તેણી ખરી ખુશાલીથી પુકારી ઉઠી, "આખરે તમે આવ્યા! ઓ હું કેટલી ખુશી થઇ! તમારા પાછા ફરવાની મે કેટલી આર્જુ કરી હતી, અને અરે હું ખચ્ચીત કેટલી કેટલી ખુશી થઇચ! ધુસ, તમે એવણને કયાંથી શોધી લાવ્યા? માહરા સુંખમાં ફકત એટલુંજ—"

"મેં તને શું કહયું'તું, બર્ટી?" ફતેહથી બર્ટી સાથ આંખ મેળવતાં લોર્ડ નોરમન બોલ્યો. બર્ટીએ કશો જવાબ દીધો નહીં.

તે દીવસથી બર્ટી તે ખુબસુરત અબળાનો એક ખરેખરો ભાઇજ થઇ લાગો, અને જો કે તે કદી પરણ્યો નહીં, છતાં, તેણીને ત્યાં તે જાથુકનો આવજાવ કરતો થયો, પણ લોર્ડ નોરમન તેને વાસ્તે સહેજબી અદેખો પડયો નહીં.

## પ્રકરણ ૩૮ મું.

તે એક ધામધુમ્યાં લગન હતાં. લેડી બેટીએ પોતાનાં થોડાંક મીત્રોના કાનમાં લગનની તારીખ વીશે ફુંક મારી હતી એટલે તેઓને પરણીને એક થયલાં જોવા પૂશકલ લોક દેવળમાં હાજર થયું અને પુશકલ ગીરદી થઇ. ફલોરીસના બધાં મીત્રો ત્યાં હતાં

જેઓમાં લીંચવાલાં અને ડૉ. ગ્રીન વીગેરે પણ હતા. ડયુક ઓફ એનસલી, જે બ્રુસનો સગો થતો હતો, તેણે પોતાની મરજીથી ફ્લોરીસના ધર્મપીતા તરીકેની જગ્યા લીધી, અને બ્રુસના હવાલામાં તેણીને સોંપી.

બર્ટી 'બેસ્ટ મેન' (સાક્ષી) થયો હતો, અને તે ખુબસુરત જવાન ઉપર ત્યાં હાજર રહેલી ઘણી સુંદર નાજનીનોનો દોળો હોય એમ જણાતું, મગર તેને મનસે તો ફ્લોરીસથી ચઢઆતી કોઇ પણ ઓરત નહીં હતી, એટલે તે જોવાનું વટીક તેને ભાન નહીં હતું.

નાસ્તો ખરેખર ઘણો ઉમદા હતો અને તે સઘળો કારોબાર લેડી બેટીની ખંત અને કારસાજીથી તમામ ફતેહમંદ નીવડયો હતો. ડરોઇંગ રૂમમાં ટેબલો ઉપર અસંખ્ય ભેટ સોગાદો સર્વેને જોવા માટ ખુલ્લી મુકી હતી, જેઓમાં અતી કીંમતી "ઓરકીડસ" ફુલોનો એક સુંદર બંચ મીસીસ સીંકલેરની પ્યાર ભરી દુવા સાથનો આવેલો, સર્વેનુ ખાસ ધ્યાન ખેંચતો,

ફ્લોરીસ ખરેજ ઘણી સુંદર લાગતી હતી અને નોરમન પણ એકવાર પાછો અસલ જેવો તંદરોસ્ત અને મોજીલો બની ગયો હતો. લોક એકમતે બોલતું હતું કે તે સીઝનમાં સંધાયલાં જોડાંઓમાં એ જોડું સર્વથી ખુબસુરત અને એકમેકને લાયકનું હતું!

તેઓએ 'હનીમુન' 'નોરમન કાસ્તલ'માંજ ગુજારવાનું નકકી કર્યું હતું, અને નાસ્તા પછી તે સુખી જોડું, નોરમનની સુંદર જોડીની રથમાં ઉપડી ગયું ત્યારે ચોખા અને જુના સ્લીપરોનો અસંખ્ય માર તેઓપર પડતો જોવાનું ખરેજ રમુજી હતું.

અનંત સુખનાં ત્રણ અઠવાડયાં પછી તેઓ લંડન પોતાનાં મીત્રોને મલવા ગયાં.

"આપણે હજી બીજાં એકાદ બે અઠવાડયાં શાંતીમાં ગાળી કાઢયે" લોર્ડ નોરમેન, જેને હજી હનીમુન પુરો કરવા ગમતું નહીં હતું, તેણે જણાવ્યું. "આપણે આપણાં મકાનમાં નહીં ઉતરતાં હોટેલમાંજ જઇશું, અને ત્યાંજ રહી કોનસર્ટ, નાટક અને પીકચર ગેલેરી વગેરેની મોજ ચાખીશુ. આવનજાવનની ધંધુખરમાં પડવાની ઉતાવલ કરવાની કાંઈ જરુર નથી." અને તેઓએ પોતાનો એ પ્લાન પાર ઉતાર્યો!

કાઉંટેસ ઓફ નોરમન તરીકેની કામકાજની જોખમદારી હાલ તુરત તેણીએ પડતી મેલી અને નીશાળમાંથી છુટી મળેલા નીશાલ્યાઓ માફક તે બંધે જાણે તહેવારની રજા ઉજવવા લાગ્યાં!

એક રાત્રીએ તેઓ એકાદ નાટકશાળામાંથી પાછાં ફરતાં હતાં જેવામાં તેઓની ગાડીનો પુલ 'લીસ્ટર સ્કવેર' નામના લત્તાપર આવતાં ભાગી ગયો. અકસમાત તદ્દન સાધારણ જેવો હતો, અને કોઇને કશીજ ઇજા થઈ નહીં.

બ્રુસ તુરત નીચે ઉતર્યો ને તેણીને હાથ આપી ઉતારી, એક બાડુતી ગાડી બોલાવવા જતો હતો એવામાં ફ્લોરીસે તેને રોકયો.

"ઘણી ખુશનુંમાં રાત છે, બ્રુસ આપણે થોડું ચાલ્યે?" તેણી બોલી.

"તાહરી મરજી હોય તો; પણ તેં બરાબર કોટ વગેરે પહેડયુંચ કે?"

"હા, ને મને ચાલવા ઘણું ગમેચ. આટલી મોડી રાતે લંડનમાં કોઈબી દીવસ હું રસ્તાપર ચાલી નથી. ખરેખર, બધું કેવું જાણે અંજાણું લાગેચ!"

તેણે એક સીગાર સલગાવી, અને હાથમાં હાથ ભેરવી તેઓએ તરત ચાલુ મુકયું.

ગીરડીવાળા રસ્તો પડતો મુકી લોર્ડ નોરમને એક શાંત મહોલ્લામાંથી થઇ ચાલવા માંડયું તે રસ્તા ઉપર એક ફ્રેંચ 'કોફે' (રેસતોરાં) હતું જેમાં સળગેલી બલુકદાર બતીઓ બારી બાહરથી થઇ રસ્તા ઉપરથી ઉજાસ ફેંકતી હતી. તેઓ એ મુજબ, પસાર થતાં હતાં જેવામાં તે રેસતોરાંનું બારણું ઉઘડયું અને એક ઓરત ઝડપથી બહાર નીકળી.

તે દુસકાં ખાઇ ખાઇને રડતી હતી. તેણીને જોતાં ફ્લોરીસે લોર્ડ નોરમનનો પકડેલો હાથ સહેજ દાબ્યો.

"ઓ, બ્રુસ, જોવાની ગરીબ બીચારી!" તેણી દયાથી પટપટી.

તેણે તે તરફ ડોકું ફેરવ્યું, અને તેજ પળે તે બારણું પાછું ઉઘડયુ, અને એક છોકરો પુરૂષ લપેડા ખાતો તેણીની શોધમાં આવ્યો. તેણે તેણીને મારવા હાથ ઉંચકયો પણ લોર્ડ નોરમને તુરત ત્યાં જઇ લાગી એક અછાત સાથ તે છટકાવી નાંખ્યો.

તે પુરૂષે એકાદ પળ તેનાં ચહેરા તરફ ટીકયું, અને પછી બીડેલા હોથ વચ્ચે કાઇ બબડતો બબડતો પાછો અદર ચાલી ગયો.

હંમેશની માયાળુ દીલની ફ્લોરીસે તેણીની નજીક જઇ તે રડતી સ્ત્રીનાં ખભાંપર હાથ મેલ્યો. "ગરીબ બીચારી!" તે પાછું પટપટી.

પેલી સ્ત્રીએ આંખપરથી રુમાલ ખસેડયો કે તેનો ચેહરો જોઈ ફ્લોરીસ એકદમ ચોંકી પાછલ હથી ગઇ.

તે જોઝીન હતી! ફીકકી, હાડેસાઓથી કાહેલી બનેલી, ચાલુ રડતાં સુજી આવેલી આંખો સાથની કમબખ્ત જોઝીન હતી! તેણીના એક ગાળપર તરતના પડેલા મારની ઇત્રાની, એક જાંબુડો ડાઘ હતો.

ફ્લોરીસ હટી ગઈ કે લોર્ડ નોરમન તેણીની આગળ આવ્યો.

"તુને કાંઈ ઇજા થઇચ, બાઇ?" તેણે માયાથી પુછ્યુ, "તુંને કાંઇ મદદની જરૂર છે?"

જેકીને નાચારીથી ડોકી હલાવી.

"નહીં, સાહેબ; એ માહરો ધણી થાયચ. માહરા ચહેરા સામે જુઓ, તેને તે કેવો કીધોચ." બતીમાં પોતાનો ચહેરો ઉંચો કરતાં તે દુઃખથી બબડી, "એજ માણસને મેં ગરીબાઇમાંથી ઉગાર્યો ને માહરો ભરથાર કીધો. એ બધા માહરા પૈસા ખાઇ ગયો ને—"

પણ હયાં એકાએક એક ધાસ્તીની ચીસ પાડી તેણી અટકી ગઈ, બતીનો ઉજાસ પ્રુસના ચહેરાપર પડયો હતો અને તેણીએ તેને ઓલખ્યો!"

"મીલોર્ડ નોરમન!" ધાસ્તીથી ધ્રુજતાં તેણી બોલી. "ઓ દયા માહરા લોર્ડ, દયા" અને તેણી ગુંટણએ પડવા જતી હતી, પણ ફ્લોરીસે તેણીનો હાથ પકડી તેણીને ઉઠાડી. અને દયા અને માફીના શબ્દો તેણીના કાનમાં બબડી.

ફ્લોરીસ પોતાના ભલા, ભોલા ખવાસથી હજીબી ત્યાંજ થોભતે પણ લોર્ડ નોરમને રાત આગલ વધેલી હોવા વીશે ધ્યાન ખેંચ્યું.

"ચાલ હવે, ફ્લોરીસ, એથી વધુ હાલમાં તુ કાંઈ કરી શકશે નહીં. હું આવતી કાલે આવીને તુંને મલશ, જેકીન, તેં ઘણી બુરી ચાલ ચલાવીચ. પણ તેની તુંને પુરતી સજા થયલી દીસેચ, ગરીબ છોકરી!"

"હા, ઓ, હા, મીલોર્ડ?" તેણી, ડચકાં ખાતાં, ઉશકેરાઇને બોલી. "એ તેજ કમબખત પઇસા હતા, લેડી બ્લાંશના પઈસા અગર જો માહરી પાસે નહીં હતે તો આ માણુસ મને પરણુતે નહીં અને માહરો આવો ફેજ થતે નહીં, આહ! હમે ઘણી ચચ-

લાઇ કાધી અને ઘણીબી બાહોશી વાપડી, પણ અંતે માર્લડી ફ્લો-રીસનીજ જીત થઇ છે, જ્યારે હમે-ખરેજ, ખુદાની લાકડીનો અવાજ નથી." અને એક દયાજનક ડચકાં સાથ તે ત્યાંથી ચાલી ગઇ.

## પ્રકરણ ૩૯ મું.

લંડનની સીઝનની ધધુખરમાં ફરી પાછું એક વખત, અને હવે છેલ્લીજ વાર આપણે ડોકયું ખોશશું, કે જ્યારે જુન મહીનાની એક રાતે, ત્યાંના એક ઘણાજ જાણીતા અને સર્વથી મોહટો વગ-વસીલો ધરાવનાર ઉમરાવને ત્યાં એક ગંજાવર 'બોલ'ની ધમચકરી ચાલી રહી. 'બોલ રૂમ' તદન ચીકાર થઇ ગયો હતો અને ડાન્સ કરનારાંઓનેબી જાણે મુશકીલ થઇ પડયુ હતું.

કેટલાકો પાંચ પાંચ છ છ ની ટોળકી થઇ, હસતાં અને વાતો કરતાં, મ્યુઝીક સાંભળતાં અને ડાન્સ કરનારાંઓને નીહાળતાં ઉભાં હતાં.

એવીજ એકાદ તોળકીમાં આપણી નાયકા ફ્લોરીસ, કાંઉટેસ ઓફ્ નોરમન ઉભી હતી.

આજના જેટલી ખુબસુરત તેણી કદી લાગી નહીં હતી, અને ત્યારે ખુબરૂ જવાનો સંખ્યાબંધના ટોળામાં તેણીની આસપાસ ભમતા રહે તેમાં કશોબી શંદેહ શો હતો?

બર્ટી, હમેશ મુંજબ, તેણીની લગોલગમાં હતો, કે જ્યારે લોર્ડ હેરી તેઓને નીહાળનો તેઓની નજીકમાંજ ઉભો હતો. ફ્રુસ તરફનાં તે છોકરાના માન, વખાણ અને પ્યારમાં દીન પ્રતીદીન વધારેજ થતો જતો હતો, અને તે છોકરો તે વ્હાલા જવાનની ગોયા પુંજા કરતો હતો.

બ્રુસે એક બાનુ સાથ ડાન્સ કરવાની કોશેશ કીધી હતી, પણ તેના નીશફળ જવાંથી તે પોતાની તે ભાગ્યણુ સાથ તે ડાન્સનો બાકીનો ભાગ વાતમાં ગાળી કઢનો એક ખુણામાં બેઠો હતો.

થોડે વારે તે બાનુનો બીજો દાવાદાર, જેની સાથ તેણીએ તે પછીનો ડાન્સ કરવા કબુલ્યું હતું તે આવી લાગ્યો. અને ત્યારે એકલો પડતાં, છુટકારાનો એક દમ ખેંચી ને પોતાની પરણેનર આગળ જવા ગયો કે જયારે તે એકાએક લેડી બ્લાંશની સામે થઈ ગયો.

તે અરસામાં તેણી ઘણી ફેરવાઇ ગઈ હતી, અને પહેલી હરોળમાં તો તેણી પર નજર પડતાં તે ચોંકીને સહેજ પાછળ હટયો. પણ તેણીની શાંત તેજી આંખો જોતાં ગુસ્સાથી તેનાં ભવાંનો ચીલ્લો ચઢી ગયો. એક ઠંડા હસવાં સાથ તેણીએ પોતાનો હાથ હીંમતથી તેન, ભણી લંબાવ્યો જે, પોતાનાં આગલાની સહેજ અણી લગાડી તેણે તુરત છોડી દીધો.

"તમે કેમ છેઓ, બ્રુસ?" તેણીએ સવાલ કીધો. "હું નહીં જાણતી'તી કે તમે અત્રે પાછા આવેલા છેઓ. હમે થોડુંકનાંજ પાછા ફર્યાંચ. લેડી નોરમન સારી પેઠે છે?"

જવાબમાં તે માત્ર સહેજ નમ્યો.

"હા, હમે હમણાંજ પાછાં ફર્યા. હું ધારૂંચ કે માહરે તમોને જણાવવું જોઇએ. હું કાઉંટ બોરીઆનો સાથ અદરાયલી છું, અને થોડાજ વખતમાં હમારાં લગન થનાર છે."

તે નામના પુરૂષને બ્રુસ ઓળખતો હતો. તે એક વીખડેલ બુઢો હતો.

"કાઉંટ ડ બોરીઆનો!" પેહલીજવાર હોઠ ઉઘાડતાં તે ઠંડા અવાજે બોલ્યો "ત્યારે તો તમારો ઘણો ખરો વખત પેરીસમાંજ જશે, હું ધારૂંચ!"

"હા, ખચ્ચીતજ," તેણીએ જવાબ દીધો, "પણ કાંય વારૂં?"

"કારણ જ્યાં બી તમારી હાજરી હશે ત્યાંના તેડાંઓ લેડી નોરમન નામંજુર કરશે જેથી તમે કયાં છેઓ તે જાણેવું ઠીક થઈ પડશે."

તેણીનો ચેહેરો મોહત જેવો ફીકકો પડયો, અને તેણીનો દમ જોરથી ચાલવા લાગ્યો.

"તમે-તમે ભુલી જઇ માફ નથી કરી શકતા, બ્રુસ!" તેના ચહેરામાં ટીકતાં તે બોલી.

"હું માફ કરૂંચ. હમે બંધે માફ કર્યેંચ ને હમે ભુલી જવા ઘણુંજ આતુર છીએઃ તેથીજ માહરી પરણેતરનો તાહરી સાથ મેલાપ થવા દેવા હું ઇચ્છતો નથી, બ્લાંશ." તેણે શાંતપણે જણાવ્યું.

એક પળ તેને તેના ચહેરામાં ટીકયા કીધું અને પછી અચ-બુચ તેને છોડી ચાલી ગઈ.

ઓસ્કાર રેમંડ જેવા બુરા બદમાશને તે માફ કરી શકયો હતો, કે જે પોતાને હાથેજ પોતાને ફેજે પહોંચ્યો હતો. દુષ્ટ જોઝીનને તે માફ કરી શકયો કારણ તેણીને પુરતી સજા થઇ ચુકી હતી, પણ લેડી બ્લાંશને તે કદીબી ખરાં દીલથી માફ કરી શકયો નહીં!

